# અનુક્રમણિકા

# પ્રાસ્તાવિક

હું હાઈસ્કૂલમાં અભ્યાસ કરતો હતો તે સમયથી સદ્ગત પ્રો બળવંતરાય ઠાકોરના સંપર્કમા આવ્યો હતો અને એ સંપર્ક ધીરે ધીરે નિકટના પરિચયમા પરિણમ્યો હતો મારા ઉપર એમનુ ઘણુ વાત્સલ્ય હતું પણ એના સ્મરણો બીજે કોઈ પ્રસગે લખાશે. તેઓ અવસાન પામ્યા એના થોડાક દિવસ પહેલા જ, તા ૨૭ મી ડિસેમ્બર ૧૯૫૧ ને રોજ મુબઈથી શ્રી ઉમાશંકર જોષી ઉપરના પત્રમા (જુઓ 'સસ્કૃતિ,' જાન્યુઆરી ૧૯૫૨, પૃ ૩૬) એમણે લખ્યુ હતુ, "વડોદરે દિવસો ગાળવાનો છુ બેત્રણ કારણે અમડરાસના નિવેદન અને ટીકા તૈયાર થઈ ગયા છે તે ભાઈશ્રી ભોગીલાલ જોઈ જાય એ મુખ્ય કામ" આ કામ હું કરુ એવી સદ્ગતની ઇચ્છા મારા પ્રત્યેના એમના સ્નેહભાવના એક પ્રતીક જેવી હતી એમ હું સમજું છુ પણ એ બધુ મને જોવા-વાચવાનો લાભ મળે ત્યાર પહેલા, ધારેલી તારીખે તેઓ વડોદરા આવે ત્યાર પહેલા એમનુ અવસાન થયુ 'અમડ વિદ્યાધર રાસ'નો ૨૦૦ પાનાનો મૂળ પાઠ તો ત્યાર પહેલા છપાઈ ગયો હતો, પણ બાકીનુ બધુ પુસ્તકાકારે પ્રકાશન યોગ્ય સ્વરૂપમા મૂકવાનુ મારે માથે આવ્યુ છે એ પણ વિધિની એક વિચિત્રતા છે ચર્ચા વિચારણાનુ જે કાર્ય એમની રૂબરૂ કરવાનું હતું એ ન થઈ શક્યુ પણ એમની આ સશોધનકૃતિનું અનુસધાન કરવાનો પ્રસગ આવી પડ્યો સદ્ગત પ્રત્યેની આ મારી યત્કિંચિત્ શ્રાદ્ધાજલિ ગણાશે એટલો કઈક સતોષ માત્ર લઈ શકીશ

ઉપર જેનો ઉલ્લેખ કર્યો છે એ પત્રમા 'નિવેદન' સદ્ગતે તૈયાર કરી દીધાનું જણાવ્યુ છે 'નિવેદન'ની જે સાફ નકલ મને આપવામા આવી છે એમા ૧૧ પરિચ્છેદો લખેલા છે ૧૨ મા પરિચ્છેદનો અક એમણે મૂકયો છે, પણ ત્યાર પછીનું પોતાનું વક્તવ્ય તેઓ અક્ષરબદ્ધ કરી શક્યા નથી પત્ર તા ૨૭ મી ડિસેમ્બર ૧૯૫૧ ને રોજ લખેલો છે અને જાન્યુઆરી ૧૯૫૨ ની અધવચમા તેઓ વડોદરા આવવાના હતા એટલે વચગાળાના થોડાક દિવસોમા એ પૂરુ કરી દેવાનુ તેમણે નક્કી કર્યું હોવુ જોઈએ પણ એ

બન્યુ નહિ આમ 'નિવેદન' સપૂર્ણ નથી પણ એને પૂર્ણકલ્પ ગણી શકાય, કેમકે કાવ્ય, કર્તા, કાવ્યની ભાષા, સપાદનની પદ્ધતિ, હસ્તપ્રતો આદિ વિષે ટૂકી, મુદ્દાસરની માહિતી એમા આવી જાય છે આથી નિવેદનમા કશો ઉમેરો નહિ કરતા જેવુ છે એવુ જ તે પ્રસિદ્ધિમાં મૂકયુ છે માત્ર બેએક સ્થળે જરૂરી ટિપ્પણો ઉમેર્યાં છે

આ નિવેદનને પ્રો ઠાકોર પોતાની રીતે પૂરુ કરી શક્યા હોત તો જે અદ્ભુતરસિક કથાકાવ્ય 'અમડ વિદ્યાધર રાસ'નો અભ્યાસ ઠેઠ ઈ.સ ૧૯૦૯માં તેમણે શરૂ કર્યો તે વિષે તથા જૂના ગુજરાતી સાહિત્ય વિષે એમની મૌલિક રીતિએ ઘણી જાણવા જેવી વાતો એમણે કહી હોત એમ નિવેદનનો જેટલો ભાગ લખાયો છે તે ઉપરથી સહેજે અનુમાન થાય છે * એથી પણ, 'નિવેદન'ની મારા તરફથી કઈ પૂર્તિ કરવાનું અહીં મને યોગ્ય લાગતુ નથી

'અમડ વિદ્યાધર રાસ'ની ટીકા તૈયાર હોવાનો નિર્દેશ પ્રો ઠાકોરે ઉપર્યુક્ત પત્રમા કર્યો છે પરન્તુ શ્રી કીશનસિંહ ચાવડા અને શ્રી. ઉમાશકર જોષી દ્વારા આ સપાદનને લગતા પ્રો ઠાકોરનાં જે લખાણો મને મળ્યાં છે એમા તો આ રાસના પહેલા આદેશની માત્ર ૧૭૦ કડી સુધીના, અછડતા, કાચી નોધો જેવા ટિપ્પણો ત્રણેક પાનામા લખેલા સાપડ્યા હતા, એ છાપવાનુ અહીં જરૂરી લાગતુ નથી પ્રો ઠાકોરે લખેલી આખી ટીકા જડી આવે તો અલગ પુસ્તિકારૂપે પણ એ પ્રકટ કરવી જોઈએ એ ટીકાને એમણે 'મુગ્ધમિત્ર' એવુ નામ આપી રાખ્યુ હતુ એમ એક છૂટા પાના ઉપરની નોધ પરથી જણાય છે

આ લાબા કથાકાવ્ય ઉપર હવે સળગ ટીકા લખવાને બદલે, પ્રકાશકોને ઇષ્ટ એવો સક્ષેપ કરવાની દૃષ્ટિએ તેમ જ અભ્યાસીઓની સગવડની દૃષ્ટિએ

---

* ઉદાહરણ તરીકે એક છૂટી ચબરખી ઉપર તેમણે નીચે પ્રમાણે નોધ કરી છે, તેમાથી ઉતારુ છુ– સ ૧૯૩૮ જેઠ સદ ૫ ગુરુવારે ઉજ્જેણિમા આ રાસ માડેલો [આદેશ ૧] કડી ૧૮ પૂરી કર્યો સ ૧૯૩૮ કાર્તિક શુ ૧૩ એટલે માસ છ અને ઉપર દિવસ નવ આમ આરભ અને સમાપ્તિ બનેની તિથિ નોધેલી જણાય એવા ગ્રન્થ અતિવિરલ

એમાંના મહત્ત્વના શબ્દપ્રયોગોનો એક સાર્થ શબ્દકોશ પુસ્તકને અંતે આપ્યો છે. આ પુસ્તકના નામપૃષ્ઠ ('ટાઇટલ-પેજ') ની યોજના પ્રો. ઠાકોરે ૧૯૪૫ની સાલમાં કરેલી, એમાં અપરિચિત શબ્દોની અન્વિકા (વોકેબ્યુલરી) નો પણ ઉલ્લેખ કરેલો છે, એટલે આ શબ્દકોશ આપવાનું એમના મનોભાવને અનુરૂપ છે. એ તૈયાર કરવામાં મને સહાય કરવા માટે વડોદરા વિશ્વવિદ્યાલયમાં મારા સહકાર્યકર અને વિદ્યાર્થી શ્રી. ઇન્દ્રવદન અંબાલાલ દવે, એમ. એ. નો હું આભારી છું.

'અધ્યાપક નિવાસ,'
વડોદરા.
તા. ૨૪ જુન '૫૩

ભોગીલાલ જ. સાંડેસરા

# અંબડ વિદ્યાધર રાસ

## નિ વે દ ન

૧ ઇ સ. ૧૯૦૯ દરમિયાન રાજકેટ ગુજરાતી સાહિત્ય પરિષદનુ ત્રીજુ અધિવેશન ભરવાની સેના ઉપાડનાર સમિતિએ સાથે સાથે પ્રદર્શન ભરવા ઠરાવ્યુ, કેમકે વૉટસન મ્યૂઝિયમને વિવિધ આકર્ષક સુવ્યવસ્થિત અને ઘણો કીંમતી સગ્રહ ત્યા હતો જ તેમા અનેક ઠેકાણેથી બીજી સાહિત્યગોષ્ઠી પ્રેક્ષકોને ખાસ આકર્ષક અને કીંમતી વસ્તુએ બને તેટલી મેળવવાનું સમિતિના એક મત્રી લેખે મ્હારે માથે આવ્યુ, અને મેં વડોદરા, ભાવનગર, કચ્છ આદિ સ્થળે વિનતિપત્રો મોકલ્યા તેમા એક પૂણે તે વખતે ડેક્કન કૉલેજમાં જ સરકારે જૂની સસ્કૃત પ્રાકૃત પોથીઓનો ભેગો કરેલો મોટો સગ્રહ હતો (જેને પાછળથી પૂણાના વિદ્વાનોએ થડ લેખે સ્થાપીને ભાણ્ડાર્કર ઑરિયેંટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટની સંસ્થા બનાવી લીધી), તેમાથી કેટલીક પ્રાકૃત અપભ્રશ અને જૂની ગુજરાતી પોથીઓ રા ભાઈશ્રી ખેલત્ર લ્કર સાથે એકાદ માસ બ્હેલી મોકલવા ડેકન કૉલેજના સસ્કૃતના (સદ્ગત) આચાર્યશ્રી ધાટેને વિનતિ કરેલી, અને તેમણે ડિરેકટર સાહેબની પરવાનગી મેળવી એ પ્રમાણે તુર્ત અનુકૂળતા કરી આપેલી ઇ ૧૯૦૦–૧૯૦૧ ના મ્હારા શિષ્ય ભાઈ શ્રીપાદ ખેલત્રલ્કર જ આ વખતે એ પોથીસગ્રહના ગ્રથપાલ હતા. (હાર્વર્ડ મહાવિદ્યાલયના દાક્તર તો તેઓ એ પછી થઈ આવ્યા) તેમણે ડેકન કૉલેજમાથી રાજકોટ આ સમયે જે સખ્યાબધ પોથીઓ પ્રદર્શન માટે આણેલી તેમાથી ત્રણે મ્હને ખાસ આકર્ષેલો અને બેચાર

દિવસ તેમનાં પાનાં ઉથલાવ ઉથલાવ કરીને મેં એ પોથીઓનું કંઈક પ્રાથમિક જ્ઞાન મેળવવાને પણ યથાશક્તિ પ્રયત્ન કરેલો. આ ત્રણમાંની એક તે આ રાસ. આપણા મધ્યકાલીન રાસસાહિત્યમાં અંબડ રાસને નામે અનેક પોથીઓ જાણવામાં છે અને તેમાં એક રાસ મોટો અને બીજા અન્યોન્ય ભિન્ન બે (કે કદાચ વધારે) ન્હાના ન્હાના રાસની જુદે જુદે સમયે લખાયલી શુદ્ધાશુદ્ધ નકલો છે. આ મોટા અંબડ રાસને જ હું એ નાયકને લગતા બીજા રાસોથી જુદો પાડવાને 'અંબડ વિદ્યાધર રાસ'નું નામ આપું છું.

નડિયાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદનાં એક ઉપર એક બે અધિવેશનો ભરાયલાં, તેમાંનાં પ્હેલા વખતે તેના એક કાર્યકર બંધુએ મ્હને એક પોથી આપી જે આ જ રાસની અને ઉપલી પોથી કરતાં જૂની અને વધારે સારી જણાતાં મેં તે વધુ અભ્યાસ માટે રાખવાને માગી અને એ ભાઈએ તે મ્હને ખુશીથી આપી. વચલાં વર્ષોમાં હું જૂની ગુજરાતી ભાષાથી સારી રીતે જાણીતો થઈ ગયો હતો અને જૈન દેવનાગરી લિપિમાં તેમ બ્રાહ્મણોની અને ભાટોની લખેલી લિપિની જૂની પોથીઓ હું સરળતાથી ઉકેલી પણ શકતો.

આ નડિયાદથી મળેલી પોથી અત્ર સંજ્ઞા—ન ઉપલી પોથીની અત્ર સંજ્ઞા—ભા આગળ ચાલતાં આવે છે તે ત્રીજી પોથી માટે અત્રસંજ્ઞા-પા ) મળતાં પ્હેલાં અને પછી મેં અનેકાનેક જૂની પ્રાકૃત અપભ્રંશ ગુજરાતી હિંદી પોથીઓ જોઈ છે, તે સર્વમાં આનાથી વધારે શુદ્ધ રીતે લખાયલી બીજી એક પણ ભાગ્યે હશે. એટલે વાંચતો ગયો તેમ તેમ એમાં મને વિશેષ રસ પડવા માંડ્યો, અને એ સાત 'આદેશ'નો ગ્રંથ છે તેમાંથી પ્હેલા બે વાંચી રહ્યો ત્યાં જ મ્હને આપણા આખા રાસવાઙ્મયમાં આનું સ્થાન મહત્ત્વનું અને વિશિષ્ટ છે, એ હકીકત સમજાઈ ગઈ.

પંચતંત્ર (સં), અરબી રાત્રિઓ (આ), દિકૅમરોન (ઇ), અને ધિ અર્થલી પૅરેડાઈસ (ઈં), જેવા સુપ્રસિદ્ધ સંગ્રહો ન્હાનામોટાં કથાનકોના બનેલા છે,

અને દરેકમાં સર્વને લપેટી સાંધી લેતું એક કથાનક પ્રથમપ્હેલું હોય છે, તથા આખા સંગ્રહને સમેટી લેતું એક સંગ્રહને અંતે હોય છે, તે બે અગ્રિમ અને અંતિમ કથાનકો આવા સંગ્રહોમાં સૌથી જરૂરી સર્વાનુમતે ગણાય છે. 'સિંહાસનબત્રીશી' નામે આપણા રાસગ્રન્થમાં આવું જરૂરી પ્રથમપ્હેલું સ્થાન આ 'અંબડ વિદ્યાધર રાસ'નું છે; સિંહાસનને જે બત્રીશ પુતળાઓ છે, જેમાંની દરેક પોતાનો વારો આવતાં એક કથનક કહે છે, એ બત્રીશે પુતળી મૂલ કોણ હતી, અને સિંહાસનમાં ક્યારે શાને સ્નેડાઈ-જડાઈ ગઈ, તેની કથા જ આ 'અંબડ વિદ્યાધર રાસ'. એ બતીશ પુતળીઓ તે અંબડ વિદ્યાધરની બત્રીશ રાણીઓ, અંબડ એક સામાન્ય નિર્ધન સાધનહીન ક્ષત્રિયમાંથી મહામોટો રાજા અને અનેક અલૌકિક વિદ્યાઓનો જ્ઞાતા વિદ્યાધર કેવી રીતે થયો તથા એક પછી એક આ બત્રીશ રાણીઓને તે કેવી રીતે પરણ્યો, એ સર્વ અદ્ભુત બનાવોની કથા તે જ આ 'અંબડ વિદ્યાધર રાસ.' આ પ્રમાણે આ રાસ અદ્ભુત રસની એક મહા અદ્ભુત વાર્તા છે, અને કર્તા વાચક મંગલમાણિક્યે તેમાં વચ્ચે વચ્ચે બીજાં અનેક ઉપાખ્યાનો દૃષ્ટાંતો મૌક્તિકો આદિ ગુથી લઇને એને બને તેટલી રસિક બનાવી, સર્વ સીધી દોર છટાદાર અને સરલ બાનીમા વેગીલી ગતિએ વર્ણવ્યું છે. વળી અદ્ભુત રસ એટલે આપણા સાહિત્યમા તો ચમત્કારો. અને ચમત્કાર ઉપર ચમત્કાર આવ્યા જ જાય, એનાથી કટાળે એવા વાચકને પણ ઘડીભર તો આકર્ષે એવી આ કર્તાની ભાષાપ્રભુતા અને વર્ણનની ઋજુતા છે. એકથી વધારે ઉપાખ્યાન અદ્ભુત તથાપિ સસારચિત્ર લેખે કીમતી ય છે

૨. પ્રસંગોપાત્ત ઉમેરૂં છુ કે આ રાસગ્રન્થના છેક છેલ્લા કથાનક લેખે એક ન્હાનો રાસ છે જેને પોથીઓ 'વિક્રમસેન ચઉપાઇ' અને બીજા નામો આપે છે, પણ હું એ રાસના નાયકના નામ ઉપરથી 'વિક્રમચરિત્ર રાસ' કહું છું, તેને પણ મેળવી તેની મેં સપાદના કરી છે, અને 'અંબડ વિદ્યાધર રાસ' અને 'વિક્રમચરિત્ર રાસ' બે એક સમયે પ્રકટ કરવાની મ્હારી યોજના છે. એટલે એ ન્હાનો રાસ પણ ટીકા આદિ સાથે છપાઈ

રહેવા આવ્યો છે.* વિક્રમચરિત્ર પરદુઃખભંજન વિક્રમાદિત્યની ઉત્તરાવસ્થામાં થયેલા પુત્રનું નામ છે. એની માતા એટલે વિક્રમાદિત્યની છેલ્લી રાણીને તે ધૂતીને પરણેલો, એટલે પુત્ર મોટો થયો અને એ હકીકત જાણવા પામ્યો, ને તુર્ત એણે પ્રતિજ્ઞા લીધી કે હું વિક્રમાદિત્યનો સાચો પુત્ર ત્યારે જ કે જ્યારે માતાનું વેર એ મહાધૂર્તને પણ ધૂતીને વાળું ત્યારે. 'વિક્રમચરિત્ર રાસ' નાયક પોતાની આ પ્રતિજ્ઞા પાળે છે અને પછી પિતા સંસાર છાંડી રાજપાટ આ સવાઈ પુત્રને સોંપી દે છે તેના વર્ણનનો રાસ છે, તેમાં આ બધું વસ્તુ ટુંકામાં જ ઉકેલ્યું છે.

૩. 'મડાપચ્ચીશી,' 'સૂડાબ્હોતરી' 'સિંહાસનબત્રીશી' વગેરેમાં અનેકાનેક ન્હાનામોટાં રસિક ગુજરાતી આખ્યાનો ગુંથનાર આપણા સાહિત્યમાં અદભુત રસના જાણીતા ઉસ્તાદ કવિશ્રી સામળ ભટ્ટ વેંગણપુરીએ આ બે રાસ જ શાને જતા કર્યા હશે ? આ બે રાસોના મ્હારા પ્રકાશનથી ગુજરાતી સાહિત્ય અને તેના ઇતિહાસાદિમાં રસ લેતા વિદ્વાનોને વિચારણા અને સંશોધનને માટે આ નવો સવાલ ઉપસ્થિત થાય છે. સામળ ભટ્ટ જેવા બહુશ્રુત વિદ્વાને આ કથાઓ તેમના જૂની ગુજરાતીનાં કે તેથી આગળનાં પ્રાકૃત સંસ્કૃત રૂપમાં જોયેલી જ નહીં, એટલે લખે પણ શી રીતે, એવા નિકાલ માટે તો અવકાશ જ નથી. છેક પ્રાથમિક ખુલાસા તરીકે આટલું સુઝે છે ખરૂં, કે આ બને કૃતિઓમાં જૈન ધર્મના પ્રચારનો ઝોક વિશેષ, એટલે જ શામળ જેવા બ્રાહ્મણ કવિએ આમ કર્યું હોય, પોતાના ખાસ આશ્રયદાતા પાટીદાર પટેલ, તેમને તે સમયે જૈનપથની ભારે સૂગ, તે કારણથી પણ તેમના આશ્રિત કવિની કલમ અટકી પડેલી હોય; આવાં છેક પ્રાથમિક સપાટિયાં સૂચનથી જ સંતોષ માનીને આ પ્રશ્નની રજા લઉં છું.

૪. કર્તા મંગલમાણિક્ય જણાવે છે કે રત્નસૂરિની સંસ્કૃત કૃતિનો ગુરુ ભાનુ ભટ્ટ પાસે અભ્યાસ કરીને આ રાસ રચ્યો. આ રાસની મૂળ

* આ રાસના મૂળ પાઠના છપાયેલા ફરમા શ્રી હીરાલાલ ચાવડા પાસે છે. તેઓ એના પ્રકાશન માટે વહેલી તકે પ્રબન્ધ કરે એવી આશા રાખીએ.
— ભો. જ. સાંડેસરા

સંસ્કૃત રચનાની પણ એક પ્રત પૂણા ભાણ્ડાર્કર ઓરિયેંટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના સુવિશાળ સંગ્રહમા છે પરતુ અહીં આણી તે પહેલા એ વર્ષો કે પેઢીઓ લગી ગાભાચૂથા કચરા અને નકામી ભાગીતૂટેલી ઉસેટાયલી ચીજો સાથે ગમે તેવા છાપરા તળે અને ભાગેલ જાળી બારીની નજીક કોઈ કાતરિયામા પડી રહી હશે, ત્યા વર્ષાદના પાણીએ અને વાછટે તેના હાલ-હવાલ કરી નાખ્યા છે, અત્યત સાચવી સાચવીને મેં એના ચોટી ગયેલ પાના છૂટા પાડ્યા ત્યારે પાણીને લીધે બધે જ ડાઘા ડાઘા થઈ ગયેલ દીઠા ઉપરાત શાહી પણ એવી રીતે આખા પાનામા રેલાઈ ગયેલ દીઠી કે તેમા કોઈ સ્થળે જ થોડા અક્ષરો પ્રયત્ને વાચી શકાય એમ હતું આ પ્રમાણેના આ પાનાઓને છૂટા કરીને તપાસતા તપાસતા છેલ્લે પાને એક શ્લોક કઈક રચ્યાસાલના નિર્દેશનો હશે એમ લાગ્યુ અદર એટલા વર્ણો કદર્થક કાચની મદદ વડે કલ્પી કલ્પીને ગોઠવી લેવા પડે એમ હતુ કે મ્હને તો એ શ્લોક બેઠો જ નહીં ઇન્સ્ટિટ્યૂટના નિષ્ણાત પડિતોએ એની સાથે મગજમારી કરી અને પોતાને જેવુ તેવુ બેસે છે, તે અનુમાન જણાવે છે કે એ કૃતિ કદાચ સં * રચાઇ હશે

આ સસ્કૃત મૂળની બીજી પ્રત–પ્રતો ગુજરાતના સાહિત્યશોખી વિદ્વાનોએ શોધવી જોઇએ અને સારી મળી આવે, તો ગાયકવાડ ઓરિયેંટલ કે મુબાઈ સરકારની સસ્કૃત, કે કોઈ મહાવિદ્યાલયની ગ્રથમાળામા તેનુ સપાદન પ્રકટ

---

* સદ્ગત પ્રો ઠાકોરના મૂળ નિવેદનમા વર્ષનો આકડો અહીં આ પ્રમાણે પોલો જ રાખેલો છે આ સસ્કૃત 'અમડ-ચરિત' રચનાર મુનિ રત્નસૂરિએ રાજા કુમારપાલના મત્રી જગદેવની વિનતીથી સ ૧૨૨૫ મા પાટણમા 'અમમસ્વામી-ચરિત' રચ્યુ હતુ 'અબડચરિત' પણ તેમણે પાટણમા રચ્યુ હતુ અને જગદેવ આદિને સભળાવ્યુ હતુ (શ્રી મોહનલાલ દેસાઈ કૃત 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ,' પૃ ૨૮૧) આથી 'અબડચરિત્ર' પણ સ ૧૨૨૫ આસપાસ રચાયુ હોવુ જોઈએ

— ભો. જ. સાંડેસરા

કરી તેને સુલભ કરી આપવી જોઈએ. કદાચ ગુજરાતમાંના જ કોઇને કોઇ જ્ઞાનભંડારમાં એની પ્રત–પ્રતો પડી હશે. આ ચોપડી હાથમાં આવે અને પાનાં ફેરવતાં આ કલમ ઉપર નજર પડે એવા કોઇ જૈન વા જૈનેતર વિદ્વાન એ પોથી–પોથીઓ વિશે મ્હને ચોક્કસ ભાળ આપશે તો હું જ તે મેળવવાની ખટપટ કરીશ અને મળી જતાં જાતે ઉપર પ્રમાણે પ્રકટ કરીશ અથવા તો કોઈ વધારે નિષ્ણાત અને વળી જુવાન વિદ્વાનને એ પ્રમાણે પ્રકાશન માટે સોંપી દઈશ.

અને આ સંસ્કૃત મૂલ આ પ્રમાણે છાપેલી ચોપડી રૂપે સુલભ બની જતાં, મંગલમાણિકયે પોતાનો આ રાસ રચતાં એમાંથી કેટલું એમ ને એમ ઉતાર્યું છે, કેટલું લેતાં ફેરવી નાખ્યું છે, એમાં નથી એવું કેટલું બીજેથી–કયાં કયાંથી–પસંદ કરીને કેટલા ફેરફાર સાથે પોતાની કૃતિને દીપાવવા–વિસ્તારવાને તેમાં કેવી કલાથી ગુંથી લીધું છે, વગેરે પ્રશ્નો પણ વિદ્વાનો સારી રીતે તપાસી શકશે. દીવે દીવો પ્રકટે છે એ સૂત્ર જેટલું વ્યવહારમાં તેટલું જ જ્ઞાનવૃદ્ધિ અને સંશોધનના વિષયમાં લાગુ પડે છે.

૫. ન પ્રતની ગુણવત્તા જોઈને મેં આ રાસ જાતે જ સંપાદવાનો નિશ્ચય કર્યો, તે સાથે આની બીજી પ્રતો બને તો મેળવવાની ખટપટ શરૂ કરી. બે ત્રણ દૂર દૂરના જ્ઞાનભંડારોમાં એક એક પ્રત છે અથવા હતી ખરી એમ ચોક્કસ જાણવામાં આવતાં તે મેળવવા મથ્યો પણ કંઈ વળ્યું નહીં. આપણા કેટલાક જ્ઞાનભંડારોના રખેવાળ ધનિકો સ્વદેશી વિદ્વાનોને દાદ જ દેતા નથી, જ્યારે જર્મની–અમેરિકાથી કોઈ અજાણ્યો ટોપીવાળો પણ ગ્રંથો મેળવવાને આવ્યો હોય, તો તેઓ સામા સ્ટેશન ઉપર જઈને પોતાના જ્ઞાનભંડારોમાંની વીશપચીશ અમૂલ્ય વાનીઓ તેની આગળ ધરી દે છે, અને તેને જે જોઇતી હોય તે તો આપે જ ઉપરાંત એક બે બીજી પણ વળગાડે, અને

આગગાડી સ્ટેશને અર્ધો કલાક જ રોકાતી હોય તે દરમિયાન એ ટોપીવાળાને પોતે મેળવવા ધારતો હોય તે કરતા પણ વધારે મળી જાય,—આપણો ગરીબ બાપડો દેશ સતાનને હાથે જ એટલો લૂંટાય*—એવું એવું મેં નજરે જોયું છે હોય ગુલામીમા છૂંદાયલી પ્રજાના આગના બીજી જાતના હોય પણ ક્યાથી ! વારુ, આવું હીન માનસ સૈકાઓ લગી ચાલેલું પણ હવે તેની ઘટિકાઓ ભરાઈ ચુકેલી લાગે છે. હવે પછીની પેઢીઓમા આપણા વિદ્વાનોને આની કશી મુશ્કેલીઓ નહીં નડે એવી આશા રાખું છુ

સારાભાઈ નવાબ વગેરેએ અમુક પ્રસગે અમદાવાદમા જૈન પોથીઓનુ ગજાવર પ્રદર્શન ભરેલુ. તેના જોતા જોતા એક સુશીલ જૈન વિદ્વાનની કૃપાથી એ પ્રદર્શનમા મેં આ રાસની એક પ્રત જોઈ એ કેવી રીતે મેળવાય તે વિશે મેં મ્હારા ભાવનગરના વયોવૃદ્ધ મિત્ર સદ્ગત કુંવરજી કાપડિયાની સલાહ લીધી અને એક સુપ્રતિષ્ઠિત બારિસ્ટર સાહેબની ચિઠ્ઠી લઇને મ્હારા મિત્ર (તે વખતે અમદાવાદના સરકારી વકીલ) દિ બ રતિલાલ લાખિયાની જોડે શેઠ સાહેબ કસ્તૂરચદ લગી પહોચ્યો એક બીજા મિત્ર—શ્રી માવળકર—મારફતે

* પૂણા ઓરિયેંટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટમા જુદા જુદા જૈન કવિઓએ ત્રણ ચાર સૈકા દરમિયાન લખેલા નવાખ્યાનોની સારી પ્રતો હતી સૌથી મ્હોટુ પ્રેમાનની નવાખ્યાનનુ લગભગ સમકાલીન હતુ પ્હેલા વિશ્વયુદ્ધ દરમિયાન એ બધી પોથીઓ એક સામગ્રી જમન વિદ્વાનોએ મગાવેલી જે આગબોટમા મોકલાઈ હતી તે આગ બોટનો જ એક જર્મન છન્નાવે (સબ્મેરીન, છૂ-ગુપ્ત, અદૃશ્ય) એલેક્ઝાંડ્રિયા અને માલ્ટા વચ્ચે ભોગ લીધો મ્હારો એક મિત્ર સદાશિવ મણિનારાયણ દીક્ષિત પણ આ સુલતાનીમા જ ડુબી ગયો હતો હજુ હિંદભરમા પથરાયલા બીજા જ્ઞાનભડારોમા એ નવાખ્યાનોની પ્રતો મળી આવવી જોઇએ, ગઈ તે બધી પોથીઓની યાદી ઇન્સ્ટિટ્યૂટમા છે, તેમાથી કોઇકની જ બીજી એકે પ્રત ના મળે એમ બને પરતુ કોઇ ગુજરાતી વિદ્વાને આજ સુધી આ કશી તરદી લીધી નથી ગુજરાતીના આચાર્યોની સખ્યા, ડોલેજો વધે છે તેની સાથે વધતી તો જાય છે, તેઓ કરે છે શું?

આગળથી વાત પહોંચાડી હતી. એટલે એ પ્રત (સંજ્ઞા—પા) મળી જવામાં હરકત કે વિલંબ નડ્યાં નહીં. આ પ્રત સારી હતી જો કે ભાથી પણ ઉતરતી. મેં આ ત્રણ પ્રતોથી જ સંતોષ માનીને તુલનાત્મક અભ્યાસ શરૂ કર્યો. તે પછી મ્હારો પગ ભાંગ્યો તેમાં વરસ સવા વરસ ગયું અને મ્હારે વડોદરા છોડી મુબઈવાસી થવું પડ્યું. અને પછી તો આ બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને તેની અનેક મુશ્કેલીઓ મોંઘવારીઓ વગેરે પુસ્તકમુદ્રણપ્રકાશનમાં ય પુષ્કળ નડવા લાગી. શેઠ સાહેબ તરફથી આ પ્રત માટે ઉઘરાણી પર ઉઘરાણી થયેલી એને ગણકારી નથી, પ્રતને આજ લગી વળગી રહ્યો છું. ગ્રંથને છાપવા આપ્યા પછી જ પાછી મોકલી આપી છે. ભા પ્રતને પણ મેં ત્રણચાર વાર મંગાવી ને મ્હારા એ પૂણાના મિત્રોએ હર વખતે ખુશીથી મોકલ્યા કરી છે અને મેં મહિના ને મહિના રાખેલી છે. ઉપરાંત ખાસ એ પ્રતની ખાતર જ હું બે વાર પૂણે જઈને ચાર ચાર અઠવાવાડિયાં ઉપર ત્યાં રહી આવ્યો છું. મ્હારી પ્રકૃતિ મૂલથી એવી છે કે મ્હને અનેક ચીજો આકર્ષ્યાં કરે છે. કોઈ પણ એક કાર્યને તે પૂરૂં થતાં લગી વળગી રહું, એમ હું કોઇક જ વાર કરી શકું છું. થોડું થાય અને કોઈ બીજું કામ વ્હેલું કરી નાખવાની જરૂર ઊભી થાય, એટલે આગલું પડતું મુકાય; મહિનાઓ પછી તેને હાથમાં લેવાનો જોગ આવે, ત્યારે કેટલુંક ફરીને કરવું પડે એવી સ્થિતિ ઉભી થઈ હોય. આમ સાતમાંથી ત્રણ આદેશની ચાર ચાર નકલો થઈ છે; કોઈ આદેશની બેથી ઓછી થઈ નથી. નકલ કરવામાં, મૂલ સાથે તેને સરખાવવામાં રાસની બે પોથીઓની સરખામણીમાં એમ સાત—આઠ યુવકયુવતીઓની મેં સહાયતા લીધી છે, જે તેઓએ મ્હને ખુશીથી અને નિયમિત રીતે રોજ ને રોજ બની શકયાં તેટલાં અઠવાડિયાં આપેલી છે. એકબે આ પ્રમાણે તથા 'કાન્હડદે પ્રબંધ,' 'વિમળ પ્રબંધ,' 'ભાલણ કાદંબરી'ના થોડા ભાગ મ્હારી સાથે વાંચીને મધ્યકાલીન ગુજરાતી ભાષા કેટલીક શીખી પણ ગયા છે. આ સર્વનાં નામ અને દરેકે કેટલો સમય આપેલો કેવોક શ્રમ લીધેલો તે કશુ અહીં નથી નોંધતો તે ઉપરથી વાચકે માની ના લેવું કે મ્હને એવી

મદદ કે એવા સહાયકોની કદર નથી. એ યુવક યુવતીઓ પોતે તો મ્હને કૃતઘ્નતામાં મેળા નહીં ગણે એ મ્હારી ખાતરી છે.

૬. દરમિયાન મ્હારા પોતાના જૂના તેમ રચાતા જાય તે નવા ગ્રંથોના પ્રકાશનનો ભાર મ્હારે માથે હતો જ. ઉપરાંત આવો મોટો ગ્રંથ છાપવા પ્રકટ કરવાનો બધો ભાર ઉપડે એવી મારી સ્થિતિ રહી નહીં એટલે મેં ભાઈશ્રી દા. બિનયતોષ ભટ્ટાચાર્ય, ઓરિયેંટલ રિસર્ચ સંસ્થા, વડોદરા, ભાઈશ્રી દા. જ્યોતીંદ્ર મ્હેતા, વડોદરા વિદ્યામંત્રી, અને ભાઈશ્રી આચાર્ય ગોવિંદલાલ ભટ્ટ, વડોદરા કોલેજ સંસ્કૃતપ્રાકૃત આચાર્ય, એમને આ ત્રણ પોથી બતાવી ગ્રંથનું ગૌરવ જણાવી એમની મારફત વડોદરા દિવાન સાહેબને વિનંતિ કરી અને સાહિત્યોજનાર્થ ભાલણકૃત કાદંબરી ( પૂર્વ ભાગના ) ના પ્રકાશન માટે શ્રી. કે. હ. ધ્રુને શ્રીમંત ગાયકવાડ સરકારની મદદ મળેલી, એ તાજો દાખલો ટાંકયો. આમ એ મુશ્કેલી પણ દૂર થઈ અને તે પછી જે વિશેષ વિલંબ થયા કર્યો છે તે વધતી જતી ઉંમર અને બીજી અનેક જંજાળને લઇને થયો છે.

૭. તુલનાત્મક અભ્યાસને અંતે મેં સંપાદનાની શાસ્ત્રીયતા સાધવાને માટે નીચલો માર્ગ લીધો છે. પ્રત નને આદર્શ પ્રત ગણી આખો રાસ એમાં છે તે પ્રમાણે છાપ્યો છે. એમાં ઘણા શબ્દોની જોડણી એકધારી નથી. વિશેષ નામ, સામાન્ય નામ, ભાવવાચક નામ, સર્વનામ, વિશેષણ, અવ્યય, નામાદિનાં વચન વિભક્તિ આદિ પ્રમાણેના રૂપ, ક્રિયાપદોનાં કાળ, પ્રયોગ, પુરુષ, વચનાદિ પ્રમાણેનાં રૂપ, કશું જ એકધારું નથી. જૂની મધ્યકાલીન અર્વાચીન સંસ્કૃતકુટુંબી આપણી કોઈપણ પ્રાકૃતમાં ( તેમાં વપરાતા સંસ્કૃત શબ્દોને બાદ કરિયે તો બીજા ) શબ્દો અને રૂપની જોડણી એકધારી છે જ નહીં, હતી નહીં, થશે નહીં. અને જરાક વિચાર કરતાં જણાશે કે એકધારી જોડણી માગવી, તે ઈંગ્રેજી અને યુરોપી ભાષાઓની દેખાદેખી ઉપરથી જ ઉપજતી માગણી છે, આપણી ભાષાઓની પ્રકૃતિ અને આપણી લિપિની

ગુણવત્તાના આપણા અજ્ઞાનમાં જ એનું મૂલ છે, કહો કે સૈકાઓ ચાલેલી ગુલામગીરીને લઈ ને જામેલ આપણા હીનમાનસના જ પુરાવો છે.

યુરોપી લિપિ બધાં સ્વરવ્યંજનઉચ્ચારણોને પ્હોંચી વળે એટલી પૂરતી નથી એટલે તેમાં એકથી વધારે જુદાં જુદાં ઉચ્ચારણો માટે એક જ સંજ્ઞા વાપરવી પડે છે એટલે કે એક જ સંજ્ઞા એકથી વધારે ઉચ્ચારણ માટે હોય છે–તોપણ કેટલાંક ઉચ્ચારણ રહી જાય છે જે માટે કોઈ પણ સંજ્ઞા નથી: અને તોપણ કેટલાંક ઉચ્ચારણ દર્શાવવાને એકથી વધારે સંજ્ઞા તેઓ વાપરે છે. ક્ ઉચ્ચાર યુરોપી લિપિ માં C થી K થી Ck થી Ch થી એમ કેટલાક શબ્દોમાં એક રીતે કેટલાકમાં બીજાં સાધને કેટલાકમાં ત્રીજાં સાધને કેટલાકમાં ચોથી રીતે દર્શાવવો પડે છે. એ લિપિમાં માત્ર ૭ સાત સ્વરચિહ્નો છે અને એ લોક સ્વરોચ્ચારણો તો આપણે કરિયે તે તમામ કરી શકે કરતા આવ્યા છે અને કરે છે. આ બે દોષ જ એટલા મોટા છે કે બીજા દોષોને જતા કરીને પણ આપણે કહી શકિયે, આવી લિપિ વાપરતી ભાષાઓમાં દરેક શબ્દની જોડણી ધોકાપંથી રીતે કે ગમે તે રીતે એક જ રાખવામાં ના આવે, તો જોતજોતામાં અતિઘોર અવ્યવસ્થા ( Chaos ) નીપજે, કોઈ કોઈનું બોલ્યુંલખ્યું સમજે નહીં; અને સેંકડો વર્ષ સંસ્કૃતિવાહન બનેલ ભાષા અને સાહિત્ય પોતાના અવ્યવસ્થાપાપે જ મરવા પડે.

સામી બાજુ આપણી સંસ્કૃત અને સંસ્કૃતકુટુંબી ભાષાઓની લિપિ લગભગ પૂરતી છે. ઉચ્ચારણસ્થાન પ્રમાણે શાસ્ત્રીય રીતે ગોઠવેલી છે, તેમાં લગભગ દરેક ભિન્ન ઉચ્ચારણ માટે એક જ સંજ્ઞા છે, દરેક સંજ્ઞા એક જ ઉચ્ચારણ નિર્દેશે છે.

આખી ચર્ચા વિસ્તારથી અને દાખલાદલીલ સાથે રજુ કરવાનું આ સ્થાન છે નહીં : ટુંકામાં આટલું જ બસ છે કે સંસ્કૃતકુટુંબી આપણી પ્રાચીન

મધ્યકાલીન અને અર્વાચીન ભાષાઓમાં શબ્દો સંસ્કૃત ભાષાના અને સંસ્કૃતેતર એ બે જ વર્ગના છે; સંસ્કૃત શબ્દો મૂલ પ્રમાણે લખવા અને લખવા તેમ જ ઉચ્ચારવા, એ એક નિયમ પાળવો એ વર્ગ માટે અનિવાર્ય છે. પૂરતો પણ છે.

સંસ્કૃતેતર શબ્દો ઉચ્ચારિયે તેમ લખવા માટે આપણી લિપિ સમર્થ છે, તો તેમને ઉચ્ચારિયે તેમ જ લખવા એ એક જ નિયમ તેમને માટે પણ પૂરતો છે. અર્થમાં જુદા જુદા અંશ ઉપર વત્તોઓછો ભાર પડે તે પ્રમાણે આપણે આ શબ્દોના ઉચ્ચારણમાં કેટલાક સ્વર લઘુને બદલે તે તે વખતે ગુરુ બોલિયે છ, કેટલાક તે તે વખતે ગુરુને બદલે લઘુ બોલિયે છ; આમાંની એકબે ભાષાઓમાં તો નિયમ જ છે કે ભારદર્શક જ પણ જેવું અવ્યય આવે ત્યારે તે પ્હેલાંનો સ્વર લઘુ હોય તો ગુરુત્વ પ્રાપ્ત કરે. ગુજરાતીમાં પણ એ નિયમ સારી પેઠે પ્રવર્તે છે. "આટલું કરિ આપ," એ વાક્યમાં જ કે પણ ઉમેરાતાં, તે "આટલું કરી જ આપ," "આટલૂં પણ કરિ આપ," "આટલૂં જ કરિ આપ," એમ જ બોલાય છે. ઉચ્ચારાનુસારી (ફોનેટિક Phonetic) લેખન માટે આપણી લિપિ સમર્થ છે, એ પ્રમાણે શબ્દોના કેટલાક અંશ એકધારાને બદલે વિવિધરૂપના લખાતાં કશી જ અવ્યવસ્થા કે બીજી અડચણ થતી નથી અને ભારવ્યવસ્થા કે ઉક્તિ પ્રશ્નોક્તિ કટાક્ષોક્તિ કે કયા પ્રકારની છે, ઉક્તિની પાછળ લાગણીનો જોશ કેટલો છે વગેરે પણ આપણે જણાવી શકિયે છ, શ્રોતા તે અચૂક ગ્રહણ પણ કરી લે છે.

આપણી સંસ્કૃતકુટુંબી ભાષાઓમાં સંસ્કૃતમાં નહીં. તેવાં ઉચ્ચારણો પણ છે. સંસ્કૃત ઉચ્ચારણમાં પ્હોળો એ નથી, પ્હોળો ઓ નથી, પોચો અનુસ્વાર નથી, ળ નથી. પરંતુ સંસ્કૃતોત્તરોત્ય નવું નવું લોહી દેશમાં વિજેતા ધાડાંઓરૂપે ધૂસી ગયું તેની સાથે આ નવાં નવાં ઉચ્ચારણો દાખલ થયાં છે.

તો તેમને માટે આપણી લિપિને અનુરૂપ નવી સંજ્ઞાઓ તેમાં ઉમેરી લેવામાં જરા પણ મુશ્કેલી નથી.

કોટર (સં) પણ કૉઙ (પ્રા.–પ્હોળું ઉચ્ચારણ)
સેના (સં) પણ સૅન (પ્રા.– „ „ )
અંગુલિ (સં) પણ આંખ (પ્રા.– પોચો અનુસ્વાર)

૮. ચલણી પ્રાકૃતો સંસ્કૃત નાટકોમાં આવે છે. તેના સંસ્કૃતેતર શબ્દોમાં એકધારી જોડણી હોતી નથી, તથાપિ તેથી કશો અનર્થ કે બીજો ગેરલાભ કોઈ કાળે થયો નથી. ચલણી પ્રાકૃત અને અપભ્રંશમાં લખાયલાં કાવ્યો પ્રકટ થયાં છે તે સર્વમાં સંસ્કૃતેતર શબ્દોમાં અને વચન વિભક્તિ કાળ આદિના પ્રત્યયો સાથેના પૂરાં શબ્દપદોના લેખનમાં લઘુગુરુ સ્વરની બાબતમાં અનુસ્વારના ભાવાભાવમાં અને બીજું થોડું વૈવિધ્ય જોવામાં આવે છે; કેટલુંક લોકોના ઉચ્ચારણમાં પેઢીએ પેઢીએ કંઈક ફેર પડે તેથી એ વૈવિધ્ય છે. કેટલુંક જુદા જુદા સ્થળના ઉચ્ચારણમાં કંઈક ફેર હોય તેથી એ વૈવિધ્ય છે. એનાથી પણ કશો અનર્થ કે બીજો ગેરલાભ નથી જ થતો.

સંદેશરાસક એ ચલણી અપભ્રંશમાં એક વિદ્વાન મુસ્લિમ કર્તાની કૃતિ શાસ્ત્રીય રીતે સંપાદિત થોડા વખત ઉપર જ પ્રકટ થઇ છે તેમાં સંપાદક આચાર્ય શ્રી હરિવલ્લભ ભાયાણીએ જોડણીવૈવિધ્ય વ્યાકરણવિષયક પ્રવેશક (ઈ.) માં લંબાણથી ચર્ચ્યું છે, તે જોવાથી પણ ખાતરી થશે કે સંસ્કૃતેતર શબ્દોમાં અને શબ્દરૂપોમાં જોડણીને એકધારી કરી નાખવાની માગણી પોતે જ અશાસ્ત્રીય છે, ભાષાની પ્રકૃતિ વિશે પૂરતું અને સુવ્યવસ્થિત જ્ઞાન ન હોવાનું જ પરિણામ છે.

૯ આખો રાસ આદર્શ પ્રત ન પ્રમાણે છાપ્યો છે. એ પ્રતમાં છેલ્લું પાનું નથી તેટલો ભાગ પ્રત ભા પ્રમાણે છાપ્યો છે. જોડણીવૈવિધ્યના એક બે દાખલા અને ન પ્રતની કેટલીક વિશિષ્ટતા ટુંકામાં જણાવું છું.

લક્ષ્મી શબ્દ લખમી, લષિમી, લાછી, લાચ્છી, લચ્છી, એ

પાયમાથી ગમે તે જોડણીએ લખ્યો છે, પાયે ચાર ચાર માત્રાના શબ્દ, એટલે છંદના માપને એકે રૂપ વત્તુ–ઓછુ અનુકૂલ છે નહીં ખ સત્તા બહુ થોડી વાર લખેલી છે, ઘણેખરે પ્રતમા ષ જ છે ચોકખા ષ ઉચ્ચારવાળો કે ચોકખા ખ ઉચ્ચારવાળો સસ્કૃત શબ્દ હોય ત્યા ઘણુખરૂ ષ લખ્યો છે, જો કે ખ કનાય નથી એમ પણુ નથી પ્રતમા જ્યા ખ છે ત્યા મેં ખ જ રાખ્યો છે ઘણાખરા ષ પણુ રાખ્યા છે, કોઈ ઠેકાણે મ્હારી પ્રતમા ખ થઈ ગયો હોય અગર મુદ્રકે છાપતા ખ કરી નાખ્યો હોય તો તેને સુધારવાનો આગ્રહ માત્ર ષ ઉચ્ચારવાળા સંસ્કૃત શબ્દ પુરતો જ રાખ્યો છે. પ્રતમા અનુસ્વાર ઘણા છે, ન હોવા જોઇએ ત્યા પણુ છે. બહુવચનરૂપોના, નાન્યતર રૂપોના બીજા પુરુષના કેટલાક ક્રિયાપદ રૂપોના, સાતમી વિભક્તિના, ત્રીજી વિભક્તિના–પ્રતમા છે ત્યા રાખ્યા છે કોઈ રહી ગયા હોય તો તેને છાપ ભૂલ કે શરતચૂક ગણી વાચકે સુધારી લેવુ પણ પ્રતમા તો છે માન, જાણુ, નામ, કાન, પ્રણામ, આરામ, વખાણ, આણુ, પાન, ગ્રામ, મૂનિઉં ( મૉજ્યુ ), મૂલ્ય ( બાળક, મરાઠી–મૂલ ), અસમાનિ વગેરે, વગેરે, આ અનુસ્વારો કહાડી નાખ્યા છે, ક્રંમ ક્રમ જેવાં છંદને માત્રાની જરૂર હોય ત્યા રાખ્યા પણુ છે મૂકવુ, નીંદ, જેવા ય કેટલાક રાખ્યા છે જેમ બને એમ વધારે કહાડી નાખવા કે ઓછા જ કહાડી નાખવા, એમાથી એકે નિયમ એકસરખો પળાયો નથી, પાળવા ઇચ્છા પણુ નહીં અપભ્રંશ ભાષામા પણુ નાસિક્ય ઉચ્ચારણ ઘણુ વધારે હતુ, એટલે આપણને ઘણા લાગે એટલા બધા અનુસ્વાર એ ભાષાની જોડણીમા ય છે વળી દરિયાકાઠા એટલે ડુંગણુનું ઉચ્ચારણ જો નાસિક્યોથી ભરેલુ " ગૂગણ ( = ડૂકણ ? ) આજે ય છે અને ડૂકણુ એટલે છેક વનસાડ અને તાપી નદી લગીનો પ્રદેશ કાઠિયાવાડીઓ દાવા કરે છે કે અમારૂ ઉચ્ચારણ નાસિક્ય નથી પરતુ કાઠિયાવાડમા ય નાગરાણીઓ અનુસ્વારપ્રચુર જ બોલે છે ને ? એટલે ઉચ્ચારણમા નાસિક્યપ્રાધાન્ય સૈમઓ દર મિયાન ધીરે ધીરે ધીરે ધસાયુ છે રાજપુતાના માળવા, બ્રહ્માવર્ત, સપદા–

લક્ષનાં લોહી જેમ ગુજરાતે વધારે ભેળાતાં ગયાં તેમ તેમ જ આનર્ત્ત અને લાટના ઉચ્ચારણમાંથી નાસિક્યતા ઘટતી ગઈ હશે.

૧૦. ઉ એટલા લઘુ ઇ એટલી ગુરુ અથવા અંત્ય માટે તો આ નિયમ પાળવો જ; બે દીર્ઘ ઈ ભલે સાથે સાથે આવે બે હ્રસ્વ ઇ તો સાથે સાથે ના જ રાખવી, વગેરે ઘોકાપંથી નિયમો હોય વાચનમાળાના અને તે પછીના છે. હેમચંદ્રાચાર્યથી હોય સાહેબ લગી આપણી જોડણીમાં દીર્ઘ ઊ અને હ્રસ્વ ઇ ( િ) ઘણાં વધારે લખાતાં શા માટે નહીં? એક શબ્દના ઋષિ, રુખિ, રૂખી; વૃક્ષ, રૂખડો; યતિ, જતી; અભિજ્ઞાન, અહિનાણ, એંધાણ; કાર્ય, કજ્જ, કાજ, કારજ; વલ્લભ, વાલંભ, વ્હાલમ, વ્હાલો; નાથ નાહ, નાહુ, નાવલિયો; કૃષ્ણ, કરસન, કહાન, કહાનુડો, કાન્હડ: એમ અનેકાનેક રૂપ લખાયાં કરતાં; દરેક શુદ્ધ મનાતું: અમુક અમુક શૈલી સાધવી હોય તે પ્રમાણે ત્યાં એક જ સમુચિત ગણાતું એમ શૈલીવૈવિધ્ય સાધવામાં યા જોડણીવૈવિધ્ય ઉપકારક થતું. અને દરેક શબ્દની એક જ જોડણી એવો જોહુકમી દંડ ઘુમાવવાની—પોતાની લિપિની અનેકાનેક ખામીઓના કારણે ફરજ પડેલી એવી યુરોપી ભાષાઓ પણ જ્યારે પદ્ય માટેની જોડણીમાં કેટલીક છૂટો અનિવાર્ય ગણતી, ત્યારે આપણી સંસ્કૃતકુલની જૂની નવી ભાષાઓમાં સંસ્કૃત, રૂપ પ્રાકૃત રૂપ અપભ્રંશ રૂપ અને અર્વાચીન રૂપ સાથેલાગાં ચલણી હોય એવા શબ્દોમાં ફાવે તે જોડણીરૂપ ફાવે તે શૈલીમાં ગદ્યમાં કે પદ્યમાં ખુશીથી વપરાતાં તે તમામ શુદ્ધ ગણાતાં આવ્યાં છે. વળી સંસ્કૃતેતર રૂપો ઇ—ઉની લઘુગુરુતા જ્યાં જે ઉચ્ચારવી કોઇ વિશેષ અર્થાંશ માટે જરૂરી હોય ત્યાં તે એકસરખી શુદ્ધ, ગણીને વાપરતા આવ્યા છિયે. આપણા જ્ઞાનભંડારોની હજારો બલ્કે લાખો પોથીઓમાં આ પ્રમાણેની ઉચ્ચારણારૂપ વ્યવસ્થાવાળી જોડણી છે, તે જ એ જોડણીની શાસ્ત્રીયતા અને વિશુદ્ધિ છે. આને બદલે એકધારી એટલે ઘોકાપંથી જોડણીને શુદ્ધ ગણવી એ જ અશુદ્ધ સાન્ય અને આપણી સૈકાઓની પરંપરાને વિરુદ્ધ જતી અશાસ્ત્રીયતા છે. આપણામાં સંસ્કૃતનું વર્ચસ્વ એટલું જામવા પામેલું કે આપણે જે કંઈ સંસ્કૃતેતર તેને વિકૃત અને

ભ્રષ્ટ અને ઉતરતુ ગણતા ગણાવતા થૈ ગયા એ જ આ આખા વિષયમા આપણી ગભાર અશાસ્ત્રીય ભૂલ થઇ છે. કોઈ પણ સજ્જન બનીએ નવા અવતારેલા પદાર્થને હલકુ નામ આપવુ તે તેની નિષ્કારણ બદનામી કરના સરખું પાતક છે એ પછી પછીના સૈકામાં ઉચ્ચારણપલટે થયેલા નવ નવતર નવતમ રૂપોને આપણે ભ્રષ્ટ કે અપભ્રષ્ટ નહીં ને ક્રાંતિજન્ય, અને સમુત્ક્રાત રૂપો (ઇવોલ્યૂટસ, Evolutes) ગણવા જોઇએ, જેટલા સસ્કૃત રૂપો શુદ્ધ અને શાસ્ત્રીય તેટલા જ આ રૂપોને પણ શુદ્ધ શાસ્ત્રીય માનવા જોઈએ, એ મ્હારૂ અવીન મત વિદ્વાનોની વિચારણા માટે અત્ર પૂરતો ભાર દઇને જણાવુ છુ.

૧૨ જૂના ગ્રથની નવી પ્રતો થાય છે તેના કારણો પણ ત્વરાથી જોઇ વળિયે જૂની પ્રતો કાળે કરીને જીર્ણ થાય અકસ્માતે અને પ્રમાદે નષ્ટપ્રાય થાય ત્યારે સાહિત્યાભ્યાસીઓ નવી પ્રતો લખે લખાવે સમૃદ્ધિસપત્તિની પેઢીએ દરમિયાન નવા જ્ઞાનભડારો અને અભ્યાસકેન્દ્રો થાય તેમની માગણી નવી પ્રતો જન્માવે સત્તા સમૃદ્ધિ અને વિદ્યાના પ્રવાહ ચીલા ત્યજે નવા ચીલા પાડે ને નવી પ્રતો થાય બીજુ બધુ તેને તે રહ્યુ હોય તથાપિ સમયના વહન સાથે ભાષા અને ભાષાના ઉચ્ચારણ ફરે, અને જૂની ભાષાવાળી જૂની પ્રતોમા વધારે વધારે શબ્દશબ્દગુચ્છો વાક્યો અશો અને વિભાગો દુર્બોધ થતા જાય તેમ તેમ મૂલ લખાણનુ તત્ત્વ જાળવવા તે તે અશોના ચલણી ભાષામા પર્યાયો યોજવા સમુચિત લાગે અને એમ જે નકલો થાય છે માત્ર નકલો નહીં ને નવીકૃત રૂપાતરિત અશોવાળી પ્રતો થાય લહિયો થોડો ઘણો વિદ્વાન હોય તે નકલ લખતો જાય તેમ તેમ તેના મગજમા આવા કારણ અજ્ઞાત અર્ધજ્ઞાનરૂપે સ્ફુરે અને રૂપપલટા થઈ જાય આખ્યાનની લોકપ્રિયતાને લઈને નવો કથક પોતાના ઉપયોગ માટે નવી નકલ કરે કરાવે તેમા પોતાના શ્રોતાઓને ઝટ બેસી જાય અને ચોટદાર નીવડે એવા ચલણી પર્યાયો તે જૂની રચનાઓને ઠેકાણે જ્ઞાતાજ્ઞાત રીતે ગોઠવી લે આમ ધારો કે આપણી આગળ પચાશ પચાશ વર્ષને અતરે લખાયલી ત્રણ પ્રતો છે, તો તેમાના પાઠભેદો આપણે જેવા હોય તેવા ચીવટથી નોધી લેવાના વેદિયાપણાને શાસ્ત્રીય સપાદના ગણવી ? નહીં જ જૂનામા

જૂની, કર્તાના સમયને સૌથી નિકટ, સારી પ્રતને વળગવું એ જ સંપાદનાની શાસ્ત્રીય પદ્ધતિ છે કેમકે આપણે જેને અભ્યસવા આતુર છિયે તે કર્તાના સમયની કર્તાની પોતાની ભાષાનું સ્વરૂપ છે. ન પ્રતની વિશિષ્ટતાઓમાં જે કંઈ બીજી પણ અભ્યાસીઓને દેખાડવા લાયક છે તે વિશે ટીકામા પ્રસંગોપાત્ત લખાયું છે, એટલે આટલી સામાન્ય ચર્ચાને જ બસ ગણી લઈને આપણે આગળ ચાલિયે

૧૨. *

બલવંતરાય ક. ઠાકોર

* [ 'નિવેદન' અહીંથી અધૂરૂં છે ]

શ્રી

# ॥ અંબડ વિદ્યાધર રાસ ॥

## પ્રથમ આદેશ

॥ ૮૦ ॥ ॐ નમઃ પરમાત્મને ॥

વ । સદા સંપદ સદા સંપદરૂપ ॐકાર
પરમેષ્ટી પંચઇ સહિત દેવ ત્રણિ સારદા સેવિત ।
મહાજ્ઞાન આનંદમય બ્રહ્મબીજ યોગીંદ્રવંદિત ॥
ભૂવણ ત્રણિ ગુણ ત્રણિમય વિદ્યા ચૌદ નિવાસ ।
હૂં પ્રણમૂં પરમાતમા સર્વસિદ્ધિસુખવાસ ॥ ૧

દૂ । પરમજ્યોતિ પરમેશ જે શ્રી ગુરુ સારદમાય ।
આદિકવીશ્વર સંતજન નિત વંદૂં તસ પાય ॥ ૨

ॐકાર ત્રિભુવનમય સિદ્ધશિમાશિરિ બિંદુ ।
સમરૂં નિત સંસારહર જાસ જપઇ યોગીંદ ॥ ૩

ચિદાનંદ આનંદમય શુદ્ધ રૂપ ભગવાન ।
સર્વાવાસ અનંતગુણ પ્રણમૂં સિદ્ધ સમાન ॥ ૪

સુ । વિણુ અધ્યયન અછઇ વિદ્યાસ દ્રવ્ય વિના જે ઈશ્વર ઈશ ।
નહીં શૃંગાર માર અવતાર નવિ આયુધ રિપુક્ષયણહાર ॥ ૫

દર્શનિ દુરિત હરઇ ભગવંત વંદઇ વંછિત પામઈ સંત ।
પૂજા દેઇ સુરેશ્વર સિદ્ધિ નમૂં ચરણ જિન કેવલસિદ્ધિ ॥ ૬

ગુરુવચને જડમતિસંદોહ પારસમણિઇ કાચ જિમ લોહ ।
હોઇ સુવર્ણ સંગથી થાય તિમ નરદેહ સિદ્ધતનુ થાય ॥ ૭

ગુરુસેવા દાખઈ ઉનમની મુગતિપંથ તે ગતિ સિદ્ધની ।
વિધિ હરિ હર રૂપ પરબ્રહ્મ મહાતીર્થ નમૂ ગુરુક્રમ ॥ ૮

વાણી વૃંદ જસ ભંડાર દીધઇ વાધઇ અર્થ અપાર ।
શુદ્ધ અભ્યસઇ એકવાર સાતે ભવે સિદ્ધિ દિઇ સાર ॥ ૯

ગુણ વાચા રૂપ સારદા તેહનુ સંપદ પામઇ સુદા ।
સંપદથી સુખ મન થિર થાય મન ચિંતઇ મોક્ષ ઉપાય ॥ ૧૦

સાધુ પુરુષની સંગતિ માન મુગ્ધ નર હુઇ વિદ્યાપાત્ર ।
મહામલિન જલ ગંગા મિલઇ તેણઇ નીરિમલપ સવિ ટલઇ ॥ ૧૧

અજ્ઞાનિઇ ભવિ ભુલા જેહ કથી શાસ્ત્ર પંથિ આણ્યા તેહ ।
તે સવિ સાધુ તણા ઉપદેશ ગ્રહી કથા કરૂ લવલેશ ॥ ૧૨

મિત્ર લાડજી દરીયાગુણી કરી પ્રાર્થના તેણઇ ઘણી ।
મુનિ લાડણના આદર વતી અંબડ કથા કહૂ રસવતી ॥ ૧૩

વામન પરઇ મંદ હૂ મૂલ ઊંચા ફલ લેવા અનુકૂલ ।
વીરમથા કહિવા રસ થાય તે ગુરુ ભાનુભટ્ટ મહિમાય ॥ ૧૪

બિડાલંબીયા આગમ પક્ષ શ્રીમુનિ રત્નસૂરિશ્વર દક્ષ ।
અષ્ટ વિદ્યાની બિરુદ જેહનૂ અંબડચરિત રચિઉ તેહનૂ ॥ ૧૫

ગદ્યપદ્યબંધી તે કથા તાસ સીસ સહુ સમઝઈ યથા ।
મંગનરૂપ રસિક પાવની કહઇ વિશેષિઇં જનરંજની ॥ ૧૬

અંબડ વાત જેણિ નવિ સુણી તે કિમ નામ ધરાવઇ ગુણી ।
નવરસરૂપ સુણઇ જવ એહ અન્યકથા આદરઇ ન તેહ ॥ ૧૭

સવત સોલ અઠતીસઇ સાર જેઠ સુદિ પંચમી ગુરુવાર ।
માંડિઉ રાસ મલસિદ્ધિ યોગિ રહી ઊજેણિપુરી સંયોગિ ॥ ૧૮

અંબડ વિદ્યાધરની કથા સરસ વિનોદ બુદ્ધિમય યથા ।
આદર કરી ભણુઈ જે નિત્ત સુણતાં સાહસીક હુઈ ચિત્ત ॥ ૧૯

ધર્મઈં લછિમી દીરઘ આય ધર્મિઇં વિદ્યા નિર્મ્મલ કાય ।
ધર્મઈં યશ પરમારથ સિદ્ધિ ધર્મઈં અંબડ પામિઉ રિદ્ધિ ॥ ૨૦

તે ક્ષિત્રી કુણ થાનકિ હૂઉ કિહાં ગયુ સુખી કિમ થયુ ।
કરિઉં કિમ્યું કાજ કિહાં રહી મૂલ કથા જોઈઇ તે કહી ॥ ૨૧

વ । વીર અંબડ વીર અંબડ હૂઉ વિખ્યાત
વારઇ શ્રી જિનવીરનઇ પ્રથમ વઈ તે હૂતુ નિર્દ્ધન
ધન કારણિ તે સેવિવા ગયુ પાસિ ગોરખ યોગિનિ ।
માત પરઈં તસ હિત કરી દીધ સત્ત સત્ત આદેશ
સાહસ બલિ તેણઇ કીયા થિઉ બલવંત નરેશ ॥ ૨૨

ચુ । ધર્મવિષઈ અંબડ સંબંધ વીર વિચક્ષણુ સુણુઉ પ્રબંધ ।
જંબૂદ્વીપ ભરત જિહાં ક્ષેત્ર તિહાં શ્રી વાસપુરી ભૂનેત્ર ॥ ૨૩

તેહ નયર સુખી સુવિશાલ વરણું અઢારઇ ધર્મસુગાલ ।
હરિ હર બ્રહ્મા જિન સારદા પદમા વાસિ વસઈં જિહાં સદા ॥ ૨૪

તિહાં રાય શ્રી વિક્રમસિંહ કરઇ રાજ રિપુ ઊપરિ સિંહ ।
પાલઇ ન્યાય સંતજન લોક દાતા ધર્મવંત ગતશોક ॥ ૨૫

શઠનઈં દમઇ સાધુનઇ ભજઇ આશ્રિત ભરઇ પાપ નઈં ત્યજઇ ।
બહુ અંતેઉર સુત પરિવાર હય ગય રથ પાયક નવિ પાર ॥ ૨૬

રાજકુલી જે છઈં છત્રીસ અધિકારી સેવઈં નિશિદીસ ।
સભા બયઠઉ તે એકવાર તવ પરદેશી આવિઉ સાર ॥ ૨૭

તે રાજા આગલિ કહઇ વાત સુણઉ એક અચિરજ છઇ તાત ।
તુ રાજા પૂછઇ કહુ કિશું દીઠઉં સુણિઉં સાચતઈં જિસિઉં ॥ ૨૮

તે વલતું ભૂપ પ્રતિ ભણઇ એકમનુ તવ રાજા સુણઇ।
સભા સમક્ષ મૂલથી કથા માંડી કહઇ દીઠી તેણઇ યથા ॥ ૨૯

ધનગિરિ ગોરખપોલિ(ની) નિવાસ ધ્યાનકુંડિકા તેહનઇ પાસિ।
મહાનિધ્યાન અછઇ તસુ ઠાય કહી વાત તેણઇ આગલિ રાય॥ ૩૦

રાય ભણઇ કિમ જાણઉ તુમ્હે આદર કરુ જોઇવા અમ્હે।
વલતું તેહ વદઇ સુણિ ભૂપ કુરબક નામિ હું ક્ષિત્રીરૂપ ॥ ૩૧

માહરુ પિતા જે અંબડ વીર તે જનમદુખી પણિ સાહસધીર।
ધનઅરથી થિઉ સઘલઈ ભમઈં યંત્ર તંત્ર ધ્યાતુનઈ ધમઇ ॥ ૩૨

રસકૂપિકા પુર વિવર પ્રવેશ અંજનસિદ્ધિ પૂછઇ ઉપદેશ।
મંત્રૌષધઈં ન પામઇ ધંન દરિદ્રપણઇ નહીં થિર મંન ॥ ૩૩

કુસુમ નિગંધ કુહિઉં જિમ અંન સર અનીર અયૌવન તંન।
જીવ વિના કલેવર જિસઉં નિર્દ્ધનપણઉં જાણિવઉં તિસઉં॥ ૩૪

ગુણ એકસઇ ન વિધિમી હોય ભાગ્ય વિના સંપતિ મ મ જોય।
સર ધીર નર સ્યૂં કરઇ દૈવ પૂંઠિ વઇરીથિઉ ફિરઇ ॥ ૩૫

એક ધરિ બઇઠઉ પામઇ ધંન એક રડવડઈ ન દેખઈ અંન।
રાત દિન સેવા કૃષિ કરઇ કર્મ વિના સવિ ન ફલ સરઇ ॥ ૩૬

વિણુ ભાયગ સ્વામી કહુ કેમ પામઇ નર વંછિત ધન એમ।
ઊજમઅધિક કરિઈં હુઇ કિસિઉં પૂછઇ નૃપ કુરબક કહઇ હસિઉં ॥ ૩૭

ઉદ્યમં ભાગ્ય સુણઉ દષ્ટાંત રત્નવતી નગરી ગુણવંત।
વસઈં વણિક સોમ નઈ ભીમ બઇઠા વાદ કરઇ નિતુ ઇમ ॥ ૩૮

સોમ ભણઇ ભાયગ તે ભલઉં ઉદ્યમ ભીમ ભણઇ ગુણનિલઉ।
આપાપણઉ વખાણઈ પક્ષ બેઉ નિદર્શન દાખઈં દક્ષ ॥ ૩૯

બોલઇ ભાગવંત નર ઘણું વનગિરિસાગર કરસણપણું।
કરઇ શીત વાતતપ સહઇ ભાગ્ય વિના ચો ન ફલઈ કિમ્હઇ ॥ ૪૦

જિમ નિવાણુ તિહાં દાદુર ઘણા સરોવર તિહાં ગણુ પંખીતણા ।
વદઇ ભીમ, જિહાં ઉદ્યમ થાય તિહાં નાનાવિધ સંપદ પાય ॥ ૪૧

સોમ ભણઇ ભાગ્ય વિણુ જોય રંકર સેવ કરઇં સ્યૂં હોય ।
વાસિગતુહઇં વાયુ જ ભષઇ તપઇં અંગિ તે અમૃત પષઇં ॥ ૪૨

ઉદ્યમ વિણુ લષિમી કિમ મિલઇ વાયુ વિના વહ્નિ કિમ જલઇ ।
એક હાથિ નવિ તાલી પડઇ વિણુ ઊજમઇં આથિ નવિ ચડઇં ॥ ૪૩

સમુદ્ર થિકી હરિ પામ્યા લાચ્છી ઊજમિં ઇશ્વિર આવ્યા કાછિ ।
જોયુ રત્ન લેઇવા લાગ વિષ હાલાહલ આવ્યું ભાગિ ॥ ૪૪

જુ હુઇ સૂર સબલ બહુબુદ્ધિ ઉદ્યમ કરતુ પામઇ સિદ્ધિ ।
ન ફિરઇ ભૂખ રહઇ સીંહ બલી સુખિમૃગ આવિ ન પઇંગઇં મિલી ॥ ૪૫

ઇમ તે વાદ કરઇ બે જણા મિલી લોક સમઝાવઇં ઘણા ।
પ્રીછિયા નહિ બયા તે રાજિ ભેટિઉ રાય બોલિનઇં કાજિ ॥ ૪૬

ભણઇ રાય કહુ સૂં કાજ વલતું કિહઇં સુણુઉ મહારાજ ।
ઉદ્યમ ભાગ્ય વષાણુઉં અહ્મે સમઝં સાચ કરુ જિમ તુહ્મે ॥ ૪૭

પૂછિઉ સોમ થાપઇ તૂં કિસિઉં સ્વામી ભાગ્ય વિહુ મનિ વસિઉં ।
તે કિમ વલતું પૂછઇ રાય તવ દષ્ટાંત કહિઇ સમઝાય ॥ ૪૮

સુર સિઉ કરઇ વિદ્યાવંત રચઇ પ્રપંચ ઘણું મતિમંત ।
બઇઠઉ ગણેશ સિદ્ધિસું રમઇં હણૂઉ તેલ ઊજમથી જિમઇ ॥ ૪૯

તુ ઉદ્યમ નઇં પૂછઇ ભૂપ કહુ તુહ્મે આપણૂં સરૂપ ।
વાયુ વિશેષઇ ઉદ્યમ કરઇ સાયર જલ અંબરિ લેઇ ભરઇ ॥ ૫૦

વરસઇ સકલ જીવ સુષ થાઇ ઉદ્યમ તણુઉ જોઉ મહિમાય ।
વલતું કર્મવાદી ઇમ વદઇ નૃપ દષ્ટાંત વિચારઇ હૃદય ॥ ૫૧

સ્વામી સાગર બહુ વિસ્તારિ પૂરઇ સકલ નદી તસ વારિ ।
ફિરઇ મેઘ જિમ બારઇ માસ ઊણા ઊદધિ ઉપરિઇ આસ ॥ ૫૨

રાહુ ભમંતુ પર્વઈ મિલઇ વદઇ ભીમ સૂર શિશિ ગિલઈ ।
શસ્ત્ર શરીર વિના બલ જેહ ઉદ્યમનઉ મહિમા છઈ એહ ॥ ૫૩

અંગિ અનંગ રહિઉ જગ દમઇ ચિંતિઉ કરઇ વિશ્વ નતિ નમઇ ।
સોમ ભણઇ નૃપ સૂધૂં સુણઉ ધર્મ કર્મનઉ અંતર ઘણઉ ॥ ૫૪

વંધ્યાચલ આગલિ મદવંત ડોલઇ ગજબ હુ કેલિ કરંત ।
રવિ નિત જોઇ તુરગ આરૂઢ પામઇ ન ન આવઇ રથ સમુ ॥ ૫૫

હવઈ ભીમ સ્વામી પ્રતિ વદઇ પંચામૃત ભોજન જે સદઇ ।
કરઉ ઉદ્યમ વિણુ તે ન જિમાય ઘણુ ઉદ્યમિઈ મહાતિસ થાય ॥ ૫૬

બઇઠઉ ગજ સહસ ન ભરઇ હીરુ હેમિ રહિઉ રતિ કરઇ ।
કુક્કર કાક ઇછાઇ ફિરઈ પેટ મલિઈ પૂરૂ નવિ ભરઈ ॥ ૫૭

પુરુષ ઉદ્યમી નવિ સીદાઇ જિહાં જિહાં જાઇ તિહાં ફલ પાઇ ।
પોતઇ નહીં ગાય દૂધ્યાલ પીઇ દૂધ દિન પ્રતિઈ બિડાલ ॥ ૫૮

બિહુના અર્થ સાભલી રાય ભાયગ ઉદ્યમનઉ મહિમાય ।
કો બિહુંમાહિ ન હેલિઉ જાય બઇઠા સહૂ વિચારઈ ઠાય ॥ ૫૯

પૂછિયા મંત્રી કરુ એ ન્યાય વિમાસતાં ઊપનુ ઉપાય ।
છોહબંધ કૂપ છઈ રાજિ કીધઉ (લાછિ) રાખિવા કાજિ ॥ ૬૦

તેહમાહિ ઊતારુ બેઉ તિહાં રહિયા સમઝિસઈ બેઉ ।
કહઇ રાય એ સુધી વાત પછિ તિહાં દીધઉ જોઈઇ ભાત ॥ ૬૧

કહઇ પ્રધાન એક પરિ કરુ ધાતી રત્ન મોદક માહિ ધરુ ।
કૂપ વચિઈ જાતી છઇ ઘણી લેસઇ પુણી એ આપણી ॥ ૬૨

ઊજમ ભાગ્ય વિગતિ લાભિસઇ તવ એ આપોપઈ સમઝિસઈ ।
મોદક એક રત્નમઇ કરિઉ બીજઉ રત્ન વિના તિહાં ધરિઉ ॥ ૬૩

કૂપમાહિ ઊતારિયા બેય બઇઠઉ ભાગ્યવંત છઇ જેય ।

ફિરઈ માંહિ ઉદ્યમી ઘણુઉં જિમ પારખું હુઇ બેહૂતણું ॥ ૬૪

રહિયા માંહિ પ્રહર ત્રણ્ણિ હૂઆ તવ બેહૂ જણ ભૂખ્યા થયા ।
તિહાં ભોજન ભક્ષ નહીં લાગ ફિરતુ જોઈ જાલીયાં માગ ॥ ૬૫
દીઠા મોદક લીધ્યા બેય મનમાંહિઇ અતિ હરિખ્યૂ તેય ।
આવિઉ ભાગ્યધણી છઇ જિહાં દેષાડિયા લાડૂ છિઇ તિહાં ॥ ૬૬
કહુજી ભાગ્ય વડઉં ઉપક્રમ જાણી રહિઉ ન બોલિઉ મર્મ ।
ષાવા લાગૂ લાડુ એક તેણુઇ મનિ ચિંતવિઉ વિવેક ॥ ૬૭
જુ એક આપું એહનઇ હાથિ તુ ઉદ્યમ અધિકુ એ સાથિ ।
ઇમ ચિંતી મોદક તસ દીઉ તેણુઇ બિહુ હાથિ મૂકીઉ ॥ ૬૮
ષાતાં તે માંહિ લાધૂં રત્ન સાંતિઉં તેહ કરી અતિ યત્ન ।
લાડૂ ઉદ્યમી ષાઈ રહિઉ બીજઇ રત્નમર્મ નવિ કહિઉ ॥ ૬૯

જણ પૂછિવા મોકલ્યુ રાય કાંઇ સમજિ પડિઉં તુહ્મ ભાય ।
તેણે કહિઉં પ્રીછિયા છું અહ્મે બાહિરિ આવુ કાઢઉ તુહ્મે ॥ ૭૦

તે કાઢી રાઉ આગલિ લીયા સમઝિયા કિમ રાઇ પૂછીયા ।
કહઇ ઉદ્યમી મુઝ લાડૂ લાધ એહની ભૂષ ભાંજી દેઇ આધ ॥ ૭૧

ઊજમ વિના પુરુષનઈ કિંહી કાઈ મનોરથ સીઝઇ નહીં ।
કાયર સઘલા એહવૂં કહઈ જેહ હુણારૂં તેહજિ હુઇ ॥ ૭૨

તવ ભૂપતિ પૂછઇ સોમનઇ ભાયગ ફલ દાષુ મુંહનઈ ।
વલતું કહઇ સ્વામિ તુહ્મે સુણુઉ મહિમા ભાગ્યતણુ છઇ ઘણુ ॥ ૭૩

રયણાયરિ જે નાષઈ જાલ આવઇ મત્સ્ય ભેક નીમાલ ।
મોતી રત્ન ન પામઇ તેહ વિના ભાગ્ય નહિ લષિમી ગેહિ ॥ ૭૪

ભણઇ રાય તુ પ્રીછિયા નહીં સોમઇ રત્ન દાષિઉં તવ ગ્રહી ।
આ પામિઉ તઉ મોટઉં ભાગ્ય ઉદ્યમઇહીં જાણિવુ અભાગ્ય ॥ ૭૫

રંજિઉ રાય દેષીનઇં તેહ પણિ ઊજમથી પામિઉ એહ ।
બિહુંમાંહિ કુણ વષાણીઇ શાસ્ત્ર અર્થ એ મનિ આણીઇ ॥ ૭૬

જિમ છાયા તાવડ છઇ એક ઉદ્યમ ભાયગ તિસઉ વિવેક ।
તાવડ પાખઇ છાંહ કિમ વલઇ વિણુ ઊજમિ કિમ ભાયગ ફલઇ ॥ ૭૭

એણઇ વયણઇ સવિજન રીઝીયા વાદી બે સમઝી ધરિ ગયા ।
મૂલ વાત હિવઇં કુરબક કહઇ તે વિક્રમસિંહ રાય હદિ ગ્રહઇ ॥ ૭૮

ઝૂષિઉ તરસિઉ અંબડ ફિરઇ લોભઇં દહદિશિ ઉદ્યમ કરઇ ।
સીત એક તસ કહઇ ઉપદેશ જાઇ ગોરષયોગિનીનિવેશિ ॥ ૭૯

ધનગિરિ જઇ સેવઇ તસ પાય તુ હેલાં સર્વ સિદ્ધિ તૂં પાઇ ।
સુણિ ફૂતે દિનિ ધનગિરિ ગયુ દેષી શિખરી ઊભુ રહિઉ ॥ ૮૦

તે સુંદર પર્વત સુવિશાલ ઊપરિ ગુહા શિષર વનમાલ ।
જલ નીઝરણુ શિલાવિશ્રામ વાવિકુંડ આશ્રમ આરામ ॥ ૮૧

નિરષંતઉ પર્વતમેખલા પાજિઇં પુહતુ ઔષિત શિલા ।
તિહાં પવિત્ર દેવમય ઠામ વાડી ફૂલફૂલે અભિરામ ॥ ૮૨

તે શ્રીગોરષયોગિની ધ્યામ પેષી માતા કરિઉ પ્રણામ ।
હિસિઉં તેજમય યોગિનીરૂપ બઇઠી આસનિ સિદ્ધિ સુરૂપિ ॥ ૮૩

ધરી જટા શિરિ કુંડલ કાનિ અંગિ વિભૂતિ ભરી અસમાનિ ।
ગલિ દીયા મેખલ જપમાલ ઝોલી ષપ્પર દંડ વિશાલ ॥ ૮૪

કટિ[ઇ] મેખલા પાદુકા પાય સાધઇ યોગ કરી થિર કાય ।
સવિ ઇંદ્રિય મન એકઠાં કરી રહી એકાંત હૃદયમાંહિ ધરી ॥ ૮૫

મંડી નેત્ર અગ્રનાસિકા ભમહિ મધ્ય સંધી તારિકા ।
નિરષઇ પરમ જ્યોતિનુ પ્રકાશ સકલ સિદ્ધિ દેવઇ તેહ પાસિ ॥ ૮૬

કાગ-ચક્રિનાદ સિઉં રમઇ નાદ અંતિ ઉનમનિ સિઉં શમઇ ।

એહ લોક આપવશિ કરી પૂરણ ખલિ ગ્રહી મન ધરી ॥ ૮૭

મુકી યોગનીંદ્ર તતકાલ વિકસ્યા નેત્રકમલ સુવિશાલ ।
દીઠઉ આગલિ બઇઠઉ દુષી બોલઇ યોગિનિ થઈ સનમુષી ॥ ૮૮

અહો પુરુષ તૂં કુણ કિંનામિ કિમિઇ કાજિ આવ્યુ એણઇ ઠામિ ।
વલતુ અંબડ બોલઇ એમ દુષીઉ માત કરૂં હૂં કેમ ॥ ૮૯

માતપિતા મુઝ કો નહિ મિત્ર ધનહીણઉ દુર્બ્બલ અપવિત્ર ।
સ્વામી સજ્જન સુત આધાર નહીં કહિતણુ કો ગવણહાર ॥ ૯૦

તૂં જનની મુઝ ભાગ્યઇં મિલી તુઝ દીઠઈં દુષ ગ્યા સવિ ટલી ।
મનિ ઉલ્હાસ માહરઈં આજ હવઇ સીધુ મુઝ સઘલુ કાજ ॥ ૯૧

ભાવઠિ ભંજઇ દઇ આધાર તૂ કરઇ કષ્ટિ પડ્યાની સાર ।
તૂં નિર્દ્ધન જન દિઇ ઘરસૂત્ર તૂ અપૂત્રીયા નઈં આપઇ પુત્ર ॥ ૯૨

અંગહીણનઈં આપઇ અંગ દીઇ અંધનઇ લોચન ચંગ ।
તૂ હીન રંકનઈં આપઇ રાજ કોપી ઊદાલઇ સામ્રાજ ॥ ૯૩

તૂં વન ગિરિ દુર્ગિ રક્ષા કરઇ સિંહ સર્પ અગ્નિ ભય હરઇ ।
વ્યાધિ વેતાલ વ્યાલનઈ દમઇ તૂ જલિથલિ ત્રિપુરુષ નીગમઇ ॥ ૯૪

કલ્પવેલિ પરિ ઈંછિત કરઇ કામધેનુ તૂ અલરિયાં ભરઇ ।
પૃથિવી જેમ પદારથ ધરઇ તૂં અમૃતૌષધી રોગ અપહરઇ ॥ ૯૫

તૂ લઘિમા નિર્ગુણ અદરઇ ચંદ્રકલા પરિ પોષણ કરઇ ।
દર્શનિ તાપ રોગ પરિહરઇ તૂં સાગર પરઇ ઉદ્ધરઇ ॥ ૯૬

તૂ ભવનાવિઇ પ્રાણી તરઇ મહાસિદ્ધિ પરિ સઘલઇ ફિરઇ ।
તૂ માતા પરિ પાલણહારિ પિતાતણી પરિ તૂ હિતકારિ ॥ ૯૭

મિત્ર તણી પરિ અવસરિ રહઈ સ્વામી પરઇ સદા નિર્વહઇ ।
ઊપઇ દુર્જ્જન રાજ સમાજ વેરિઇ કરઇ વિષમ જે કાજ ॥ ૯૮

વધબંધન પીડા જવ હોઈ તવ સમરીઈ ભગવતિ તોહિ ।
તુઝ અનેક ગુણ જિહ્વા એક મઈ કિઈ કિમ થાઇ વિવેક ॥ ૯૯

દુખિ પીડયુ આવિ તુઝ પાસિ બાહિ ધરી મુઝનઇ આશ્વાસિ ।
તુઝ સેવઇ નવિ પામૂં રાજ તુ માતા તુઝ લાગઇ લાજ ॥ ૧૦૦

જિમ નર સાયર સેવા કરઈ જુ તેહનુ દરિદ્ર નવિ હરઈ ।
તે લજ્જા રયણાયર સહી તિહાં દૂષણ પુરુષનઈ નહીં ॥ ૧૦૧

ગુણ જાણુઈ નર વિરલા તેહ પાલઇ નિર્દ્ધન થયાં સનેહ ।
વિરલાં જેહ કરઈ પરકાજ દુષઈ દુખીઆં વિરલાં આજ ॥ ૧૦૨

તૂ પરદૂષ વિનાસણહારી હું આવ્યુ તાહરઇ આધ્યારિ ।
એમડ ક્ષિત્રી મુઝ અભિધ્યાન દિઉ અનાથ દેવિ ધનદાન ॥ ૧૦૩

તવ યોગિની ભણઇ એતલઉ અછઇ કામ કરિવૂં સોહિલ્યુ ।
તૂ ભાયગનુ ધણી ઘ્રમ જાણિ જુ મુઝ લગઈ આવ્યુ એણઇ હાણિ ॥ ૧૦૪

કહઇ યોગિની વીર સુણિ વાત મુઝ આદેશ કરઈ જઉ સાત ।
તુ તૂ પામઇ વંછિત આથિ અષ્ટ મહાસિદ્ધિ આવઇ હાથિ ॥ ૧૦૫

તવ બોલીઉ કર જોડી વીર એકમના થઇ સાહસ ધીર ।
કરૂં કામ તુઝ પાયપસાય દઇ આદેશ યોગિની માય ॥ ૧૦૬

વલતુ કહઇ ગોરખયોગિની સત્ત્વ વિના નહીં સિદ્ધિ કામની ।
કઠિન કાજ તઉ સીઝઇ ઘણુ ધીર ચિત્ત ઉ સાહસપણઉં ॥ ૧૦૭

જે જે કામ સ્વામિની તુઝ કહઇ પ્રેમદષ્ટિ કરિ મુનઝ ।
તવ યોગિની જાણ્યુ સાહસી દિઇ આદેશ વીરનઈ હસી ॥ ૧૦૮

વ । નિસુણિ એમડ નિસુણિ એમડ પુવ્વ દિશિ જાઇ
ગુણવર્દ્ધન વાડી તિહાં સફલ વૃક્ષ દેવનઉ જાણઉ
તેહ નામ શત શર્ક્કરા તાસ પકવ ફલ એક આણઉ ।

એહ કામ મઈં તુઝ કહિઉં વહિલું કરિજે વીર
લેઇ આગ્ના ચરણે નમી ચાલિઉ ગાહસી ધીર ॥ ૧૦૯

દૂ। સીંહ પરઇ તે એકલઉ નહીં સપાઈ કોઇ ।
તુછ શકિત તનુ દુબ્બલઉ ચાલિઉ નિર્ભય સોઈ ॥ ૧૧૦

નવિ ચંદા નવિ સંઉણુ બલ નવિ જોઈ ધરિ રિદ્ધિ ।
સત્ત્વવંત [ ] સવિ અંગઈ જિહાં સાહસ તિહાં સિદ્ધિ ॥ ૧૧૧

ઉદ્યમ સાહસ બુદ્ધિબલ સૂરપણઉં થીર જીવ ।
એ છઈં નર પાસઇ હુઇ તેહથિ ત્રાસઇ દેવ ॥ ૧૧૨

સિંહ સીંચાણુ સુર નર ગુણ વિદ્યા જિહાં જાય ।
માનઇ જગ એ આપણઉં જં ચિંતઇ તે થાય ॥ ૧૧૩

સુ। પંથઇ આઠ પુહર તે વીર ચાલિઉ જાઈ સાહસ ધીર ।
થયું પ્રાત પૂરવ દિશિ જામ દીઠઉં નયર કમંડલુ નામ ॥ ૧૧૪

આગલિં સર આવિઉં જલિભરિઉ પંચવર્ણું કમલ આવરિઉ ।
બાંધઉં પંચવર્ણ ગિરિશિલા અમૃતકુંડ ફિરિ આવિઉ હલા ॥ ૧૧૫

ચક્ર હંસ સારસ શિખિ ચાસ શુક પિક બક સાલહી કાક ।
ચકોર ઢીંક ચાતુક પારેવ ટિટ્ટિભ આદિ કરઇ જલસેવ ॥ ૧૧૬

વાડી વૃક્ષ શ્રેણિ રાજતું જલકલ્લોલિ ઘણઉં ગાજતું ।
નાટક ગીત ગાનિ શોભતુ નારી વૃંદ રહઇ ઝીલતું ॥ ૧૧૭

પીધઉં જલ સર પાલઇ રહિઉં કૌતુક દેખિ મનિ ગહિગહિઉં ।
પુરૂપ સવે તિહાં પાણી ભરઇ નારી ચડી તુરંગમિ ફિરઇ ॥ ૧૧૮

અચિરજ થિઉં પૂછિયુ નર એક આણઇ પુરિ એ સિઉ અવિવેક ।
સ્ત્રીથાનકિ પુરૂપ જલ વહઇ નારી રકુરાણી પરિ રહઇ ॥ ૧૧૯

તેહ સીખ અંબડ પ્રતિ કહઇ અરે મુગધ મૌન કરિ રહઇ ।

એ ગુરુ વચન સુણેસઇ નારી તુ વિગોઇ મૂકિસઇ વિડાગી ॥ ૧૨૦

શાસ્ત્રઈ વડે કહી છઇ બુદ્ધિ મૌનપણાથી સઘલી સિદ્ધિ ।
તેહ ઊપરિ સાંભલિ દૃષ્ટાંત અણુમોતઇ છઇ બહુ ગુણ સંત ॥ ૧૨૧

આગઇ સત્યવંત મુનિ સદા ત્રણિણુ ગગનિ ચાલઇ એકદા ।
જાતા જલધિ ઊપરિઈ ઉછક એટમાંહિ દીઠઉ બક એક ॥ ૧૨૨

તેણઇ જૂતઈ મીન મુખિ ગ્રહઉ મૂકિ મૂકિ બક મુનિવર કહિઉ ।
કહિતાં સમુદ્રિ પડિઉ તતકાલિ બીજઉ વલિ બોલિઉ તેણિ તાલિ ॥ ૧૨૩

અરે મ મૂકિ બક બોલિઉ યતી કહિતાપેખિ પડિઉ જલ તિતી ।
ત્રીજઉ પડ્યા પેખિ જવ હોય એ મુનિઓતણાં ફલ જોય ॥ ૧૨૪

મૂકિ મ મૂકિ કિમ્હઈ નવિ કહું ભલુ એહ અણુમોદઈ રહું ।
મૌનપણાતુ એ સિદ્ધિ હુઇ કુશલઈ ગયુ નીય ઘરિ વહી ॥ ૧૨૫

તેણઇ મનસ્યૂં ચિંતિઉ એમ સત્યવંત ગતિ ચૂકા કેમ ।
સાગરિ પડિયા બેઉ જે યતી તે તુ અધર્મ બોલિવાવતી ॥ ૧૨૬

બૂઝ્યુ બક ઝા મુકઈ મરઇ મ મુકિ કહિઉ મીન નિસ્તરઇ ।
સિદ્ધનઉ વચન સંભાર જાણિનઉ તેહથી સાચ મૌન આણિનુ ॥ ૧૨૭

શ્લો । મુંચ મુંચ પતત્યેકો મા મુંચ પતિતો દ્વય ।
તો ઉભૌ પતન દૃષ્ટ્વા મૌનં સર્વાર્થસાધનં ॥ ૧૨૮

કહઇ અંગડ ઓયુ ભય કિસિઉ એ સિઉ કરિસઈ તે નર હસિઉ ।
આ તુ છઇ તઉ જાણિસિ વાત ગરે સચેત કઈ પાઢમિ ઘાત ॥ ૧૨૯

બે જણ વાત કરઇ ઇમ જામ ગાજ્યિક ધરતી આવી તામ ।
છત્ર ચમર સૈન્ય પરિવારિ જાની અંગડ દેખઈ નારી ॥ ૧૩૦

નિરખી રિદ્ધિ ચમકિઉ ચીતિ મનિ વિમાસઇ પઇ ઇમ નીતિ ।
નૃમિ ભમંતાં બહુ ગુણ હોય બઈઠાં ફલ નવિ પામઇ કોય ॥ ૧૩૧

કોઈ ઉપકારી એહવુ મિલઇ જેહથિ ભાગ્યકના ગુણ ફલઈ ।
મુનિ ગજા ચક્ર ખગ ગુણી ભમતા ભનાં જ નારી ભણી ॥ ૧૩૨

નવ કૌતુક વિદ્યા ગુણ ગેહ દુર્જણ સૂયણ જાણિઇ છેહ ।
કૂપ તણા ડેડક નર તેહ જઉ પરદેશિ ન જાઇ જેહ ॥ ૧૩૩

ઇમ જોતા એક ગરદી નારી વસ્ત્ર પોટલઇ સાધી વારિ ।
ઘણૂ વિસ્મયૂ અંમડ દીઠ આવી બોલાવ્યૂ તે ધીઠ ॥ ૧૩૪

અરે વિદેશિ પૂછઇ કિમ્યૂ મુઝ ઘરિ આવિ જોઇપુર જિસઉ ।
જે તૂ પૂછઇ તે તુઝ કહૂ તાહરા મનની વાત સવિ લહૂ ॥ ૧૩૫

સુણિ બીહનઉ અંમડવીર વૃદ્ધા પૂંઠઇં ચાલ્યુ ધીર ।
સાહસ ઘરિ તસુ મંદિર ગયુ દેખી ઋદ્ધિ મનિ વિસ્મય ભયુ ॥ ૧૩૬

મંદિરિ સોવન મણિમય થંભ રત્ન ગૂત્ર પુત્તલિઆ રંભ ।
વાપી ગુપત કુસુમવાટિકા અપતભૂમિ તન મણિપીઠિકા ॥ ૧૩૭

મંડપ વચિ બઈઠી સુંદરી નવયૌવના ભૂષણે ભરી ।
સૂર્ય સોમ મંડલ તેહ સાથિ મંગલ રાહુ શિલાશઇ હાથિ ॥ ૧૩૮

કરતી ક્રીડા કંદુક તણી દેખી ચમકિઉ અંમડ ગુણી ।
પૂછઉ નાગિનઈ એહ સરૂપ કિમ અહ દમઇ કામિનીરૂપ ॥ ૧૩૯

ડોકરી આવિ કહઇ તેટલે અહો અંમડ તૂ આવિઉ ભલેં ।
ગોરખયોગિનિઈ મોકલિઉ પૂરવ દિસિઈ ચાલિઉ એકલૂ ॥ ૧૪૦

બહિનિ અહ્મારી તે છઈ વડી કર જોડી અહ્મે આગલિ પડી ।
રહ સદા તૂ સેવક તાસ મિલિઉ મુઝ તું ફલિ તુઝ આસ ॥ ૧૪૧

કહઇ તૂ કુશલ અછઇ તેહનઈ આપ્યુ છઈ કામઘ જેહનઇ ।
એ વૃત્તીત હુઈ પાછિલુ હવઈ ગુણવર્દ્ધન વન પ્રતિ ચલિઉ ॥ ૧૪૨

શતશકકૃંગતણુ ફલ જેહ જાઈ લેવા લાગિ તેહ ।

જા આણી કન દિઉ તુઝ હાથિ તા લગિ રમિ એહ કુમરી સાથિ ॥ ૧૪૩

ચંદ્રાવલી સુતા એ મુજઝ વણૂ રમેસઈ અરિગ્યુ તુજઝ ।
માની વચન ખેલિવા કાજિ આગનિ બઈઠઉ સાહસ સાજી ॥ ૧૪૪

રવિચરિત્ર નઈ ગ્રહસંચાર તારાચલણુ ગગના ચાર ।
બુદ્ધિમંત જાણઈ સર્વદા નારીચરિત્ર ન બૂઝઈ કદા ॥ ૧૪૫

ગુણિજન વેલૂકણ ગંગના સાગરજલ સંખ્યા મેરુના ।
અંગલિમાન વ્યોમપદિ ભગઇ મહિલાચિત્ત પાર નવિ લહઇ ॥ ૧૪૬

ભલાતણી દોઞીનૂ નામ ગઈ ધરમાહિ કરેવા કામ ।
અંબડ પ્રતિ કહઈ ચંદ્રાવતી સુણિ મુઝ સાથિ રમઇ જૂ વતી ॥ ૧૪૭

એ સુરચંદ્ર પાંચીમા લેવ ખેતુઉ વલઉ કિસ્યૂ પણ તે વ ।
રમતાં જઉ કંદુક ભુઇ પડઈ કરથી હારિ તાસ સિરિ ચડઇ ॥ ૧૪૮

હારઇ તે પલસેવા કરઇ જીતાતણી એહ જીપણુ સિરઇ ।
કરી પ્રતિજ્ઞા મેરૂ મિની અંબડ બોલ્યુ તેહસ્યુ વલી ॥ ૧૪૯

દેસિઉ દાણુ રમેવા ય । તુઝ સરિસ મઈ રમિવુ તલ ।
કરી પ્રમાણુ ખેલિવા મેય બઈઠા કંદુકનઈ કરિ લેય ॥ ૧૫૦

ચંદ્રાવતી ચતુર લેઇ યદા ઉછાલઇ રવિકંદુક તદા ।
થાઈ દિવસ ઉછાલઇ ચંદ મંડલ તવ થાઈ નિશિવૃંદ ॥ ૧૫૧

કંદુક નદુઓમમય જેહ ઉછાલિયઈ હુઇ સંખ્યા એહ ।
થઈ અંતરિ બે મંડલ રહઈ એ સ્ત્રીચરિત કહુ કુણુ લહઇ ॥ ૧૫૨

અંબડ મનિ વિસ્મય લાગીઉ તઉ કંદુક વારૂ માગીઉ ।
રમિવા એકવાર મુઝ દેઇ ચંદ્રા કંદુક દિઈ તસુ લેઇ ॥ ૧૫૩

અંબડ રવિકંદુક લિઈ જામ મૂરછિરહિ વ્યાકુલ થિઉ તામ ।
મૂર્છા પામિઉ મંડલ માહિ પડિઉ અચેત અંગિ નહિં આહિ ॥ ૧૫૪

તિસઇ હુઉ રજનીનઉ અંત તવ ચંદ્રાવલિ થઈ એકંત ।
રવિબિંદુક નામિઉ આકાશિ રહિઉ ગવિચક્ષમાંહિ નિજ વાસિ ॥ ૧૫૫

નાગડ સારથિ પાસઈ રહઇ રવિમંડલિ કાલિ કિસી કહઇ ।
જોઈ પડિઉ પુરુષ આકાર જાણી અંગિ તેજનુ વિકાર ॥ ૧૫૬

દયા ઊપની નાગડ હઈયિં તૂ જીવઈ અમૃત પાઈયિં ।
લેવા સુધ્યા સોમ ધરિ ગયુ નહીં ચંદ્ર તવ વિલખુ થયુ ॥ ૧૫૭

ચંદ્રનારી પૂછી રાહિણી કહુ ભુજાઈ કિહા નિશિધણી ।
તે રાયંતી વલતૂં કહઇ તુઝ બંધવ પુહ્વીતલિ રહઇ ॥ ૧૫૮

પુરી કમંડલુ ભદ્રાવલી તેહની પુત્રી ચંદ્રાવલી ।
હે દેઉર એહની તે દાસી દીહઈ મુદ્રા ડગિનઈ પાસિ ॥ ૧૫૯

અંગુલિ ઊપરિ રાષઇ ધરી નિતનિત પીડઈ તે હઠ કરી ।
રાતઈ છોડી મુકઈ વળી તેણિ દુખિહ છઉ આકુલી ॥ ૧૬૦

ધણૂં કહ સઉ દેઉર તુજ્ઝ મહાદુખ એ ટાલઉ મુઝ ।
તૂ વલ્લભનઈ છોડવિ આજ માગુ માન કરુ એ કાજ ॥ ૧૬૧

નાગડ બોલઇ સુણિ રાહિણી લ્યાવુ ચંદ્ર વગિ તે હણી ।
મેલઉ તુઝ વલ્લભ મ મ રાઇ રહઇ માસતી કરુતે જોઈ ॥ ૧૬૨

કહી એમ ગતિ ઊતાવલિ આવિઉ ઘર જિહા ચંદ્રાવલી ।
તેતલઈ નાગડ પાસઇ ગયુ તતખિણુ ચંદ્રાવલીઇ લહિઉ ॥ ૧૬૩

નાગપાસઈ બાંધઉ તત્કાલ હાહાકાર કરઇ સ્ત્રીબાલ ।
ચંદ્રાવલી મા ભદ્રાવલી નાગડ દેખિ હસી વલકલી ॥ ૧૬૪

ભની પુત્રિ તૂ મઝ મની વસી જે નાગડમદ ઊતારિઉ ધસી ।
તેતલઇ સર્પ દુષ્ટ શૃંખલા નાગડબહિનિ જાણિ અપકલા ॥ ૧૬૫

ક્ષુરપ્ર બાણઈ છેદિઉ પાસ આવિ વેગિ ટાલિઉ જનહાસ ।

બહિનઈ બેવન છોડિની બેધ ધ્યાયુ નાગડ થઈ ક્રોપીધ ॥ ૧૬૬

હિવ ૬ મારૂ ભદ્રાવલી કરી દુત્કાર રહિઉ ઝનહલી ।
તેતલઇ ભદ્રાવલીઈ સર મૈડેય પીડઉ મંત્ર ૬ પુરિ ॥ ૧૬૭

સૂર્યિઈ જોયું ગ્રાનઇ કરી જાણિઉ ભદ્રાવલીનુ ચરી ।
કિરણવેગ પુત્ર આપણઉ મોકનિ દઈ ઉશૈભઉ ઘણુ ॥ ૧૬૮

અરે નાગડ વછ્ગ મ કરેસિ શક્તિરૂપ યોગિની સ્રોવેશિ ।
અતિ સમની અસુરસુર દમઈ નવ નવ રૂપઈ ત્રિભુવનિ ભમઈ ॥ ૧૬૯

એહવુ જાણિ વહિલુ આવિ મ કરિ હઠ સુપરઈ સમઝાવિ ।
થાએ સાસતુ સરિમઇ નાજ ઉતાવલિઈ ન પામીઈ ગજ ॥ ૧૭૦

કામ ન સીઝઈ તે આદરઈ સુજન વછગ પ્રભુસ્યુ હઠ કરઈ ।
સ્રીજનનઉ આણઇ વીસ્રામ માથાસ્રન એ ચ્યાગિ નિરાસ ॥ ૧૭૧

ઘણુઉ વરર તુ એક પરિ હઇ કુંડલિની શક્તિ મનિ ધરઈ ।
આરાધના પ્રસન્ન જુ હસઈ તુ તુઝ કાજ સર્વ સોઝિસઇ ॥ ૧૭૨

સાધી શક્તિ કુંડલિની તેણિ શક્તિરૂપ વર દીધઉ જેણિ ।
સમલ શત્રુ છપઈ તત્કાલ તુ નાગડ કરઈ યુધ ચાન ॥ ૧૭૩

આગઇ સિંહ અનઇ પાનગિઉ વિશધર પાંનતણુઇ બલિ ભરિઉ ।
દાવાનલ વનમાલા મિલિઉ મયગલમત્ત મારિવા વલિઉ ॥ ૧૭૪

માનમાગિ હિમગિરિનુ ભાર જિમ હનુમાન રામ આધ્યાર ।
હરિ સાનિધિઈ ગુરુડ વિકરાલ જિમ મ્નપીતિ જલધિંગોછાલ ॥ ૧૭૫

શકતઈ નાગડ તિસ્યુ અજેય મહિષ દૈસન રૂપ ધરેય ।
ભદ્રાવ્લી હણી તતકાન રામ જેમ તાડકા નાન ॥ ૧૭૬

રવિમંડલ મોકલઉ કીધ શશિમંડન વેગિસ્યુ લીધ ।
દૂધઇ પન્નક જિમ હુઈ મત્ત તિમ માતઅલિઈ હતી મદ ચિત્ત ॥ ૧૭૭

ચંદ્રાવલીનું મર્દિઉં માન માત વિના સુખ થિઉં મિસિવાન ।
ઊપર ટલિઉં દૂખ સાંસતી નાગડ ગગનિ ગયુ ઉતપતી ॥ ૧૭૮

ચંદ્ર જઈ સૂપિઉ રોહિણી થઇ રુલીયાતિ ભુગ્ગાઇ ભણી ।
સોમ પાસિ સુધ્યારસ લીઉ પાઈ અંબડ બઇઠઉ કીઉ ॥ ૧૭૯

પૂછઇ સૂરદેવ તસ વાત કવણ તુ છ તુઝ કહઇ અવદાત ।
તેણઇ સંબંધ આદિથી કહિઉ મહાદુપી તે મનસિઉંલહિઉ ॥ ૧૮૦

દયા કરી તૂઠઉ દિનનાથ માગિ વીર હવઇં હૂઉ સનાથ ।
અંબડ આદિતની સ્તુતિ કરઇ કર જોડી પ્રણમી ઉચ્ચરઇ ॥ ૧૮૧

જય માર્તંડ ત્રિવેદી રૂપ હરિ હર બ્રહ્મ વિશ્વનુ ભૂપ ।
ત્રિણિકાલ શંકર તુઝ નમઇ હરઇ તિમિર હિતકારણિ ભમઇ ॥ ૧૮૨

સકલ જીવ બોધન તઈ થાય તુઝ દરશન વિણ સવિ કુમલાઇ ।
ત્રિભુવનલોચન સ્વયંપ્રકાશ પ્રત્યક્ષ દેવ તુ વિશ્વાવાસ ॥ ૧૮૩

ભૂ અપ તેજ વાયુ તિઈં વિહાય (નાગ) અસુર ગિરિ સુર સમુદાય ।
પુણ્ય પાપ પદારથ બહૂ તુઝ દીઠઈં પ્રગટઈં એ સહૂ ॥ ૧૮૪

જુ તૂં નહીં તઉ નહીં ઉપાવ તુઝ દીઠઇ સહનુ મહિમાય ।
અવર દેવ નામિઇ છઈં તાત તૂં સાક્ષાત વિશ્વ વિખ્યાત ॥ ૧૮૫

સ્તવન સુણી હરિખ્યા દિનરાજ તૂ અજેય સુરમનુજસમાજ ।
હૃદિ હવઇ ઇંદ્રજાલની લિઇ વિદ્યા વલી નભગામિની ॥ ૧૮૬

વિદ્યા બેઉ આપી રવિરાય નાગડ સૂર્યવચનથી જાય ।
શતશર્કરા વૃક્ષફલ લીઇ અંબડનઇં નીજ હાથિઈં દીઇ ॥ ૧૮૭

ફલમહિમા નાગડઇ કહિઉ એકમના થઈ અંબડઈ ગ્રહિઉ ।
ફલથી ઘરે હુઇ રિદ્ધિવૃદ્ધિ રહિઈં પાસિ સુખસંપતિ સિદ્ધિ ॥ ૧૮૮

રવિ આદેસઇં નાગડ લેવ મુકિઉ જિહાં અંબડ નિજ ગેહ ।

વિદ્યા ઈંદ્રજાલની તિહાં સાધી બેઉ સુથાનક જિહાં ॥ ૧૮૯

થઈ પરસક્ષ તવ મનિ ચિંતવઇ ચંદ્રાવલી પ્રતિઈ જઈ હવઈ ।
વાલૂં વઇર છપું તસ વાહી ઈશ્વર રૂપ રચિઉં તીણુઇ દાહિ ॥ ૧૯૦

કિસું તેહ વાહનિ વૃષ જાસ ભૃંગી નંદી પ્રથમ ગણ દાસ ।
નૂપુર પાય નગન લિંગોટ ભસમલેપ મેખલા જગોટ ॥ ૧૯૧

પરશુ ત્રિશૂલ ધનુ કપાલ કરિ પિનાક ષડગંગ વિશાલ ।
કંકણ કામિ પદમ મહાપદમ અનંત તક્ષક ગીંગદ કર્મં ॥ ૧૯૨

વાસુકી નાગ હાર જિહાં કોટ કાને શેષ ચૂડ કર્કોટ ।
મુકુટઇ સહસ ફણાધર શેષ તિહાં અસ્ત્ર ફુંકાર વિશેષ ॥ ૧૯૩

જટા ગંગ ભાલઇ ચંદ્રમા પાવક જ્યોતિ વાસ તેહગમા ।
પંચવદન ત્રય નેત્ર વિશાલ ઉજ્વલ અંગ ગલઇ વિષઝાલ ॥ ૧૯૪

મુંડમાલ પુરુષનઇ ધરઇ પુંડરીકસું ક્રીડા કરઇ ।
રક્ત ચર્મ ગજ રહઇ આકાશિ કનકકુસુમ અર્ક લઇ વાસ ॥ ૧૯૫

સેવઈ અષ્ટ સિદ્ધિ નવ નિધિ અકલ સર્વ ઈશ્વરી રિદ્ધિ ।
શૈલરૂપ એહવૂં સમ ધરી ચાલિઉ ચંદ્રાવલીની પુરી । ૧૯૬

આવિઉ ધરિ જિહાં ચંદ્રાવલી તે મંડપિ બઇઠઇ છઇ વલી ।
મૂર્ત્તિમંત ઇશ આવતુ દીઠુ અચિરજ ઊપજાવતુ ॥ ૧૯૭

એહ અકારણ વાત મનિ ધરઇ હરિષી સનમુખ જઇ સ્તુતિ કરઇ ।
તૂ શંકર સ્વામી શિવ ઈશ વૃષભધ્વજ રુદ્ર જગદીસ ॥ ૧૯૮

તું પાર્વતીરમણ અજદેવ તું સુખ દેહિ કરઈ સુરસેવ ।
માહરુ સફલ જન્મ તે આજ પાવન હૂઉ મંદિર મહારાજ ॥ ૧૯૯

કામધેનુ કલ્પતરુ ફલિઉ ચિંતામણિ તુઝ દર્શનિ મિલિઉ ।
આજ અંગિ માહરઇ ઉત્સાહ ભેટઈ પરમ હૂઉ મુઝ લાહ ॥ ૨૦૦

એહવાં વચન ભક્તિનાં કહી કરી પ્રણામ ચંદ્રાવલી રહી ।
મહાદેવ તવ મૂકી પોક રોદન કરઇ ધરી ઇતિ ગોક ॥ ૨૦૧

દેવી બીહની ચંદ્રાવલી પૂછઇ દુષનૂં કારણ વલી ।
કર્તા હર્તા વિશ્વાધ્યાર તૂં ત્રિભુવનની જાણઇ સાર ॥ ૨૦૨

તુઝનઈ દુષ દીઇ તે કુણ સમથ એહવઉ સિદ્ધિ વિહૂણ ।
પૂછિઉં શંકર બોલ્યા પછઇ મુઝનઇ દુષ દિઇ તે કુણ અછઇ ॥ ૨૦૩

ચંદ્રા વદઇ તુ તૂં કિમ દેવ કરઇ વિલાપ કિગી એ ટેવ ।
ઈશ્વર બોલઇ ચંદ્રા સુણઉ પાર નહીં દુક્ખ જેહતણઉ ॥ ૨૦૪

પ્રાણપ્રિયા અર્ધાંગધ્યારિણી જનમમિત્ર સંતાપહારિણી ।
સુખની ષાણિ સદા ગુણવતી તે પરલોકિ પુહત્તી મતી ॥ ૨૦૫

તેહનું દુષ હઈઇ નવિ માય એહ વાત કહિનઈં કહિવાય ।
રામચંદ તે જાણઇ ધાત જેહનઇ અંગિ એ વીતી વાત ॥ ૨૦૬

દૂ । જે નવિ જાણઇ દુક્ખ પર નવિ ભંજિવા સમર્‍થ ।
દુષીયા સૂં દુષિઓ નહી તસુ કિમ કહીઇ વત્ત ॥ ૨૦૭
તો સુખચિંતા મનિ નહી જાં વાલહુ ન(વિ) કોય ।
જઉ કેહસૂં પ્રીતિ જ કરી તઉ દુક્ખ વિસાર્યું જોય ॥ ૨૦૮

પ્રીતિ તણઉ લીઇ ભેદ એ સુખના દિન ન જણાય ।
જઉ વિયોગ હુઇ તેહનઉ તુ જનમસાલ દુષ થાય ॥ ૨૦૯

જઉ સુષ હૂઈ સઉ વરિસ ક્ષણ દુષ થિઇ તે આલ ।
જિમ સંપદ્ સવિ ભવતણી હુઇ ઘડીઈં વયવાલ ॥ ૨૧૦
કરૂ રષે હો કોઇ જન વાલંભનઉ વીસાસ ।
જઉ તનુ જાતઈં મિનનૂં રહઇ આપણુ જ સાસ ॥ ૨૧૧

જનમ મિત્રંતાં પ્રીયજન સુખ સહિજઈં ન જણાઇ ।

ઘણું વિયોગઈ તેહનઈ ક્ષણુ વરસા સઉ થાઈ ॥ ૨૧૨

સુ । વદઇ ઈસ પ્રતિ ચંદ્રાવલી કિસી તુહ્મારા મનની રુલી ।
મ કરુ દુષ મુઝ સરિષું કાજ કહુ કૃપા કરી મહારાજ ॥ ૨૧૩

શંભુ કહઈ સાંભલુ બાલ પ્રિયા વિના કિમ જાસઈ કાલ ।
યાનકિ શિવા તણુઈ તું થાય દુર્ગ્યા તણઉં દુષ તુ જાય ॥ ૨૧૪

ઈશ વાત એહવી સાંભલી વલતી બોલઇ ચંદ્રાવલી ।
હું અપવિત્ર માનુષી દેહ મલ મૂત્ર રુધિરનું ગેહ ॥ ૨૧૫

દેવશરીર કિહાં મુજ યોગ મિલઇ કેમ માણુસસ્યું ભોગ ।
થયુ ઊંટ બાલદા ન્યાય ઇમ કુયોગ કિમ એગી થાય ॥ ૨૧૬

હર બોલઇ હે ચંદ્રાવલી તુ મુઝયોગિ હુઇ તૂ વલી ।
તુઝનઈ તેહનઉ કહું ઉપાય એણુઇ દેહિઇ યોગિની થાય ॥ ૨૧૭

જે જે મનની ઈછા હોય તે બેડાં પૂરૂ સવિ તોહિ ।
જુ મારી ભગતિ છઇ તુજ્ઝ તુ તૂં એહ વચન કરિ મુજ્ઝ ॥ ૨૧૮

તવ ચંદ્રાવલી માનિઉ તેહ એહ પ્રમાણુ વદઇ તૂં જેહ ।
કહઇ હર તુ આવઇ કૈલાશિ નર આચાર જુ મુકઈ આશ ॥ ૨૧૯

ઈં કિમ મુકાઇ ચંદ્રા કહઇ કહુતે પરિ જિમ એ તનુ રહઇ ।
ઇશ્વિર આખઇ સુણઉ ઉપાય પહિલુ જઉ સિરિ વપન કરાય ॥ ૨૨૦

સડિયાં વસ્ત્ર જૂનાં પહિરેય મુખ સઘલું કાજલિ લેપેય ।
લોહ સૈંકલિ બે બંધી પાય ગર્દભિ ચડઇ વિભૂતિ લગાય ॥ ૨૨૧

તઉ એ દેહ દેવમય થાય હેલાં માત્ર કૈલાસિ જવાય ।
ઇમ હરવચન ચંદ્રાઇ કરિઉં તનુ લેપી પર ઊપરિ ધરિઉ ॥ ૨૨૨

આવ્યા ઈશ નૃપલિ આ સહી નિ પુહરે ચંદ્રા તિહાં રહી ।
મિલ્યા રૂપ જોવાનઇ લોક સ્ત્રી બાલકના આવઈ થોક ॥ ૨૨૩

સઈ વખાણઇ ચંદ્રાવતી ધન્ય ધન્ય શીકર સિઉં મિલી ।
એ ઇશ્વિર અર્દ્ધાંગિઇં રહી એ ગૌરીપદ પામી સહી ॥ ૨૨૪

ગિરિકૈલાશવાસિની હુઇ સુણઈ લોકવાણી જૂજૂઈ ।
ગિયું જોઇ ચંદ્રા આકાશિ વૃષભિ ચડિઉ હર દેષઇ પાસિ ॥ ૨૨૫

મસ્તકિ સાઢ છુરીના ઘાય મુકઇ ત્રણ્યિ વાર તિણિ ઠાય ।
ચંદ્રાવતી તવ બોલઇ ઇમિયુ લોક દેષતાં હાસુ કિસિઉં ॥ ૨૨૬

આ અવસર નહીં રામતિ તણઉ કહઇ તવ માર પડઇ સિરિ ઘણઉ ।
થઈ પીડા લાગી રોઇવા સ્વામી મ કરુ ચાલા નવા ॥ ૨૨૭

રોઈ જવ જોયુ આકાશિ ઇશ્વિર ચંદ ન કોઈ પાસિ ।
દેષઇ લોક તુ વિલષી થઈ અરહ પરહુ જોઇ નઇ રહી ॥ ૨૨૮

ચૂકી જિમ માકડી ફાલ દેષી હસઇ બાલગોપાલ ।
અહો ચંદા કૈલાસઇ ગઈ ઇશિ પાસિ અર્દ્ધાંગઇ રહી ॥ ૨૨૯

હવઈ આંહા એ નાવઇ કિમ્હઇ માણુસ ગંધ ન એહનઇ ગમઇ ।
એહનઉં કિહા ગયુ માટીપણઉં ઇમ ઊહાં ચોક દિઇ ઘણુ ॥ ૨૩૦

જિમ કોમી આવી દવમાહિ બાજીગર વાનરી વાહિ ।
જેમ સીયાલી પાસમાહિ પડી જિમ વેસ્યા ધૂર્ત્ત કરિ ચડી ॥ ૨૩૧

ગયૂં દૂધ નાઠી ઊદિરી માંજરી કા જોઈ ફિરી ।
ઘરનુ ધણી દૂધ લેઇ ગયુ ઉદિર દગિ પઈસારુ ભયુ ॥ ૨૩૨

વિણઠા અર્થ એહુ તે કથા આગઇ વડે કહી છઇ યથા ।
કામ અનેરુ ચિંતિઉ જેહ દૈવઈ કરિઉં અનેરુ તેહ ॥ ૨૩૩

ધનપુરી ક્ષિત્રી હૂઉ ધનરંત કરઇ વણિજ ઘરિ રહઈ નચિંત ।
એક વાર તિણઈ ઇછા ધરી આવિઉ કનકાવતી જિહાં પુરી ॥ ૨૩૪

સોવન ટંકા સહસ તે લેઈ ભરી વાસણુ કડિ બંધી સહી ।

જિમી વસ્ત્ર નવાં અંગિ ધરી જોઈ નયરી સવલઈં ફિરી ॥ ૨૩૫

જવ વેશ્યાવાડઇ આવિઉ રસ જોવા મન સિઉ ભાવીઉ ।
ફિરી ફિરી જોઇ વર સાર આવિઉ એક વેશનઇ બારિ ॥ ૨૩૬

બઇઠી બેટી કરી શૃંગાર શોભઇ ભૂષણના બહુ ભાર ।
પાસઇ તસુ માતા કુટ્ટિની તે બનસની જોઇ એકમની ॥ ૨૩૭

ઊઠીનઇ તસ આદર કીઉ બઇસણિ પાટ ચાકુલઉ દીઉ ।
ભોગ કાજિ રહિઉ તે ગતિ વેશાઈ પૂછી કુલ જાતિ ॥ ૨૩૮

થયુ પ્રાત તસુ દેઈ દાન ચાલ્યુ સરોવરિ કરિવા સ્નાન ।
ભોજન કરીનઇ આવ્યુ તિહાં બઇઠઉ જઇ રહિઉ તુ જિહાં ॥ ૨૩૯

પૂછઇ વેશ્યા માગી માન જિમુ અન્ન આરોગઉ પાન ।
કહઇ વયણુ હું જિમી આવીઉ નિદ્રા કાજિ સેજ મુઝ દીઉ ॥ ૨૪૦

દીઠઉં દ્રવ્ય કડિઈં જે ધરિઉ તવ અક્કાઇ આદર કરિઉ ।
આણી થાળ ફૂલ ફલ પાન બહુ સુખવાસ અનઈ પકવાન ॥ ૨૪૧

ચૂયા ચંદન તેલ સુગંધ કુમકુમ અબીર તણા પુટબંધ ।
અગર કસ્તૂરી કેસર પૂર સરસ જ બાધિ પોઢીસ કપૂર ॥ ૨૪૨

ધરી બેટિ તસ આગલિ ઈસી દેખી વિટ તે બોલ્યુ હસી ।
મઈં માની દેવ યાત્રાવડી તિહાં લીધી એહની આખડી ॥ ૨૪૩

માત વિના ભોજન નવિ સ્નાન આપણઇ હાથિ જિમેવું ધ્યાન ।
કેશ શુદ્ધિ મર્દન નવિ ધરુ જે કરિવુ તે હાથે કરુ ॥ ૨૪૪

ગુરુની આણ ધરુ ઇમ અંગી નવિ બઇસુ નીચનઈં સંગિ ।
સગાંસણીનં જિમવા વારિ મિત્ર હાથિ નવિ પીઉ વારિ ॥ ૨૪૫

કુટ્ટિની એરી બેટ મિની કરઇ મંત્ર વિમાસઇ ઘની ।
એહનઈ ધન સાથિ છઇ ઘણું કિસિઇ ઉપાઈં થાઇ આપણું ॥ ૨૪૬

સેવા કરતાં રીઝ નઇ નહીં  કેતુ ખરચ ન જાઈ વહી ।
મહાધૂત વાહીઉ નવિ જાય ધન લેવા કો અછઇ ઉપાય ॥ ૨૪૭

ભણઇ પુત્રી એવડુ સ્યૂં અર્થ  જાવા દિઉ એ પરહુ અનર્થ ।
કહઈ કુટ્ટિની તું ન લહઈ ભાવ લીજઇ અર્થ કરીનઇ ચાલ ॥ ૨૪૮

આપણુઇ એક અર્થસુ કામ  જિમ કિમ કરી આણીઇ ઠામ ।
બેટી કહઇ સિઉં કગિંુ ઘટઇ વદઇ વેશિ વિસ દીધઈ મિટઇ ॥ ૨૪૯

લીજઇ ધન ઘાલીઇ પાડ  નવિ જાણુઇ કો નટ વિટ નાડ ।
વિસ દેવાઇ કિસઇ ઉપાય  આપણુઇ હાથિઈં કિંપિ ન થાય ॥ ૨૫૦

ન પીઇ  પાણી મદિરા સ્વાદ  કરઇ ઊષધગુટિકાની બાધ ।
નવિ  પીમાસુ  પરિ  કિસી  એહનૂં લીજઇ દોરાદસી ॥ ૨૫૧

રચઇ પ્રપંચ પણિ ન પડઇ લાગ  સાવચેત રહઇ જિમ કાગ ।
એ જાણુ જિમિઈ અન્ન જેતલુ નિત આપઈ મૂલ તેતલઉં ॥ ૨૫૨

હવિઇ એક માગિવા ઊપાય  કીજઇ નિદ્રા વશિ જવ થાય ।
કામ મેવાઈં થાકઈ જામ  એ સૂઇ નિદ્રા ભરિ તામ ॥ ૨૫૩

તવ પાતલી વાંસની નાલિ  આણી વિષ મુકીઇં વિચાલિ ।
લેપી ઘૃત ગુદ માહિ ભારીઇ મંદર્મંદ તે સંચારીઇ ॥ ૨૫૪

કરી દીપ પાસઈ મુકીઈ  મુખ માંડી સબલ ફુંકીઇ ।
વાયુ બલઈં વિસ ચાલીઉ જાય કામ આપણઉં તતખિણિ થાય ॥ ૨૫૫

તે સુકુમાલ ભુંગલી તણુઉ  કરી મંચ વિસ મૂકી ઘણુ ।
વિટ નિદ્રા ધારિઉં જેતલઇ  કુટ્ટિની  પાસિ ગઈ તેતલઈ ॥ ૨૫૬

ગુદ થાનક ઊંચાડું કરી  વિષ ભુંગલી માહિ જવ ભરી ।
સુતા  દીપ ધરિઉ કુટ્ટિની ફુંકઇ મુહ માંડી એકમની ॥ ૨૫૭

દૈવયોગિ વિછૂટઉ વાય વિટના પેટ થિકી તેણુઇ તાય ।

અવસુ વિર ડોકરિ મુખ માંહિ જઇ ચુહટઉં તાલુનઇ કાહિ ॥ ૨૫૮

તવ ઊયલી પડી તતકાલ ગયુ જીવ નવિ લાગી તાલ ।
સુતા તાસ મુખ વિલખું થયુ કીઉં કામ વાંકું સવિ ગયું ॥ ૨૫૯

વેસ્યાસોગી જાગીઉ જામ પેખઇ નલી આસણુ વિચિ તામ ।
દીઠી ડોકરડી ઊયલો પૂછી વેશિ કિસિઉં એ હવી ॥ ૨૬૦

'સાચઉં ન કહઇ તે છોકરી નલી સહિત લેઇ ચાલિઉ ધરી ।
તેતલઇ પાહરી આવ્યા ધસી દેખી વિચિત્ર રહ્યા તે હસી ॥ ૨૬૧

જઇ ભૂપ તેણુઇ વીનવિઉ વેસ્યા વિટ ગય દષ્ટ ઈ થયુ ।
મૂર્ઈ ડોમી આણી તસ હાથ બોલિ સાચ દાસી કહઇ રાય ॥ ૨૬૨

વેશ્યા વચતુ કહઇ મહારાજ મુઝ માતા ધન લેવા કાજિ ।
વિટ મારિવા ચીંતવી વાત કરિઉ દૈવિ કુદ્દિની ઘાત ॥ ૨૬૩

કુતિગ દેખી રીઝિઉ રાય કીધઉ વિટનઇ ઘણુઉ પસાય ।
વેશિસુતા તસ ઘર ધન જેહ વડઈ દીધઉં સનહું નેઉ ॥ ૨૬૪

તિહાં પંડિતે પઢિઉ એ શ્લોક તે હવણાં બહુ જાણઇ લોક ।
ચિંત્યુ અન્ય થયું અન્યથા દૈવઇ હણી કુટ્ટિની યથા ॥ ૨૬૫

શ્લો । અન્યથા ચિંતિતં કાર્યં દૈવેન કૃતમન્યથા ।
નલિકાવિષચૂર્ણેન કુટ્ટિની પ્રલયં ગતા ॥ ૨૬૬

ચુ । ઇમ ઊંડાં ચ્હિદ્રા ન ઈ દીઇ યથાતથા બોલઈ નવિ બીહઇ ।
લોક હસી ઈમ ચાહરિ થયા ચ્હિદ્રાવલી બેઉ ભવ ગયા ॥ ૨૬૭

ચિંતિઉં જુઉ અનેરું હુઉં કરતા નવૂં મૂંલગું ગયુ ।
ઉંદર ન લાગઉ દાધી હાથિ ન રહી પતિ ન ગઈ શિવ સાથિ ॥ ૨૬૮

ઈમ અપવાદ લોકના સુણી મુઝ સિઉં વીતુ આરતિ ઘણી ।

વાદલ વાયુ વહી જિમ જાય વલી હઈયાસિઉં વિસ્મય થાય ॥ ૨૬૯

ચિંતી મૌન કરી જવ રહી તેતલઇં અંબડ આવ્યુ વહી ।
દેખી વિલખી તે સુંદરી કિમ દુખ તુઝ પૂછઇ આદરી ॥ ૨૭૦

નવિ બોલઇ પૂછંતાં તેમ વલતું અંબડ આખઇ એહ ।
મઇં રવિમંડલ જીતઉં આજ આપઉ વારુ રમિવા કાજિ ॥ ૨૭૧

જાણી કપટ કહઇં ચંદ્રાવલી અરે ગર્દભ સઉં કીધઉં મિલી ।
લોક સમક્ષ વિગોઈ કિસિઉં તુઝ ચરિત્ર સવિ જાણિઉ જિસિઉં ॥ ૨૭૨

રીસઈં અંબડ કહિ રે રંડિ વિરૂઉં કિમ બોલઇ પાખંડી ।
વલી નવૂં કરૂં તે જોય સિઉં વીસરિઉં પૂવિલું તોઇ ॥ ૨૭૩

એ વ્રત નઈં ઉદ્યાપન એહ બીહની મૌનપણઇ રહી તેહ ।
રમુ વલી પ્રાણુ દિઉ તુઝે જીતાપખઇ ન મેહલઉ અહ્મે ॥ ૨૭૪

રમઇ અંબડ ચંદ્રાવલી બેહુ જીતુ વીર સુર બલિ તેહ ।
હારિ ચંદ્રાવલિ નતકાલ હવઇ ચરણ સેવુ મુઝ બાલ ॥ ૨૭૫

જુ નહિં સેવઇ તુ તૂં જોય માહરું કીધઉં જાણઇ સોય ।
ઘણું વિમાસી અંગડ વરિઉં રમતાં વદિઉ બોલ તે કરઉ ॥ ૨૭૬

તે પરિણી પૂછઇ પુર વાત કહું સરૂપ નૃપ જન વિખ્યાત ।
વલતું વદઇં શક્તિપુર એહ રહઇં શકતિ સવે નિજ ગેહિ ॥ ૨૭૭

એહ કારણિ અવલી છઇ નીતિ સ્ત્રી ઠાકુર નર કિંકર રીતિ ।
કહઇ અંબડ સુંદરી સુણઉ કુણ વિદ્યા પરિચય તુહ્મ ઘણું ॥ ૨૭૮

સાંભલિ સ્વામી નભગામિની રૂપફેર ચિંતિત કામની ।
આકર્ષણી વિદ્યા એ ચ્યારિ અહ્મનઇં ઘણુ ગોહનઉ આધાર ॥ ૨૭૯

નાથ સર્વ છઈ એ તાહરી રિદ્ધિસિદ્ધિ કાયા માહરી ।
પ્રીતિવચન સુણીનઇં તેહ કેતુકાલ રહિઉ તસ ગેહિ ॥ ૨૮૦

હેમ રયણ નઈ ચંદ્રાવતી લેઈ ચાલિઉ નિજ થાનકિ વલી ।
તિહાંથુ ગોરખયોગિની પાસિ આવી પય પ્રણમ્યા ઉલ્હાસિ ॥ ૨૮૧

ઘૃતશર્કરાફલફૂલ જેહ આગલિ ધરિયુ ભેટણુ તેહ ।
ચંદ્રાવતી તવ લાગી પાય માથઇ હાથ ધરઇ તવ માય ॥ ૨૮૨

થઈ પ્રસન્ન મુખ પૂછિઉ વીર અહો કુશલ તુઝ સાહસ ધીર ।
તુઝ પસાય અછઈ સવિશેષ આવ્યુ સુખઈ કરી આદેશ ॥ ૨૮૩

અંબડ સિરિ કર યોગિનિ ધરઇ તૂં જય વીર શબદ ઉચ્ચરઈ ।
લહી અનુજ્ઞા યોગિનિતણી આવ્યુ લેઇ રિદ્ધિ ઘરિ ઘણી ॥ ૨૮૪

વસઇ સપત ભૂમિમય ગેહ સુખ ભોગવઇ વિવિધ પરિ તેહ ।
વિદ્યાબલઈ ચિંતઈ તે કરઇ રહઇ સુખઈ યોગિનિ મનિ ધરઇ ॥ ૨૮૫

ભટ્ટીપાન નિજંગમ પસાય વિદ્યા ભણી ભાનુભટ પાય ।
મિત્ર લાડજી સુખિઆ કાજિ વાચી કથા બિડાઈથી ગાજિ ॥ ૨૮૬

કહઈ વાચક મંગલમાણિક્ય અંબડકથા રસઈ અધિકાર ।
તે ગુરુકૃપા તણઇ આદેશ સાતમાંહિ એ પ્રથમાદેશ ॥ ૨૮૭

ઇતિશ્રી ગોરખયોગિની સંબંધે અંબડવિદ્યાધરકથાનકે

પ્રથમ આદેશ ॥ ૧ ॥

# અંબડ વિદ્યાધર રાસ

## દ્વિતીય આદેશ

॥ ૯૦ ॥ ॐ नमः परमात्मने ॥

દૂ । પ્રથમ નમૂં જિનપયકમલ શ્રી બ્રહ્માણી માય ।
વંછિત વિદ્યા વર દીઈ નિતુ સમરું તસ પાય ॥ ૧

અખંડમંડલ રૂપ જે કીઉ ચરાચરિ વ્યાપ ।
દાખ્યૂં પદ તે ગુરુ નમૂં જ્ઞાનઈ છેદિયું પાપ ॥ ૨

શ્રી ગુરુની આંનિધિ વિના મૂરખ કિમ મતિમંત ।
સુનયન મણિ અંધારડઇ દીપક વિણુ ન લહંતિ ॥ ૩

પદ વંદી સદગુરુ તણા કહૂં અપર આદેશ ।
ગોરખયોગિનિઇ દીઉ પ્રોતઈ અંબડ રેસિ ॥ ૪

વ । વલી બીજી વલી બીજી વાર તે વીર
આવી ગોરખ યોગિનિ પાસિ પ્રેમસિઉં પાય લાગઇ
અંબડ કરસંપુટ કરી માત પાસિ આદેશ માગઇ ।
પૂછઇ યોગિનિ તુહ્મતણઈ અંગિ કુશલ આનંદ
અછઈ માત તવ મુખકમલ દીઠઈ પરમાનંદ ॥ ૫

ચુ । ઇમ કેતલે દિને યોગિની બોલઇ અંબડપ્રતિ ભોગિની ।
કરુ વલી બીજઉ આદેશ મહાસિદ્ધિનઉ તે ઉપદેશ ॥ ૬

કહઇ અંબડ તુઝ દીઠઈ ઋદ્ધિ તુઝ વંદનથી વંછિત વૃદ્ધિ ।
તુઝ કીર્તનઇ નિર્મલ બુદ્ધિ કલ્પવેલિ તૂં જપતાં સિદ્ધિ ॥ ૭

જઉ તઈ મુજ સિરિ દીધઉ હાથ પુ હૂં સઘલઇ હૂઉ અનાથ ।
જાગિઉં ભાગ્ય માહરૂં આજ દયા ધરી જવ દીધઉં કાજ ॥ ૮

વ । કહિઇ યોગિનિ કહિઇ યોગિનિ નિસુણિ આદેશ
દિશિ દક્ષિણ સાગર વિચિઈ હરિબંધ દીપ છઇ જુલિ સમાણઉ
મોટઉ મઠ આરામ તિહાં કમલકાંચન યોગીંદ્ર જાણઉ ।
અંધ્યારી જે તેહતણી લ્યાવુ વેગઇ તેહ
કરિતું વચન અહ્મારહ્કુ સૂધું નવિ સંદેહ ॥ ૯

એ આદેશ યોગિની તણઉ અંબડ મહિમા જાણી ઘણઉ ।
લઈ ચાલિઉ શીષ સ્વામિની વિદ્યા જપી ગગનગામિની ॥ ૧૦

વીચી સમીપિ જઈ ઉતરિઉં બહુ પર્વત જલધિ જલભરિઉ ।
કેહવું તે હરિબંધ સુદીપ જેહવું મુગતાફલ વિચિ સીપ ॥ ૧૧

સાયરતટિ મોતી અંબાર મકરડાઢમણિમાણિક સાર ।
જલકાંત વિદ્રૂરના રાશિ પર્વત પાચિ તણા તસ પાસિ ॥ ૧૨

ચિંતામણિ પારસમણિ તિહાં દક્ષિણાવર્ત્ત શંખમણિ જિહાં ।
લતા પ્રવાલિ કાલી વેલિ ચડઇ કંઠિ રયણાયર રેલિ ॥ ૧૩

કલ્પવૃક્ષ ચંદન ઘનવાસ લવિંગ છાયાદ્રુમ તટ પાસિ ।
બહુવનતરૂવર વનચર જીવ અગમઠામ ભયભરિઉં અતીવ ॥ ૧૪

ગોરષયોગિની વચન વિશેષિ મઠમઠમંદિરસુંદર દેખિ ।
યોગી ઠામ લહીસઇ કીમ ગિયુ વનભિંતરિ ચિંતઇ ઇમ ॥ ૧૫

તેતલઇ તિહાં દીઠઉ નર એક તેણિ બોલાવિઉ .કરી વિવેક ।
ઘણે દિવસિ જોયંતા વાટ અંબડ આવિઉ ગિઉ ઊચાટ ॥ ૧૬

વિસ્મય અંબડ પામ્યુ તામ મુઝ સિધાતિ કિસિઉં કહુ કામ ।
તે કહઇ કામ યોગી છઇ જેહ કમલકાંચન જાણઇ તેહ ॥ ૧૭

તે સાંભલી હૂઉ ભયભીત જોઉ ચરિત થઇ દૃઢ ચીંત ।
ચિંતી મહારૂપ તવ ધરી યોગી પાસિ ગિઉ વેગઈ કરી ॥ ૧૮

જઈ બઇઠિઉ તવ યોગી ભણી મુકઇ પોક અંધ્યારી ઘણી ।
રાઉલ પૂછઈ કાં તૂ રોય વલતું ધણી પ્રતિઇ કહઇ સોય ॥ ૧૯

સુણુયો કમલલોચન તુહ્મે એ અંબડથી બીહુ અહ્મે ।
ધૂર્ત એહ લેઇ જાસઈ મુજ્ઝ રહે સચિંત કહૂં છૂં તુજ્ઝ ॥ ૨૦

અરે અંધ્યારી યોગી કહઇ મુઝ જીવતાં કવણ તુઝ ગ્રહઇ ।
એહવુ કુણ ભૂમંડલમાહિ બલઇ ઈંહિથી તુઝ લેઈ જાઇ ॥ ૨૧

હવઇ મ રોઇ વારૂ તુહનઇ એહ વાતની ચિંત મુહનઇ ।
અચિરજ મોટઉં દેપી એહ તવ અંબડ રોમંચિઉ દેહ ॥ ૨૨

લાભ કેહુ કુન્હારૂ હોય નાતિ કરે જંભ પરિ ગજ જોઇ ।
પુડે ગલઇ હ હવઉ નીસરઇ તેહનઉ ગર્ભછાર કુણ કરઇ ॥ ૨૩

કપટઇ આવઉ તેવા હરી ન કરી વાત તુહઈ વિસ્તરી ।
કિમ કરિસુ મનસૂં ચીંતવઈ એ વિપરીત થયૂં તો હવઇ ॥ ૨૪

જિણઇ વિષ પાવા અભ્યસિઉ અર્ક કનક તાસ મનિ કિસિઉં ।
મુકિઉ સાપ જેણિ પેલવી તે વીંછી ન ગણઇ માનવી ॥ ૨૫

જે મદમત્ત મત્તગજ દમઇ તે અજનઉં ઠેલિઉ કિમ નમઇ ।
જે કેમહીસુ મંડઇ તાલ તિહાં સબલ સિઉ કરઈ સીઆલ ॥ ૨૬

ઇમ ચીંતી અંબડ રહઇ જિસઇ યોગી કમલ બોલાવઇ તિસઇ ।
અહો અંબડ ગોરખ યોગિની કુશલુ વાત કહઇ તસ અંગની ॥ ૨૭

કહઈ અંબડ કર જોડ પછઈ તુઝ પ્રસાદિ સનાથિની અછઈ ।
યોગી પછઇ સેવકનઇ સાથિ ધરિ મોકલિઉ અંબડ નિજ હાથિ । ૨૮

ભોજન કાજિ ગયુ તે જામ તેત(લ)ઇ કમલ નારિ બે તામ ।

કાગી નાગી નાનઈ તેહ આવિ કહઈ અંબડનઈ એહ ॥ ૨૯

આવિ આવિ અંબડ તૂં પાસિ બહિનિ અહ્મારી ધનગિરિ વાસિ ।
છઇ કુશલઈ યોગિની જેહ કહઈ અંબડ સુણિનિ છઇ તેહ ॥ ૩૦

પૂછી કુશલ કરાવિઉ સ્નાન ભલી પરઈ ભોજન દઈ માન ।
જિમિઉ પાન દીધાં જેતલઇ કુર્કટ રૂપ થયૂં તેતલઈ ॥ ૩૧

કાગી નાગી કરતી કામ થયા માંજારિ બે આવી તામ ।
બીહાવિઉ કીધઉ આકુલઉ મુકઈ નહી ઘડી મોકલઉ ॥ ૩૨

ઘણઉં રિગોયૂ સુંયઇ બેય આવિઉ ઘરિ યોગી તવ તેહ ।
દેખી અંબડ કૂકડ થયુ હસિઉ કમલ બોલ ઇમ કહિઉ ॥ ૩૩

કિમ અંધ્યારી લેવા તુહ્મે આવ્યા ધસી ન જાણ્યા અહ્મે ।
યોગી ઘરિ આવઇ જેણિ વાર ઘણઉં પચારઈ ઇમ બહુ વાર ॥ ૩૪

કામ પ્રધાન બલ ઇસ્યૂં હોઇ હરિ હર મિલઈ ગરુડ તવ જોઇ ।
ગરુડ નાગસ્યૂં જોઇ નવિ સકઈ ઈશ બલઇં સર્પથી લુકઇ ॥ ૩૫

સુણિ અંબડ મનિ આકુલ થાય મર્મ તણે વયણે વેધ્યાય ।
દોહિલઇં દિન નીગમઇ રહી લાગી ધરી કર્મગતિ સહી ॥ ૩૬

દૂ । અનુ ચિંતિજ્જઇ અનુ હુઈ અનુસિં (સિ)ચઇ અનુ થાય ।
જે ઊચાલૂ તેવિ થિરુ જે થિરુ તેહૂં જાય ॥ ૩૭

કાવી તૂં કુંપલ કરઇ સીંચી તૂં સીદાઇ ।
સુપ્પઇ અન્ન મણોરડે અન્નેરડે વિહાય ॥ ૩૮

સીંહ તણીપરિ સાંકલિઉ ગજ જૂડિઉ મદમત્ત ।
દમિઉ નાગ જિમ ગારુડિ દૈવઈ તિમ સમરત્થ ॥ ૩૯

સદા ન પુલ્લઇ તરુય વન સદા ન શ્રાવણુ હોઇ ।
સદા ન વંછિત પાઇઇ સદા ન સુખ સિંજોય ॥ ૪૦

શક્તિ વિના કોપ જ કરઇ નિર્દ્ધન વીછીઇ માન ।
અગુણી વઇરી ગુણ તણુ લોકડ ત્રણ્યિ પુમાન ॥ ૪૧

ચુ । ઇમ સંતોષ ધરી મનિ રહઇ જેહ હુણહારું તેહ જિ હુઇ ।
કાલઇં શુભ અશુભ સવિ ટલઇ કાલઇં કલહુઇ નવિ પલઇ ॥ ૪૨

પહિલૂં વડે કહી ઇમ કથા ઉતપતિ વિપતિ કાલથી યથા ।
કાલઇં સમૂં વિષમ તે થાય વિષમ તેહ સમૂં થઇ જાય ॥ ૪૩

તે કિમ હુઇ જોઉ દષ્ટાંત કાલઇં હુઇ કલેશનઉ અંત ।
અસંભમ વાત કાલથી હોય કાલઇં સ્ત્રી પુરુષ થિઉ જોય ॥ ૪૪

કનકાવતી પુરી તિહાં રાય કનક બ્રમ સુર કરઇં સપાય ।
ચંદ્રમુખી રાણી ઘરવાસી સુખ સંયોગ ભોગ સવિ પાસિ ॥ ૪૫

મતિસાગર મંત્રી તેહનઇ રાજભાર સૂંપિઉ જેહનઇં ।
પ્રજાતણાં કાજ તે કરઇ ધનભંડાર ન્યાયથી ભરઇ ॥ ૪૬

પ્રધાન તણા ભેદ છઇ ચ્યારિ પડછંદા પરિ દઇ હુંકાર ।
રાજા મનિ જેહવઉ તે કરઇ દર્પણ પરિ નિર્મલ ગુણ ધરઇ ॥ ૪૭

દીવ પરઇં દેખાડઇ વસ્તુ સર્વ પદારથ આણુઇ હસ્તુ ।
દુહવીનઇ હિત દાખઇ જેહ અંકુશ સરિખા મંત્રી તેહ ॥ ૪૮

ચંપાવતી કામિની તાસ લજ્જાશીલ અછઇ ગુણવાસિ ।
જાણે ઘરની લિખિમી તેહ પરસ્પરઇ છઇ અવિહડ નેહ ॥ ૪૯

રાય પ્રધાન તણુઇ અતિ પ્રીતિ રાજકાજ કરઇં ઇક ચીંતિ ।
એક વાર તે રમતાં રંગિ વાત પ્રીતિની કરઇં પ્રસંગિ ॥ ૫૦

પૂછઇ રાય તુમ્હ કહુ પ્રધાન કિસઉ તુમ્હારઇ છઇ સંતાન ।
સ્વામી ગર્ભવતી સ્ત્રી અછઇં જાણીસઇ તે જનમ્યા પછઇ ॥ ૫૧

ભણઇ રાય પટરાણી તુજ્ઝ તેહઇ ગર્ભવતી કહું તુજ્ઝ ।

પુત્રીપુત્ર બિહુનઈ જઉ હોય કરું વીવાહ તેહનઉં જોય ॥ ૫૨

સ્વામી એ યુગતી નહીં વાત કંચન કાચ તણી જિમ ખ્યાત ।
સરિષુ સર્ષપ નહીં ગિરિમેરુ જિમ સાગર છીલરનુ ફેર ॥ ૫૩

કલ્પવૃક્ષ નઇ કિહાં કરીર કિહાં કાયર રણિ સુરધીર ।
કિહાં દિણયર જમલઉ પદ્યોત કિહાં ચંદ્રમા દીપ ઉદ્યોત ॥ ૫૪

રતનકાકરુ બિંબ ચંદન્ન મૃગમદ નીલિ કપૂંર લશુન્ન ।
રાજહંસ વાયસ ઘૃત તેલ પટ્ટકૂલ ષાસર કિહાં મેલ ॥ ૫૫

કિહાં ગરુડ સમવડિ જલનાગ કિહાં અમૃતરસ વિષનઉ ભાગ ।
કિમ ષર ભદ્રગજતિ સમતુલઇ તિમ સ્વામીસેવક નઈ મિલઇ ॥ ૫૬

રાય ભણઇ મંત્રી કાંઇ મૂઢ એહ વાત રાષિવી ગૂઢ ।
કરું વિવાહ દેહ જઉ ધરું એહ વચન જાણિવઉં ષરું ॥ ૫૭

તુ પ્રધાન મનિ ચિંતા કરઇ ચિડી વદનિ ઓર જિમ ધરઇ ।
તે આઘું પાછઉં નવિ થાય ગજવાદઈ કોઇ ડાંડાં ખાય ॥ ૫૮

તવ પ્રધાન ઊઠી ઘરિ ગયુ તે વૃત્તાંત નારિનઈ કહિઉ ।
તુ વલતું કામિનિ વીનવઇ રાય આદેશ કરેસિઉં સવઇ ॥ ૫૯

કલ્પવૃક્ષ પામીઈ યદા કરઇ કરીરિ વાસ કો તદા ।
ચિંતામણિ જવ આવઇ હાથિ ધરઇ પ્રીતિ કો કાકર સાથિ ॥ ૬૦

પંચામૃત પામીઈ આહાર ગ્રહઇ કોઇ કૂકસા અસાર ।
લાભઇ સોવનસિદ્ધિ પ્રસંગિ ધ્યોઇ ધૂલિ કવણ નર રંગિ ॥ ૬૧

જઉ હુઇ પુત્ર ભલઉં એ કાજ જઉ પુત્રી તઉ મોટઉં રાજ ।
બિહુ હાથઈ લાડૂ જાણિજે મોટી વાત એ મનિ આણિજે ॥ ૬૨

દિન કેતલા ગયા જેતલઇ ચંપાવઈ પ્રસવી તેતલઈ ।
પુત્રી રૂપઇ અતિસુંદરી રાણી ગુપત ભૂંહિરઈ ધરી ॥ ૬૩

તિહાં પાલઇ બહુ યત્નઈ બાલ બાહિરિ વાત ચલાવી આલ ।
હૂઉ પુત્ર ઉચ્ચગ્રહ ગોગિ શુભ દિન શુભ વેલા સંયોગિ ॥ ૬૪

જનમપત્રિકા મંડી તાસ સુજન મિત્રની પૂગી આસ ।
ઉત્સવ ધરિ આનંદ અપાર નામ દીઉં તસ મદનકુમાર ॥ ૬૫

ઢાંકી તનુ રાખઇ તસ માય ભીડઇ કાછ ઊર ભગ કાય ।
પુરુષ વેશ સવિ અંગઇ કરઇ ભૂષણ કુંઅરતણાં સવિ ધરઇ ॥ ૬૬

લોક માહિં ચલાવી વાત અતિરૂપઈ કુંવર વિખ્યાત ।
દષ્ટિદોષ કોઇ હરઇ ઉચાટિ નવિ આવઇ બાહિરિ તે માટિ ॥ ૬૭

જનમ્યા પછઇ માસ બિઇ હૂયા કરઈ આચાર સુજન જૂજુઆ ।
પછઇ રાયઘરિ પુત્રી હૂઇ સુણી ભૂપ મનિ હરિષઉ સહી ॥ ૬૮

રાઉરાણી મનિ ચિંતઇ એમ અહ્મ જગદીસ કરઇ જઉ પેમ ।
સુતા મંત્રિસુતનઇ દીજિઇ એ વીવાહ ઊલટિ કીજીઇ ॥ ૬૯

તવ પ્રધ્યાન તેડિનઇ કહિઉ હવઇ આપણઉં ચિંતઉં હૂઉં ।
તાહરઇ પુત્ર સુતા માહરઇ દૈવઇં યોગ કીઉ નવિ ફિરઇ ॥ ૭૦

તઉ પ્રધ્યાન નવિ માનઇ ઈસિયુ રાય ભણઇ વિમાસઇ કિસિઉં ।
જઉ પશ્રિમ દિસિ ઊગઇ સૂર જઉ હુતાશન હુઇ હિમપૂર ॥ ૭૧

જઉ ચાલઇ પર્વતની માલ ચંદ્ર ઝરઇ પાવકની ઝાલ ।
પવનદેવતા જઉ થિર રહઇ સાયર મર્યાદા નવિ વહઇ ॥ ૭૨

શેષનાગ છંડઇ ભૂભાર કલ્પવૃક્ષ ચૂકઇ ઉપકાર ।
અમૃત દેહરોગ નવ હરઇ મહાપુરુષ બોલિઉં નવિ કરઇ ॥ ૭૩

એ નિશ્ચય જાણો વીવાહ કરું મંત્રિ મનઈ ઊત્સાહિ ।
ઘરિ આવિઉ મંત્રિ કહઈ વાત રાય ન મુકઈ પૂરવ ધ્યાન ॥ ૭૪

સ્ત્રી કહઇ સુણઉ તુહ્મે મંત્રીશ સાહસઈં સિદ્ધિ કરઇ જગદીસ ૧

વિના દેહ મત્ત્વ મહિમાય જીવઇ ભૂયણ નખિણુ ગતિરાય ॥ ૭૫

એકમનઉ તે પામઇ સિદ્ધિ વિણુહઉ તેહ ચલી જસ બુદ્ધિ ।
થિર થઈ કામ ગેહના કરૂ એ ચિંતા મઘવી પરિહરુ ॥ ૭૬

દિન દિન પ્રતિ બે વાધઇ બાલ પંચ વરસ વઉલ્યા જિણિ કાલ ।
માન પિતા તમ આદર કરી પંડિત વાસિ પઢાવઇ ધરિ ॥ ૭૭

મંત્રીપુન બુદ્ધિરઇ ભણઇ નવિ આણઇ પાસિ કેહતણુઇ ।
રાજકુમારિ વિદ્યા અભ્યસઇ જેહવી ગુરુનઇ મનિ વીસસઇ ॥ ૭૮

વરસ અગ્યાર તણા તે હ્યા માતપિતા ચિંતઇ જૂર્યા ।
હિવઇ વીવાહ મેલીઇ એહ પરણાવીઇ નહી સ્નેહ ॥ ૭૯

લીઉ લગન મેલી વીવાહ રાજા મંત્રી અતિ ઉત્સાહ ।
પાણિગ્રહનઉ ઉત્સવ કીઉ હય ગય રથ દ્રવ્ય બહુ દીઉ ॥ ૮૦

ઘરિ આવ્યા કીધઉ આચાર હઉઉ વીવાહતણુ વ્યવહાર ।
એક વાર તે રાજા તણુઇ આવિઉ દૂત નૃપતિ પ્રતિ ભણુઇ ॥ ૮૧

પૂર્વ દિશઇ તુમ્હાન દેશ તિહા ગીધઉ વઇરીએ પ્રવેશ ।
આવી અંગિ કરુ જઉ સાર ત્રઉ લોકનઇ ટલઇ અભિાર ॥ ૮૨

રાઈ તેડિઉ તવ મંનીશ રાજભાર સૂપિઉ તુમ્હ શીસિ ।
કટક લેઇ પરદેશઇ જઇ રક્ષા કરુ પ્રજાની (સહી) ॥ ૮૩

કહઇ પ્રધાન હુ આવઉ સાથિ તુજઝ વિણુ રાજ રહી નવિ હાથિ ।
કહી રાય ચાલ્યા દલલેય છડે પીયાણો પૂહતા તેય ॥ ૮૪

રાય પ્રતાપિ ગયા રિપુ ભાજિ બઇઠા છત્ર ધરાવઇ રાજિ ।
તિહાં તેડિઉ અંતેઉર સાથ પાલઇ રાજ સુખઇ નરનાથ ॥ ૮૫

સુતા મોકલી સાસરવાસઇ દિન કેતલા રહિ પતિપાસિ ।
પાછી પીહરવાસઇ ગઇ માતપિતા પાસઇ તે રહી ॥ ૮૬

એક વાર તસ પૂછઇ માત કહુ પતિના સુખની સી વાત ।
સુતા માતનઈં અંતર દીઠ તે પીજઇ મુઝ દેપી હઈઇ ॥ ૮૭

તૂ પતિ પ્રતઈં ઘરી અભિમાન નહી કરતી હુઇ આદરમાન ।
તેહ માટઇ પતિ કમઇ સહી જણાઇ છઈ ગુણવંતી નહી ॥ ૮૮

બીજીવાર આસરઇ ગઈ માસ છમાસ તિહા પણિ રહી ।
જવ આવી તવ પૂછઇ માત કહઉ કંતસુખ સુધી વાત ॥ ૮૯

કુમરી ભણઇ ભગતી વણુ કરુ રાઇ કંથ કરી મુખ પહુ ।
અમાચાર ઇમ ચિઉ ત્રણિ વાર તુ ગયગણી કરઇ વિચાર ॥ ૯૦

નૃપે નવુંસક હુઇ જમાત એ તો જાણી જોઈઇ વાત ।
બીજી સુતા તણઉ વીવાહ માંડીઉ ઘણઉ કરી ઉમાહ ॥ ૯૧

રાયગણી ઇમ પરી વાત દસાડી તેડઉ જમાત ।
ઘરિ તેડી જોઉ તસ રૂપ સ્ત્રી નપુસ લાભીસઇ સ્વરૂપ ॥ ૯૨

મંત્રી પ્રતઇ રાય ઇમ નિરઇ કિમ વીવાહ હુઈ તુહ્મ પરઇ ।
કરિવા બેટીનુ એ કાજ આવઉ વેગી ભવાની રાજ ॥ ૯૩

આવિ જમાઈ સહૂ પરિવાર જે તુહ્મ સગ। અણીજા સાર ।
અવિ લ્યાનુ જિમ રૂપર રહઇ ઘણઉ રાય લેખમાહિ કહઇ ॥ ૯૪

લેઇ લેખ ઘડીઇ યોજન્ન ચાલઇ સાંઢિ વેગિ જિમ પવંન ।
આવી પત્રી મંત્રી હાથિ આપી વાત કહી સવિ સાથિ ॥ ૯૫

વિવાહ કાજિ રાઉ આકના તુહ્મે તેડિયા તિહા ઉતાવલા ।
નાજ લાવઉ જિહા વીમાસ ગયે પાછલઈ હુઈ વિણાસ ॥ ૯૬

વિણ ગિઈ વાત કિમહઇ નવિ મિલઇ ગમિ કુંઅરદેહ ધનટનઇ ।
સર્વ છઉંદરિ મિનિઉ નાઉ પડિઉ કપટ તણાં ફલ દાઉ ॥ ૯૭

તુ મંત્રીશ મિમાસણ કરઇ ચંપાવતી વયણ ઉચ્ચરઇ ।

દિન આતલા ભોગવિઉ રાજ એહ લાભ મનિ માણુઉ લાજ ॥ ૯૮

ધીરપણુઉ જઉ મરિનઉ તોઇ ન જીવીઇ કાયર થિઈ લોઇ ।
કાયર ધીરપણા બિહુ માહિ ધીરપણ્ તે ભલૂ કહાય ॥ ૯૯

જેણઇ સ્તન મુકિયા પય ભરી ઉદર થિકા હમ ચિંતા કરી ।
દંત વિના થઈ જીવનચાલ તેહ દૈવ કરિસઇ સંભાલ ॥ ૧૦૦

જેહની કરઈ વિધ્યાતા સાર તે મનસિઉ કા બીહઇ ગમાર ।
હતુ હરિણુ ઇક વન્ન મઝારિ ગર્ભવતી હરિણી પરિવારિ ॥ ૧૦૧

રહિતાં એક દિનસિ તસ કાય મંડિઉ પાસ વોધીઈ જાત ।
આગલિ સર સંધીનઇ રહિઉ મૃગીસહિત જાલનચિ ગ્રહિઉ ॥ ૧૦૨

પુઠઈ દવ ચાલિઉ વિકરાલ મારગ ઠામિ શ્વાન દિઈ ફાલ ।
ચપુ મૃગી પ્રસવનઉ કાલ ચિંતઇ હરિણુ રહી સવિ ચાલ ॥ ૧૦૩

કવણુ અકથ દેવગતિ કનઇ કિમ જાણુઈ નર તે કિમ ટલઇ ।
ધણુહ પણછ ત્રૂટઉ વ્યાધનઉ દવઈ બલિઉ બંધન જાનનઉ ॥ ૧૦૪

ઊડિઉ શશતુ દવની ઝાલ પૂઠઇ શ્વાન ગયુ દેઈ ફાલ ।
વૂઠઉ મેહ દવાનલ શમિઉ મૃગ સકુટુંબ વનિ રમિઉ ॥ ૧૦૫

દૈવઈ ગલિઉ ઇમ ઊગરઇ તઉ ચિંતા માનવ સિઉ કરઇ ।
જઉ વિધ્યાતા રાખણહાર મારઇ કિમ તસ મા(ર)ણહાર ॥ ૧૦૬

ઘાય ઉગામ્યાનુ મ મ બીહિ ભાજઇ કઇ બનઇ એ લીહિ ।
ઘરિ બઇઠાં હી લાગઇ કર્મ કરઇ દૈર તઉ જાણુઇ મર્મ ॥ ૧૦૭

ફરી ગજની પરિ મંત્રીશ સકુટુંબઉ પરિવાર મરી(શ) ।
ચાલિઉ વિદેશિ ગય છઇ જિહાં આવિઉ છઉ પીવાણો તિહાં ॥ ૧૦૮

બેઠિઉ રાઉ ઊતારા કીધ સપરિવાર આમંત્રણ કીધ ।
બોજનવેલા થઈ જેતનઉ નૃપ તેડઇ મંત્રીનઈ બહઈ ॥ ૧૦૯

કીનિ નાગિ સુત નખુઇ વલી આગતિ કરઇ એકઈ મિલી ।
રાય જમાઇપરિ જાણિઅઇ સવિ ઘાણઈ ઘાલી પીલિઅઈ ॥ ૧૧૦

કહઇ પુન એક કરુ ઉપાય જિહા જિહા નાકા તેણિ ઠાય ।
પ'દાણી મુકઉ તોગાર ભુમ પડાવઉ કરી પોકાર ॥ ૧૧૧

મ્મ વન માહિ કરાવઉ ચાવ આવિઉ સિંહ મારતઉ ક્રગન ।
ઠામિ ઠામિ સેવક આપણા મુકઉ ભૂપ પોપે જ ઘણા ॥ ૧૧૨

રાજમાહિ જાઉ જેણી વાર માંડઇ મંજ્જનનઉ ઉપચાર ।
તન કરયો પોલઇ પોકાર જિમ નીસરૂ થઇ અસવાર ॥ ૧૧૩

સુઝનઇ નહી કો આની મિત્ર પઇસી વનિ ગહ્વરિ આમલઇ ।
જલદહ નગવ ઉપા કરી જાઇ સુગુહા ગિરઇ મંચરી ॥ ૧૧૪

યામ્પઇતિહા ગક્ષસ વેતાલ તુ સવિ કુટંબ ઊવલઇ ગલ ।
સઈ જાતઇ સહઇ ઊગરઇ યશ વાધઇ કલેશ નિગતરઇ ॥ ૧૧૫

ટલી ઘાંચ જે ણુસઇ જાય ક્ષણ ઊવલઇ પુહર જ થાય ।
પુહર રહઇ નિ જાઈ વહી દિવમઈ કાલ હેલાઇ સહી ॥ ૧૧૬

ચિંતા મ કરુ મનસ. તાત સાહસ ધરી રહુ સુઝ માત ।
કાલ વિસીમઈ હુઇ અવિકાજ લીખૂચી જિમ પામિઉ ગજ ॥ ૧૧૭

લોકમાહિ સુણીઇ દષ્ટંત એક ગઈનિ મિત્ર મહાત ।
હતુ તેહનઇ તૂઠઉ રાય જે માગઈ તે દિઉં પસાય ॥ ૧૧૮

ગજન સૂધી જઉ દિઇ વાચ કહઇ મિત્ર તુ માગઉ સાચ ।
નાય ભણઇ બોલ જે કહ્યું સાચી સર કરી નિર્વહુ ॥ ૧૧૯

થી મૂ ઊછાનિઇ આકાશિ પડઈ હેઠિ જવ આપણુ પાસઈ ।
તાસગી મુઝ આપુ એ ગજ પ્રેમપરીક્ષા જાણુઉ આ જ ॥ ૧૨૦

ગઈ તેહનઉ માનિઉ બોલ સહૂઠ મિલિઉ જોઇવા ટોલ ।

લીંબૂ મલઈ નાખિઉં આકાશિ ચાલિઉ વેગિ પવનનઈ વાસિ ॥ ૧૨૧

તેહનઈ રાઈ દીધઉ ગજ આગવિ પ્રજા કરઇ સવિ કાજ ।
લીંબૂતણી કિસી ગતિ હૂઈ સમલી ઝડપી વ્યોમઇ ગઈ ॥ ૧૨૨

વસ્તૂં ન પડિઉ પુહવી પીઠ જોયું ઘણુંઈ કો ન કહઇ દીઠ ।
ગગા વદન વિકાસી રહિઉ વિનોદ લોકમાંહિ એ થયુ ॥ ૧૨૩

અકલ વિધ્યાતાની એ વાત જે નિમિયુ તે હોસઈ તાત ।
અઘડિઉ ઘડઇ ઘડિઉં નવિ કરઇ કરિવા હીંડઇ તે નવિ ફિરઇ ॥ ૧૨૪

શાસ્ત્રમાંહિ જઇ ઇસિયુ વિવેક કુલ વિણુમઇ તે ઠંડઉ એક ।
ગ્રામકાજિ કુલ એક ટાલીઈ દેશ કાજિ ગ્રામ ટાલીઇ ॥ ૧૨૫

એક જીવ જાતઇ આપણા છૂટઇ જુ જીવ અતિ ઘણા ।
અભયદાનિ જીતા ભવ એય આગલિ સહી વિણસઇ એ દેહ ॥ ૧૨૬

મત્રીઇ સુતની માની વાત રોદન કહઈ સુણિનઇ માત ।
પુન કહઇ એ ઘટઈ વિચાર બીજઉ નહી કોઈ ઉપચાર ॥ ૧૨૭

પરઠી જેહ તેહ પરિ કરી વલી નૃપતિજણુ આવ્યા ફિરી ।
તેડઇ ભોજન કાજઇ રાય મદન કહી માતનઇ જાય ॥ ૧૨૮

ચાલી આવ્યા ગજ દૂઆરિ કરઇ સંચ ગજમાહિ નારી ।
મજ્જન ઘરિઇં પાટ પટ ધરઇ રાખી મીત્ર દાસીમિસિં કરઇ ॥ ૧૨૯

મર્દન કરિવા કુંવર જામ પહિરઇ બીજઉં પોતી તામ ।
હાસઇ વસ્ત્ર કાઢિયો ફિરી તુમ્હે જોઇવઉ નગ્ન તે કરી ॥ ૧૩૦

સ્ત્રી નપુસક જો એ હસઇ તવ જમાઈ પાગ લાભસઇ ।
ઇમ પરઠી ઘરમાહિ તેડિયા આઘા નેડપ લેઇ ગયા ॥ ૧૩૧

દાસી દ્યાવઇ તેલ સુગંધ ચોલઇ કઠિ કિ નાખ્યા જવ બંધ ।
કુંવર મેલ્હે કરિ તવ ચાલ પડી કૂંજ સુખ્ખી તતકાલ ॥ ૧૩૨

નગરમાહિ કોલાહલ ભયુ પૂછઇ કુંયર આકુલુ થયુ ।
ચાલિઉ વેગઈં હયવરિ ચડી લીધી અન્નતણી આખડી ॥ ૧૩૩

એહ ધર્મ અહારુ અછઇ વાહર કરી જિમીસૂં પછઇ ।
ખેડિઉ ચંપી ચંચલ તુરી ઘણુંઇ મેહલી પુઠઇ પુરી ॥ ૧૩૪

કેડઇ સબલ સેન સજ્જ થાય જિમ આવઇ તે પૂંઠઇ જાય ।
વેગઇ તુરી અનેકિ નીકલઇ એહવા નહીં જે તેહનઇં મિલઇં ॥ ૧૩૫

કુંયર ચાલઇ ઊવટ ઘાટ મહાવન ગહ્વર ગિરિની વાટ ।
થાકૂં સેન સકલ વનિ રહઇ કોઇ'ની સુદ્ધિ નવિ લહઇ ॥ ૧૩૬

ઇમ ખેડતાં આથમિઉ સૂર જોઈ કુમર ગુહા જલપૂર ।
પઇસઉં ચડૂં ઊપરિ ગિરિ શૃંગિ ઊંપાવાત આદરું અંગિ ॥ ૧૩૭

તઉ એ કલેશ સવિહુંનઇં ટલઇ જઉ મુઝદેવ દૈત્યકો મિલઇ ।
ઇમ ચીંતવી મદન ઊતરઇ વિષમ ઠામ જોવાનઇ ફિરઇ ॥ ૧૩૮

બાંધી તુરગ એક તરુ શાખ સુણતુ વાઘ સિંહની ભાખ ।
દેખઇ એક ગુહાનઉ દ્વાર માહિઇ પઇઠઉ ઘોર અંધ્યાર ॥ ૧૩૯

દેહ છંડવા આઘઉ ધસઇ જાણુઇ યક્ષ કિન્નર કો ગ્રસઇ ।
ઘણુંઇ ગયુ દેખઇ ઊજાસ વનવાડી ભૂમિનઉ પ્રકાશ ॥ ૧૪૦

આવઇ ગંધ વિવિધ અભિરામ દેખઇ દેવતણાં તે ઠામ ।
તાલ મૃદંગ વેણુ સુર સુણઇ તિમનિમ જોતઉ ચાલઇ ઘણુંઇ ॥ ૧૪૧

નિરખઇ દેવસભા હુઈ નાચ કરઇ કિન્નરી મધુરી વાચ ।
નવરસ ગાન તાન બહુ નાદ હેમરયણ મય તિહાં પ્રાસાદ ॥ ૧૪૨

આવી રહિઉ કરંતઉ સેવ દીઠઉ નર તવ બોલિઉ દેવ ।
અછઇ કુશલ કહુ સૂં કાજ આવ્યા પધ્ધારીઇ નરરાજ ॥ ૧૪૩

કુંયર કહઇ સેવક છઉં અહ્મે બોલિઉં સાચ કરેવઉં તુહ્મે ।

દેવતણી દૃઇ જે વાય તે ગર્જતતણી પરિ થાય ॥ ૧૪૪

અગનીનઈ પાઠાનરિ થાય જિમ પાષાણિ રેષ નવિ જાય ।
દેવવિમાસઈ મનસૂ જેહ કહઇ મિસૂ નગરાજા એહ ॥ ૧૪૫

જોયુ જ્ઞાનિ વિચારી યદા છઇ સ્ત્રી પુરુષ વેશસૂ સદા ।
ભલૂ એહ મઈ બોલી વાચ તૂ નગરાજા એ અમ વાચ ॥ ૧૪૬

આદિથિકી સમય સવિ કહિઉ પ્રાણત્યાગ કરિવા સામહિઉ ।
જવ દર્શનિ પામિઉ તૂ નાથ તવ જીવતુ રહિઉ મુઝ સાથ ॥ ૧૪૭

તેણઇ આપી મૂલી જેહ પ્રત્યક્ષ દેષાડિઉ નરુ તેહ ।
એ કરિ બાંધ્યાનઉ મહિમાય નારી ટલી પુરુષ તે થાય ॥ ૧૪૮

રત્નતણી એ વસુધ્યા પાણિ ઉન્યાન્ન ઊષધી જાણિ ।
એ અહિનાણુ મનવંછિત કરઇ ગુ(જ) જાણિઇ દુષ દારિદ હરઇ ॥ ૧૪૯

માથઇ હાથ દેવતા દીઉ શુદ્ધ પુરુષરૂપ તે કીઉ ।
ઊપાડી મુકિઉ તે બારિ દીઠઉ તુરગ ચડિઉ તેણિ વારિ ॥ ૧૫૦

કરી પ્રણામ દેવતાપાય વેગઇં ચાલિઉ તે વનમાંહિ ।
સ્ટક સઈ વનિ જોતઉ ફિરઇ કુઅર નયર ભણી સંચરઇ ॥ ૧૫૧

જાણિઉ કુયર આવતુ જામ વદ્ધામણી ગયાનઇ તામ ।
ગઈ લોક જનનઈ હસી સ્વામી રૂપ આવિઉ વનિ વસિ ॥ ૧૫૨

તુ રાજા નગરના લોક માતપિતા મિત્રના થોક ।
આદમા મિલેવા આવ્યા સહૂ આનંદ પુરમાહિ પિયુ બહૂ ॥ ૧૫૩

વંદી માતાપિતાના પાય વન ગિરિ વાત કહી સમઝાય ।
તેહ સુણી હર્ષ જે હુઉ તે કવિજનઈ ન જાઇ કહિઉ ॥ ૧૫૪

આવી ગય તેડી ઘરિ ગયા અતેઉરિ બહુ ઉસવ ભયા ।
મર્દન કરિવા દાસી મિલી ઝગી વસ્ત્ર ગઠ તે છલી ॥ ૧૫૫

દીક્ષિ દેવલિંગ તે રૂપ ગપ્રી સમાચાર કહઇ ભૂપ ।
તેડી પુત્રી દીધી ગાલિ આપ વિગોણઉ કીધઉ આલિ ॥ ૧૫૬

કરી સ્નાન વસ્ત્ર પહીરિયા સુપરઈ સવલે ભોજન કીયા ।
સદ્ દુનીયાયત હુઊઉ સાય સુતા વિવાહ કરઇ નરનાથ ॥ ૧૫૭

નાઉ દિઈ બહુ ધનભંડાર સંતોષિઉ મદન દેઇ સાર ।
પૂર્વ કામિ પુરુષ હુઉ સવિ પરિવાર સુખી તિહાં થયુ ॥ ૧૫૮

અંબડ મનસિઉ ચિંતઇ એમ કાલવિલંબિઈ પામૂ કેમ ।
મ નકયા પગઇ દિન વલઇ ચિર ચિત્તઈ સાહસ સવિ ફલઈ ॥ ૧૫૯

દિન કેતે જાતે એક વારિ યોગી કહઇ સાંભલઉ નારિ ।
કુષ્ટ વાન જીવનઉ કરઇ રગઅંગણ મલ મૂત્રઈ ભરઇ ॥ ૧૬૦

કિ હિ એક વનિ લઇ મુકઉ દૂરિ ગુફા ગહન જિહા તરુવર ભૂરિ ।
કાગી નાગી થઇ માંજારિ દાતે અહિ કાઢિઉ મર બાહારિ ॥ ૧૬૧

કોઇ ન દેખઇ તિશિ ગઇ ઘણી વનિ મૂકી આવિ ઘર ભણી ।
યોગી હમી નાગિનઈ કહઇ ઘણૂ વિગોયુ છઇ જુ લહઇ ॥ ૧૬૨

બીજી વાર હ સિ નહી કરઇ અધ્યારિ લેવા નઇ સિરઇ ।
તે કૂપ વનિ સનનઇ ફિરઇ પુહરિ પુહરિ પોકારવ કરઈ ॥ ૧૬૩

ભમતા તરસિઉ થિઉ એકવાર પુનઇ ઘણુ નીર આધાર ।
દેખી વાવિ એક પછઇ માહિ પીધઉં પાણી મન ઊછાહિ ॥ ૧૬૪

તેતા પુરુષ સરૂપઈ થયુ જાણી જલ મહિમા અહિગહિઉ ।
પાઇ કરી નિશા વનિ રહિઇ તે એણી પરઇ કાલ નિર્વહઇ ॥ ૧૬૫

એકદા મધ્યરાતિ વનિ સુણઇ કો અબલા રોતી હસી વણઇ ।
મનિ વિમાસઇ જાણી વહી કારણુ જાણિઉ જોઇઈ સહી ॥ ૧૬૬

ઇમ ચિંતી અંબડ સાહમી રોઇ નારી થયુ તિહા ધમી ।

તે પૂછી કિમ ગેઈ બાલ છૈડી રોદન કહઇ તતખેવ ॥ ૧૬૭

બાલા બોલઇ સુણિ સતવંત માહરુ જે પૂરવ વૃત્તાંત ।
શેલગપુર પટ્ટણ છઇ જિહા હૈમરાજ રાજા છઇ તિહા ॥ ૧૬૮

પટ્ટરાણી તાસ શ્રીમતી ગજહંસી પુત્રી ગુણવતી ।
તે હું યૌવન પામી યદા પિતા વિવાહ વિચોકઇ તદા ॥ ૧૬૯

પૃથિવીપુરિ નરપતિ હરિચંદ તેહનઉ કુઅર અછઇ મહાચંદ ।
મેલિઉ તે સાથઇ વીવાહ સઘલ સજાઈ કરિ ઊછાહ ॥ ૧૭૦

આવ્યા પાટણિ તે પરિણવા લગન દિવસિ હુઇ ઉત્સવ નવા ।
બંધાવ્યા મંડપિ ઘરી સિંગાર કુલનારી સવિ કરિઉ આચાર ॥ ૧૭૧

આગઈ આદિત્યઇ મુઝ દિઉ તે પહિરિઉ હતુ કંચૂઉ ।
અતિ ગુણવંતઉ મહિમા ભરી તે જોવા આવી સ્ત્રી ઘણી ॥ ૧૭૨

વિવાહમંડપિ જોસી ઘણા કર મેળવા કાજિ તેહતણા ।
તેત (લ)ઈ નર વ્યોમિઈ ઊતરી ગયુ ગગનિ કન્યાનઇ હરી ॥ ૧૭૩

કંચુક લેવા કારણિ ઘણુઉ કરિઉ વિટંબન તે મિઉ ભણુઉ ।
મઈ કંચૂ નવિ મૂકિઉ જિમ્હઇ કીધઇ ઘણુઇ બલઇ તેહનઈ ॥ ૧૭૪

નાખિઉ કરિ તે માટઇ ધીઠ જાતાં નારી હું ભૂપીઠિ ।
આ વનમાહિ આવિનઇ પડી છઉ એકલી તે માટઇ રડી ॥ ૧૭૫

લવઈ દૈવ સ્યૂ કરિસઇ તેહ ન જાણીઈ ભાવી જેહ ।
દીજઇ દુક્ખ તણઉ નહી પાર નહી પતિ માતપિતા આધાર ॥ ૧૭૬

દૂહા જન જાણઈ મન આપણઇ મનવંછિત પૂરેસિ ।
દૈવ ભણઇ રે જીવડા હું પણિ અવર કરેસિ ॥ ૧૭૭

હે જેણઇ દુઇ પામિતુ સુખદુખ સવિ સંસારિ ।
પુન્ય અંતરિ સંચિઉ તે ભુ વારણહાર ॥ ૧૭૮

મણુ કીતા દુક્ખ દૂઇ સુખ વૈઠિયા નવિ હોય ।
જિમ દુક્ખ આવઇ સુક્ખ તિમ બહુ વિલવઇ સૂ હોઈ ॥ ૧૭૯

જિમ ચાતુક અતિ આરડઇ તુ પાવસિ નવ જાઇ ।
જઉ વણઇ નર આકુલઉ તુહઈ કાલઇ ફલ પાઈ ॥ ૧૮૦

ધીરા નર મન થિર કરુ થિરતુ વંછિત હોઇ ।
વેલિ સીંચીઇ સુઉ ઘડે રતિ વિણુ કિમ ફલ જોઇ ॥ ૧૮૧

દુષતૂ સુખ સુખથીજ દુખ સદા ન દુખ સુખ હોઇ ।
રાતિ પછઇ જિમ દિવસ છઇ ફિરઇ ચક્ર રથિ જોઈ ॥ ૧૮૨

સુ । અંબડનઇ તે કહઇ સુંદરી હું રોઉ એ કારણ કરી ।
કેહ આગલિ એ કહીઇ દુક્ખ નહી કો સમરથ કરિવા સુક્ખ ॥ ૧૮૩

અંબડ કહઇ પુછઉ સંદેહ કિમ ઠંચૂઉ ચડિઉ તુહ્મ એહ ।
તે વૃત્તાંત વદઇ સુંદરી માભલિ મન થિરૂ હિવડ ચરી ॥ ૧૮૪

માતપિતા મુઝ ભણિવા ભણી સરસ્વતી પંડિતા સુણી ।
તસ પાસઇ મુકી નિત ભણૂ પ્રેમ ધરી પઢાવઇ ઘણૂ ॥ ૧૮૫

વલી નયર વ્યવહારી તણી પુત્રી ભણઇ તિહા માતઇ જણી ।
હૂ આઠમી માહોમાહિ તેહ વાધિઉ રહિતા ઘણુઉ સનેહ ॥ ૧૮૬

અહ્મે લેશાવઇ એકઠી રહૂ ગતઇ નિદ્રાભરી તિહા સુઉ ।
ઇમ નિશદિનિ રહિતા એકદા સવિ સુતી હૂ જાગૂં તદા ॥ ૧૮૭

મધ્યરાતિ દીઠી સરસ્વતી પૈંડયાણી મંડલ માડતી ।
મંત્રબલઇ ચોસઠિ યોગિણી આવિ તિહા બેસઇ આફણી ॥ ૧૮૮

હોમાદિ પંડિતા વર્ધઇ માતપ્રસાદ કરી નિજ હસ્તઇ ।
આપુ સિદ્ધિ માગુ તુહ્મ પાસિ વસતી બોલઇ શક્તિ વિમાસિ ॥ ૧૮૯

પહિલૂ અહ્મ પંડિતા સુણઉ દિઉ ભોગ પ્રાણીયત તણઉ ।

આપુ સિદ્ધિ અહ્મે તુ ભણી મન ઈછા પ્રહુચઇ તુહ્મ તણી ॥ ૧૯૦

પૈઠયાણી વચનું કહઈ ઇસિઉ તુહ્મ ડાગણિ કન્યા કલ્પિયઉં ।
મઈ આરઈ ભલી વિધિ કરિ લિઉ ભોગ કૃપા મનિ ધરી ॥ ૧૯૧

ભણઉં કહિઉં સરસતિઈ એહ કહઇ શકતિ અહ્મ જોઈઇ તેહ ।
ચૌદિશિ રવિવારઈ કરે નવ નૈવેદ્ય સિ પુહરે પરે ॥ ૧૯૨

તેહ માથઈ કન્યા કલ્પિજે ચંદન કુંભ ફૂલઈ પૂજિજે ।
આવી અહ્મે ભોગ લેઇસુ તુઝનઈં મનવંછિત દેઇસુ ॥ ૧૯૩

ઇમ કહી સાડી આપી તાસ પહિરી આવે મંડલ પાસિ ।
તુઝ શરીરની રક્ષા એહ નહી પહિરઇ તો ચૂકિસિ દેહ ॥ ૧૯૪

કહી યોગિનિ ઇમ અંતરિ થઈ મઈ જાગતાં વાત સવિ લહી ।
થયું પ્રાત ભયભીત હું હુઈ નિદ્રા ભૂખ તરસ સવિ ગઈ ॥ ૧૯૫

બીજી બહિનરિ મુઝ પૂછીઉ રાજહંસી મુહ મઇલૂ કીઉં ।
કિમઇ કારણિ તે અહ્મનિઈ કહઇ તુ બોલો મુઝ દુખ અતિ દહઇ ॥ ૧૯૬

પંથ સમાન નથી કો જરા દારિદ સમ પરિભવ નહી ધરા ।
ભૂખ સરીખું દુખ નહી માનિ મરણ સમાન નહી ભય જાણિ ॥ ૧૯૭

દાનવ દેવ રાય ચક્રવઇ ધૂજઈ જઇ મરણ પિખી તે સવઇ ।
નાચી મોર જોઇ પગ ભણી જિમ રોઈ તિમ ગતિ સહુ તણી ॥ ૧૯૮

કિસિઉ દુકખ તુઝ અમ્હનઈ દાખિ કીજઇ વાહર ગુપત મ રાખિ ।
કહઇ વચનુ મ કરુ વિસ્તાર હિવઇ ઉપાયનઉ રચઉ પ્રકાર ॥ ૧૯૯

જઉ ચઉદશિ રવિ દિન આવિસ્યઇ આપણનઈ સરસતિ માગિસ્યઇ ।
વચનુ તે કહઈ કરિવઉ કિસિઉ કહુ ઉપાય તુહ્મે જાણઉ જિસિઉ ॥ ૨૦૦

અવિવેકનઈ સુખ મનિ રમઇ પ્રાણી કોઈ દુઃખ નવિ ખમઇ ।
રોઇ સહૂ જીવિવા ધણૂ નવિ વંછઇ કો મરિવાપણુઉ ॥ ૨૦૧

તુમઈ કહિઉ એક પરિ કરુ પિતા હૈસ પૂછીઈ ઘરુ ।
આરાધન કીજઇ ગવિતણુઉ જિમ એ વિઘન ટલઇ આપણુઉ ॥ ૨૦૨

દ્રાવિદ ઉદ્યમ સીધઇ જાય જપતા પાતક સવિ છેદાય ।
કીજઇ મૌન કલહ તુ ટલઇ જાગીતા ભય દૂરિઇ પલઈ ॥ ૨૦૩

સખી તેણિ સવિ માની વાત જઇ વૃત્તાંત વીનવિઉ તાત ।
કેવિઉ રાય ચરિત સાંભલિ મિની વાત ડાકિણિ પાગુલિ ॥ ૨૦૪

સેવક નઈ સીખ દઈ રાય જઈ મારુ પેંડયાણું દાય ।
નઈ વીનવિઉ રાજા ઇમ પછઇ ગવે માગતા શકતિ એ અછઇ ॥ ૨૦૫

મરતી એ તુહ્મનઇ મરિસઇ બીહનઉ રાય હઇયાસ્‌ લિસઇ ।
પૂછી સુતા મિઉ કરિવઉ ઘટઇ તિમ કરિવઉ કલેશ જિમ મિટઇ ॥ ૨૦૬

તાત સૂર આરાધન કરુ જિમ સદૈવ જયશ્રી વરુ ।
પુત્રીનઇ રાઉ દીધ આદેશ કહઉ હુઇ તે કરુ વિશેશ ॥ ૨૦૭

પછઇ મઈં આરાધિઉ સૂર કરી હોમ પૂજા જપ પૂર ।
તુઠઉ રવિ સુત્ર કંચુક દીઉ ગોની સાત કુઅરી તુહ્મ લીઉ ॥ ૨૦૮

કરિઉ કંચૂ ગુટિકા મહિમાય જવ સરસતિ તુહ્મ તેડી જાય ।
સાડી આપી યોગિનિ તણી પહિરી આવઇ જવ તુહ્મ ભણી ॥ ૨૦૯

મંડપ પાસઇ રાયઇ યદા કુમરી કંચૂ પહિરે તદા ।
બીજી કન્યા ગોની સાત સુણિ ગણિયો અવર નહી વાત ॥ ૨૧૦

આદિત્યઈ ઇમ દીધી સીખ તિહાં તુહ્મનઈ નહી દુઇ પીખ ।
કુશલ તુહ્મ સઘલાનઈ હસઇ તે પંડિતા વંછિત પામિસઇ ॥ ૨૧૧

ઇમ સીખઈ સાકલ ઊતરઇ રવિ પુગ્યા કહિ ગગન અંતરિ ।
કન્યા સઘલી હરખી તામ વલી ભણેવા ગઇ તિહિ ઠામ ॥ ૨૧૨

તે શકિત કહઇ એકવાર દીસઇ તુહ્મનઇ મૈકટ ભાર ।

સુઝ બેટી માટઈં તુહ્મ કહુ ટલે વિઘન તેહની પરિ લહુ ॥ ૨૧

અંગ કહિઉં ભણી એ વાત ક્લેશ વિનાશ કરુ તે માત ।
આવિઉ ચઉદશિ આદિતવાર કન્યા સવિ તેડી તેણીવાર ॥ ૨૧૪

મંડલ આરંમાં ન વેદ મર્દન સ્નાન રચી નહીં ભેદ ।
અને આર અષ્ટસારી પાસિ પૂજા મંત્ર કલ્પના રાશિ ॥ ૨૧૫

ગ્યો સવ ધરમાહિંઇ ગઈ યોગિનિસાડી પહિરઈ રહી ।
મંત્રબલઈ આકર્ષ્યા ભણી આવી ચઢિ ચુડસડિ યોગિણી ॥ ૨૧૬

સજ્જ થઇ આવઇ જેતલઈ રવિનૂં વચન કહિઉં તેતલઈ ।
મઉ કંચુઉ પહિરિઉ તતકાલ ગોલિ મુખિ ઘાલઈં સવિ બાલ ॥ ૨૧૭

બાહિરિ સરસતિ આવી જામ અપ્રભાવ થઇ અહે તામ ।
અહ્ન માડી તાણીનઈં લઈ રક્ષા ટલી નગન તે થઇ ॥ ૨૧૮

તેતનઈ યોગિનીઇ તે અમી પીધૂં રુધિર નીચડામઈ વસી ।
મસલી પેટ ફૂકર પરિ થઈ ઊષધ વિના વ્યાધિ સવિ ગઈ ॥ ૨૧૯

જય હોઉ અહ્મને તેણુટ કાય હરિખિઉ લોક ભલૂં કહઇ રાય ।
એખિ પરિઈ મુઝ કંચૂ ચડિઉ હવઇ દેવ વૈરી નીમડિઉ ॥ ૨૨૦

વલી કુમરી તે રોદન કરઇ કહઇ અમ્હ કાંઇ દુખ ધરઇ ।
તવ હાથિઉં રૂપ આપણુઉ પેખઇ કુમરિ સુંદરપણુઉં ॥ ૨૨૧

જોઇ રૂપ થઇ સાવધ્યાન નહીં પુરુષ હો એહ સમાન ।
દીસઇ વિદ્યાભલનઉ ધણી ચિંતઇ રાજલક્ષ્મી આફણી ॥ ૨૨૨

ઘણઇ પુણ્યઇં મઇ પામિઉ એહ એ વર વરુ નહી સંદેહ ।
સુણિ સ્વામિ લગનદિન આજ મુઝ કર મહુ રુસઇ તુહ્મ રાજ ॥ ૨૨૩

સીપડ જાણી તેહનુ ઉમાહ કરિઉ નિદા ગંધર્વ વિવાહ ।
ઘણી પ્રીતિસૂં રહિતાં વન્નિ રમતી રાજદૈસી ઇક દિન્નિ ॥ ૨૨૪

જોઇ વનવાડી જલગામ સુંદર ઠાઠ વિહગ વિશ્રામ ।
દીઠઉ તરુ સુંદર ફલ મૂલ કરઇ ભક્ષ તે થઇ અનુકૂલ ॥ ૨૨૫

નારી ટલી ગર્દભી થઇ અંબડ પાસિ ભૂ કરતી ગઇ ।
દેવી દેહ થિઉ અનલિઇ ભાવિ લેઇ ગયુ સજલ જિહા વાવી ॥ ૨૨૬

કૂકડ રૂપ ટલિઉ આપણઉ તેહનઇ તે જલ પાયુ ઘણઉ ।
રાજહંસી નિજ રૂપઇ દૃઢ થિઉ આચિરજ પતિ પૂછઉ રહી ॥ ૨૨૭

તુને કિમ જાણઉ જલ મહિમાય તુ અંબડ બોલઇ તેણિ ઠાય ।
કહિઉ વૃત્તાંત પાછિલઉ સર્વ હરિઉ યોગીઇ ધરિ જે ગર્વ ॥ ૨૨૮

સુણિ સંબંધ કહઇ કૂઅરી દાખું વૃક્ષ થઈ જે ખરી ।
બેહુ ગયા યુવતા તિહા સફલમૂલ વૃક્ષ છઇ જિહા ॥ ૨૨૯

તેહના પત્ર પુષ્પ મનિ ધરઇ પૂછઇ વલી સુણઉ સુંદરી ।
તે આડી યોગિણિની દિહા કહિઇ તે માહરુ ઘર છઇ જિહા ॥ ૨૩૦

ગોરખગપુર પત્તન તેણઇ ઠાય ચિંતઇ અંબડ તિહા જવાય ।
જઇ તે સાડી આવઇ હાથિ તુ જાણીઇ ચડી બહુ આથિ ॥ ૨૩૧

કહઇ રાજહંસી પ્રતિ તેહ તુતિહાં આપણ જઇઇ બેહ ।
વિદ્યા વિના ગગનગામિની ન જવાઇ રાતતિઈ આપણી ॥ ૨૩૨

વિદ્યા રાજહંસીનઇ તેહ આપી વ્યોમગામિની જેહ ।
સમરી ચાલ્યા બેઉ આકાશિ વેગિ ગયા ગોરખગપુર પાસિ ॥ ૨૩૩

અંબડ તિહાના વનમાહિ રહિઉ પુરપ્રવેશ કુમરીઇ કીઉ ।
ઘરિ જઈ માતપિતા નઈ મિલી હરિખીઉ સહૂ પૂગી મનરુલી ॥ ૨૩૪

માતપિતા પૂછઇ તસ વાત કેણઇ હરી કેહનઉ સંઘાત ।
મિલિઉ કેમ આવિ તે કહઇ જિમ સંતોષ અહ્મ મનિ હુઈ ॥ ૨૩૫

સર્વ વાત વીતકની કહી માહરુ રમણ વનિ છઇ સહી ।

સવિ હન્યિા તેડવા ગયા ભેટિયા વનિ ઉત્સવ અતિ ભયા ॥ ૨૩૬

સજન જમાઈ ઘરિ આવીયા વલી વીવાહ વિસ્તરઈ લીયા ।
કન્યા અરુ માત તે વરી ગઈ દેવારી આદર કરી ॥ ૨૩૭

સસરઈ અર્દ્ધદેશનૂ રાજ આપિઉં અંબડનઈ સવિ કાજ ।
આઠ વરસ કન્યાસૂ આઠ સુખ ભોગવઉ રહિઉ તિણિ ગ(ઠ) ॥ ૨૩૮

વારુ એક વરસમૂ નારિ એકેકી રહિઉ ઘરબારિ ।
ચાલિઉ આઠ નારિ અધરાજ લેઈ ઋદ્ધિ કહી મહારાજ ॥ ૨૩૯

ગગન માર્ગિ ઇછા આપણી ગિઉ હરિબંધ દ્વીપ વન ભણી ।
સવનઉ મેન રોપી એક ઠાય વાપી તરુ ફલ જિહાતિહા જાય ॥ ૨૪૦

તે તરુફલ જલ વાપી તણુઉ લેઈ દ્વીપવનિ જાવા મગૂ ।
કટક દૂરિ છાનું રાખીઉ રહુ પુપાત તેહનઈ ભાખીઉ ॥ ૨૪૧

તવ અંબડ યોગી મ॰ જાણી ધરી રૂપ કમલનઉ ગુણી ।
જોતુ વન આવીઉ ઘરબારિ જોઈ સમય મોવાવી નારિ ॥ ૨૪૨

સ્વામીતણુઉ વચન સાંભલી કાગી નાગી આવી મિલી ।
પૂછિઉ કિંપિ નીપનુ પાક કહિઉ સુસ્વાદ આણિઉ ૭૮ શાક ॥ ૨૪૩

ભલી પરિઈ નીપાઉ જેહ પત્ર સ્વાદ સરસ છઈ એહ ।
આજ સવારે ભોજન કરી રમિસ્યૂ વન જોઇસિઉ ફિરી ॥ ૨૪૪

પ્રેમવચન પ્રિયા પ્રતિ કહી ચોરી ફલમાહિ મેલિઉં સહી ।
આપી કહિઉ ઊતાવલિ કરુ સ્નાન કાજિ ધોતી જલ ધરુ ॥ ૨૪૫

આપણિ એકઠા જિમીઈ આજ આતુ કરી દેહનઉ કાજ ।
હસી એમ પ્રેમસૂ જાઈ અન્ન શાક રાધ્યા ક્ષણમાંહિ ॥ ૨૪૬

તેતલઈ અંબડ કાગી તણુઉ કરી રૂપ અતિ સુંદર વણુઉ ।
યોગી કમલતણઇ મઢિ જઈ તેડઇ વચન પ્રેમનાં કહી ॥ ૨૪૭

સ્વામિ પધારઉ ઘરિ આપણઇ મ કરુ વાર અન્ન નીપનઇ ।
આજ સલારું રાંધીઉ સર્વ જિમવા ઊઠઉ દિન છઇ પર્વ ॥ ૨૪૮

વાર ત્રણિ કહીનઈં રહી યોગી પ્રેમ નારિનઉ લહી ।
ઊઠી રાઉલ આગલિ થાય પૂછઇ સ્ત્રી પઇઠી મઢમાંહિ ॥ ૨૪૯

તિહાંથી અંધ્યારી ઉદ્ધરી ગોઈ તવ પોકારવ કરી ।
મુહિ ચપેટા દેઈ ઘરી રોતી તે ભુજમાહીં ધરી ॥ ૨૫૦

વાર વાર રોઇ રે દાસિ માર સાર જઉ આપી પાસિ ।
કિમ્હઇ ન મેહલૂં તુઝનઈં જાણિ બીહૂં નહીં રાઉલનઇ પ્રાણિ ॥ ૨૫૧

તુ અંધ્યારી છાની રહી જિહા વનિ કટક ગયુ તિહાં વહી ।
આપી ગજહૈમીનઇ હાથિ એ ગયુ છઇ મોટી આથિ ॥ ૨૫૨

ઇમ જાણી જાલવિગો ઘણઉ અંબડ રૂપ કરી આપણઉં ।
વલી ગયુ યોગી ઘરિ જામ મોટઉં કૌતુક દીઠઉં તામ ॥ ૨૫૩

યોગી કાગી નાગી જેય ભૂકઈં રાસભ થઈનઈં તેય ।
ગર્દભ ક્રમલ ગર્દભી નારી મારઈ પાટૂ તણઇ પ્રહારી ॥ ૨૫૪

ભૂકઈ દાતે કરડઈ ઘણુઉ નિરખઈ લોક નવઉ પેષણઉં ।
તાલી દીઇ વજાવઈં બાહૂ હસવાનઉ તેણે લાધુ વાહ ॥ ૨૫૫

ભલ્લાનઈં ભલેરા મિલઇ મહાધૂર્ત્ત ધૂર્ત્તનઈં ગિલઇ ।
હઇયાફૂટઉ અંધસિઉં ભિલઇ બલીઉ વીર રાક્ષસનઇ છલઇ ॥ ૨૫૬

મત્ત ન દેખઇ દૂષણ આપ સુખિ ન જાણઇ પરદુખ તાપ ।
ભુખ ન પેખઇ પાત્ર કુપાત્ર ધૂતઇ ધૂત આપ પર માત્ર ॥ ૨૫૭

સબલ વિગોણઉ યોગીતણઉ દેખી અંબડ હર્ષિઉ ઘણઉ ।
બોલાવી કાગણિ નાગિણી સુણિ રે રાઉલ ઘરના ધણી ॥ ૨૫૮

તામ્રચૂડ અંબડનઇ કરી થઇ બલાઈ ચૂથિયો ફિરી ।
તુહ્મે અંધ્યારી કિહાં તે ધરી મઇ લીધી તુહ્મનઈં છલ કરી ॥ ૨૫૯

એમ પચારી વારોવાર થયુ ગઉર ઊપરિ અસવાર ।
મારઇ દંડિ ચપેટા દીઈ હસઇ વિડંબઇ વ(ધ)ર ધમ લીઈ ॥ ૨૬૦
દઈ લોક હિવઇ લાગી સીર દિઉ જાવા જિમ માગઇ બીર ।
હાથપાય લાગૂ સવિ અને અવગુણિ પર ઉપગારી તુ ન ॥ ૨૬૧
ઊતારી આસણુ કરી તવ અંબડઇ દયા મનિ ધરી ।
વાપી જલ પાયૂ તસ જામ ત્રિહુનાં રૂપ ટલ્યાં ઘર તામ ॥ ૨૬૨
યોગી બેઉ નારિ નિજરૂપ પામી અંબડ વીનવિઉ ભૂપ ।
અમ્હે મવે કિંમ્ર તુહ્મ તણા દીઉં આશીષ લેઇ ભામણા ॥ ૨૬૩
તુ અંબડ અંધ્યારી લેય કલત્ર આઠ કટક સિઉ તેહ ।
ગગન માગિ નિજથાનકિ ગયુ લીલા કરઇ સુખિઇ તિહા રહિઉ ॥ ૨૬૪
ધર્મિમાં હુઇ વિપુલ ધન આય સુખ શરીરિ સૌભાગ્ય સુગાય ।
દારિદ્ર દોહગ મરણુ અકાલ પાપતણાં ફલ એ સમભાર ॥ ૨૬૫
તે અંબડ અંધ્યારિ આદિ વસ્તુ સર્વ લેઈ આલ્હાદિ ।
ગોખ યોગિનિ આગલિ ધરઇ ચરણુકમલ વંદી સ્તુતિ કરઇ ॥ ૨૬૬
દેવી અંબડ યોગિની હસઇ મોટઉ વીર અસમ સાહસી ।
વિચારતા કૌતુક ઊપજઇ કઠિન કામ એ તઇ નીપજઇ ॥ ૨૬૭
તૂઠી અંબડનઇ વર દીઉ મનમાનિઉ રથપુર પ્રતિ ગયુ ।
અર્દ્ધરાજ નવ કન્યા સહિત સુખ ભોગવઇ અંતર રહિત ॥ ૨૬૮
ભગીષાન નિજજામ પસાય વિદ્યા ભણી ભાનુભટ પાય ।
મિત્ર લાડજી સુણિવા કાજિ વાચિ કથા વિશ્રંભિ રાજિ ॥ ૨૬૯
કહિઇ વાચક મંગલમાણિકય અંબડ કથારસઇ અધિકાર ।
તે ગુરુ કૃપાતણુઉ આદેશ સાતમાહિ બીજઉ આદેશ ॥ ૨૭૦

ઇતિ શ્રી અંબડચરિત્રે ગોરખયોગિનીદત્ત સમાદેશ
મધ્યે દ્વિતીયાદેશ સંપૂર્ણ ॥ શ્રી ॥ ૨

# અંબડ વિદ્યાધર રાસ

## તૃતીય આદેશ

॥ ॐ नम परमात्मने ॥

દૂ । ત્રિધ્યા શુદ્ધ શ્રી જિન નમૂં વૈદૂ આગદ સાવ ।
વિદ્યાગુરુ કવિરાજ જે નિત પ્રણમી તસ પાય ॥ ૧

ભવ અટવીમાહિં પડિયાં મૂઢ ન જાણઈ માગ ।
જ્ઞાન દેઈ ગુરુ ઉદ્ધરઇ આપઇ પદ વૈરાગ ॥ ૨

ધ્યાનમૂલ ગુરુમૂર્ત્તિ છઇ ભક્તિમૂલ જસ પાય ।
મંત્રમૂલ ગુરુનુ વચન મુક્તિ કૃપા ગુરુરાય ॥ ૩

તાસ પસાઈ મંદમતિ બોલૂ જે ઉપદેશ ।
ત્રીજઉ ગોરખયોગિની દિઇ અંબડ આદેશ ॥ ૪

ચુ । પ્રસ્તાવઈ વલી આવિઉ તિહા અંબડ ગોરખ યોગિની જિહા ।
પય લાગી કર જોડી રહિઉ છ૦ ૢશલિ યોગિનીઈ કહિઉ ॥ ૫

કહઈ અંબડ તુઝ ચરણ પસાય પ્રેમ સમાધિઈ મુઝ દિન જાય ।
હવઇ માત ત્રીજઉ આદેશ કૃપા કરી તસ દિC ઉપદેશ ॥ ૬

વ । વદ૦ યોગિની વદઇ યોગિની સુણઉ હિત વાત
અંબડ સિંહલદીપ જિહા સોમચંદ્ર તિહા રાજ પાલઇ ।
ચંદ્રારાણી તસ સુતા ચંદ્રવના જસ જગ નિહાલઇ ।
વિમલરત્નમાલા અછઇ હાર તાસ ભંડારિ ।
આણઉ તે શીતાવલઉ આવસ અંગિ નિવારી ॥ ૭

સુ । લેઇ આદેશ એખડ બલવંત ચાલિઉ સિંઘલદીપિ તુરંત ।
અનેક દેશ વનગિરિ ગાહતુ કેતે દિને પુહતુ પેલતુ ॥ ૮

કેહવઉ છઇ તે સિંઘલદીપ થલિ હીરા જલિ માણિક સીપ ।
ઘરિ પદમની વનિ ગજ રહઈ સરોવરિ હંસ કમલ મહમહઈ ॥ ૯

તિહાં વિવિધ વનતરુફલફૂલ કરિવા ભક્ષતણાં બહુમૂલ ।
કેતાંએક નામ તસ કહિયાં બીજાં નામ તે નવિ સંભરાં ॥ ૧૦

જંબૂ અંબ દ્રાખની વેલિ રાજેલી સોનકેલી કેલિ ।
દાડિમ કરણાં તાડ ખજૂર ખારિકી નાલેરી બીજોર ॥ ૧૧

સોપારી અખરોટ બદામ પિસ્તાં વાયમ સકર બદામ ।
તુલસિરી રાઇણિ જંબીર અમૃતફલ નારિંગ અંજીર ॥ ૧૨

ફાલસ ચારુલી સેલડી સદાફલ નાગરવેલડી ।
ફણસ સેવ કદેલ વદેલ જરદાલૂ સપતાલૂ વેલ્લ ॥ ૧૩

મહૂતુતિ પીલૂ બોરડી સંગતિરા અંબિલિ કુંદવડી ।
લીંબૂ કમરખ કરમંદિકા કઃ જંબૂ ગૂંદાગુંદિકા ॥ ૧૪

વડ પીંપલ ટીંબરુ બરુ રાઇ આમલાં સુકડ ઊંબરું ।
બહુવિધ ફલવલ્લી ફલભરી રુંખ સુગંધ ગહિયા વિસ્તરી ॥ ૧૫

ચ્યારિ જાતિ ચંપકનાં ફૂલ સદાફલ સિતપીત અમૂલ ।
ભૂચંપક કેતકી અશોક કમલ ગુલાલ સેવંત્રી થોક ॥ ૧૬

દમણુ ઊમરુઉ કરણી કુંદ વાઉવેલ મોગર મુચકુંદ ।
જાઇ જૂહી પાડલ જાસુલ વકુલ બાણુ નીમાલી ફૂલ ॥ ૧૭

બીજા તરુના નહીં તિંહાં પાર વાપી કૂપ કુંડ સર સાર ।
મોટઉં વન દેખી તિહાં રહિઉ પેખી પુર ચિંતાતુર થયુ ॥ ૧૮

રાયમંદિરિ મુઝ,કિમ પઇસાર હસઇ એમ ચિંતઇ બહુવાર ।

જાતી સ્ત્રી દીઠી એક તામ  તસસિરિ છઇ મોટઉ આરામ ॥ ૧૯

રૂપવતી ને નવયૌવના  દેખીનઇ  થિયઉ  વિસ્મયમના ।
અંમડ પાસિ તે આવી નારિ  દીઠી રત્નમાલ ગલિ ધ્યારિ ॥ ૨૦

તે  તેડી પૂછી સુંદરી  જાણિઉ  ચંદ્રયશા  એ  ખરી ।
તુ  બોલાવઇ  અંમડ  સહુ  ચંદ્રયશા  કિં હિં જાઇ એહિ ॥ ૨૧

તે સ્ત્રી કહઇ અહો તૂં મૂઢ  વિકલ થયુ વનચર તૂં ગૂઢ ।
મિઉ સૂતુ છઇ રે આકાશિ લઇ વાલિઉ બોલઇ ન વિમાસિ ॥ ૨૨

એકાએક ગમઇ તે વદઇ ચંદ્રયશા મુઝ જાણુઇ હઇઇ ।
કાઇ અચેતન ભાખઇ ઇસ્યિઠ આવઇ રાજકુમરિ આહા કિસિઉ ॥ ૨૩

બીહા  કરઇ  તે  મૈહિરિ  રહી  હૂ  વિરોચનપુત્રી  સહી ।
મંત્રિસુતા  રાજલદે  નામ  નયર  એહ  મુઝ  વસિવા  ઠામ । ૨૪

તેહનઇ અંમડ  પૂછઇ એમ  વૃક્ષ  સહિત  વન  માથઇ  કેમ ।
માહરઇ મનિ એ કૌતુક થાય હવી કહઇ હે તુ સુણિ ભાવ ॥ ૨૫

હે  નર  ચંદ્રયશા  મુઝ  પ્રીતિ  રહુ  એક'ા  એકઇ  ચીંતિ ।
એક વાર  વનિ  રમવા  ગયા  રમતા  ડોકરિ દીઠી  તિહા ॥ ૨૬

તે મહા ભંકર જિમ રાક્ષસી દતિ  બીહતી  નારી પુરદિશિ ।
અહ પુંઠિ ચાલી તે ધસી આનનિ થઈ તે વાઘિણી  જિસી ॥ ૨૭

તુ  અહ્મે  દઢ  થઈનઈ રહી  સાહમી  ચાલી  આવી  વહી ।
કહઇ તે લતુ મુઝ  ડોકરી આગલિ  કિમ જાસિઉ  ઠોકરી ॥ ૨૮

આવુ  અને  બીનતી  વાત  નમસ્કાર  કરિવા  તુઝ માત ।
સુણી વૃદ્ધા હસતી થઈ હમી  વાત  અહ્મનઈ તુ કહી ॥ ૨૯

જઉ મિઈ તુ ન આવઉ  મુઝ સાથિ  તુ બેટાડૂ ઇશ્વર હાથિ ।
વળતુ  અને  કહિઉ  સુણિમાત  કિમ જાવરાઇ તિહા કહુ વાત ॥ ૩૦

હિવા ઈશ તુમ્ન ઠઉ કૃષ્ણ વદઈ ડોકરી વચનુ વયણ ।
આદિયિબી ઉતપનિ તુમ્હ કહુ હરસિંધ જિહા ફ રહુ ॥ ૩૧

સાભલિ કયરિ ગિરિ કૈલાસિ ઈશ્વર ગૌરી તણઈ આવાસિ ।
તેહતણી ભઉ હૂ પડિહારિ શક્તિ અચિંત છઈ મુઝ અપારિ ॥ ૩૨

કહઈ કુમરિ જાઈ તુમ્હ પાસિ આવ્યા લેઈ જાઉ કૈલાસિ ।
તેડ્યા તેણિ અને તિહા ગયા ઈશ્વરપાર્વતિ દર્શન ભયા ॥ ૩૩

તુ અમ્હે સુહણા સરિખુ તેહ દેવી ડોકરી પૂછી જેહ ।
એ સવિ દીસ૦ છ૦ જે માત ઇંદ્રજાલ કઈ સાચી વાત ॥ ૩૪

તે ડોકરિ કહઈ એ સવિ સાચ વચ્છ જૂઠ નહિ માહરી વાચ ।
મઈ દેવીઈ આણ્યા જાણિજે એ સંદેહ મનિ મ આણિજે ॥ ૩૫

ભૂમિ એહ ગુણવંત ભરી માણિ ચિત્ર એક દેવી ફરી ।
દાતા તાપસ સૂર વિનાણ વિનયનયિઈ અધિકા છઈ જાણ ॥ ૩૬

ઇમ બોલી તે ગરઢી નારિ એ અત્યપિ શંકર અવતાર ।
સુણી અમ્હે તવ ચરણે પડી પૂછઈ હર કુણ કન્યા વડી ॥ ૩૭

બોલઈ ડોકરિ ડોકરિ બેઉ પુત્ત્વવંતર કહીઈ તેય ।
રુદ્ર ભવાની ભેટિ જાવિ મઈ કહિઉ મુઝ સાથઈ આવિ ॥ ૩૮

તૂઠા હર કહિઉ ભગવંતિ માગઉ વર છઉ જે તુમ્હ ચિંતિ ।
વનતુ અમ્હ વીનવિઉ દેવ આપુ નિત્ય ચરણ તુમ્હ સેવ ॥ ૩૯

હસ્યા શંકર તૂ । વલી પ્રણમઈ ચંદ્રયશા તિહા સતી ।
કંઠિ રત્નમાલાનુ હાર આરોપિઉ ઈશ્વરઈ ઉદાર ॥ ૪૦

કૂર્મ દેઇ મુઝ હાથઈ દીઉ મહાપસાઉ શ્રીકંઠઈ કીઉ ।
અમ્હ વીનવિઉ કરજોડી તેય ડંડહાર મહિમા કહુ એય ॥ ૪૧

વસ્તુ પ્રભાવ વદઈ મહાદેવ ગુણ અનંત પણિ કહુ સંખેવ ।

તૂસઇ દૈવ પુરુષનઇ જેહ મહાભાગ્ય નર પામઇ તેહ ॥ ૪૨

હાર પ્રમાણઇં ચિંતિત રૂપ જગસિરિ વરીઇ એહ સરૂપ ।
દુરમ દૈડધ વહર વિયોગ વિઘન ટલઇ જાઇ મહારોગ ॥ ૪૩

વલી યાચિઉ અહ્મે શંકરદેવ નિત કરિવા આવુ તુહ્મ સેવ ।
એ ઉપાય મિહુનઇં શીખવઉ જઉ અહ્મઊપરિ હિત લેખવઉ ॥ ૪૪

ભક્તિ વચનિ તૂઠા ગૌરીશ ત્રિદંડ નામિ વૃક્ષ દિઇ ઈશ ।
તરુઅર એ મુઝ દર્શન સહી કરવિસઇં નિતુ તુહ્મનઇ વહી ॥ ૪૫

વચન પ્રમાણઇ કરી પ્રણામ માગી શંકરની તવ આણ ।
લેઇ ડાકરિ તિહાંથી કૈલાસિ અલ આણી મકયા ભૂવાસિ ॥ ૪૬

ચડઇ ત્રિદંડ ઊપરઇં જિહારિ કૈનાશ લગઇ વાધઇ તેણીવારિ ।
અહ્મે ઊતરી ઇશ વદીઇ પૂછી રોગદોષ છેદીઇ ॥ ૪૭

ખિ_ પુહરે વચીઇ તિહાચિકા આવી તરુ મધ્ય વાટિકા ।
નિજ રૂપઇં થઇ વલી જાઇઇ નિત્યમેવ શંકર સેવીઇ ॥ ૪૮

ઇમ તેણીઇ ચરિત નિજ કહિઉ દીઠ ઉ દૃષ્ટિઇં સવિ તે લહિઉ ।
વલી અંબડ પૂછઇ નારિસિઉ તુઝ સિરિ વન દીસઇ એ કિસિઉ ॥ ૪૯

એ મઝનઇં ટાલઉ સંદેહ તે કહેઇ વલતુ સુણિ નર જેહ ।
ઇમ જાતા કૈલાસઇ સદા વૃક્ષિ ચડિયા સુઝનઇ એકદા ॥ ૫૦

વિચિત્ર એહવઉ દેખઇ સૂર આવઇ વૃક્ષ પવન જિમ પૂર ।
ગવિ ચિંતઇ કા શકિત સરૂપ ભયધ વિકરાલી લેઇ રૂપ ॥ ૫૧

ઊચી આવઇ નિત આકાશિ મુઝ ભક્ષણ કરિવાનઇ પાસિ ।
ઇમ બીહતઉ નિજ મંડપિ છપી જાઊ વડી તા રટઇં તે લપી ॥ ૫૨

સુઝ પાછી વલતા એક વાર માનવરૂપ દીઠઉ રવિ ચારુ ।
પૂછિઉ સુરિ તૂ કુણ કામિની કિહા જઇ આવઇ નભગામિની ॥ ૫૩

મઇ સ્વરૂપ હતું તે કહિઉ એ દિવઅગ્નિવની ઇમ લહિઉ ।
હરિખ્યા બોલઇ મુંહિ તુઝ રીઝિત વરમાગુ દિઉ અજ્ઞે ॥ ૫૪

મઇ માગઉ આપઉ શિવ એવ તુ વલિ અતિનૂ । નવિરિવ ।
નિજ લિંડાનયિકી તવ દીઉ તિલક અપૂરવ મઇ તે લીઉ ॥ ૫૫

એનઉ મહિમા માનિની સુણુઉ સિરિ ધરતા ઉદ્યોત હુઈ ઘણુઉ ।
બોલ્યા વલી રવિ થઈ પ્રસન્ન માગુ વરિ જે હુઇ તુઝ મનિ ॥ ૫૬

વચતું મઇ માગિઉ રવિ પાસિ મહયાની વન દિઉ ઉલ્હાસિ ।
સવિના લીધઉ વન ચાલતુ મસ્તકિ આવઇ નિત સેવતુ ॥ ૫૭

લેઇ વર આવી મુઝ ઠામિ ગજસુતા ઇ રહુ એહ ધામિ ।
જાઉં નિત્ય બેહૂ કૈલાશિ શિવપૂજી આવઉં આવાસિ ॥ ૫૮

ઇમ હરસ્નિ રચઉં નવજાતિ મહાસુખઇ જાઇ દિન રાતિ ।
ઇમ કહી ગજલદે ધરિ ગઈ પુંઠિ અંબડ આગલિ વહી ॥ ૫૯

નગરમાહિ સુહટા મરૂઝાઇ કેડઈ અંબડ આગલિ નારિ ।
અપ્યાગીની લેઇ ગય ધાગી અંગિ જેતલી માય ॥ ૬૦

તવ વૈમાણી ગજલિ ગ્રહી રહિઉ અંબડ નગરપઇ થઈ ।
નાટક માડઉ અતિહિ રસાલ પંજરાવઇ માદલ અસરાલ ॥ ૬૧

લાગા લોક જોઇવા મિલી કહઇ કૌતુક એ મોટઉ વલી ।
નાટક કરિસઇ કિમ એકલઉ દીસઇ કનારૈન કૌ ભલઉ ॥ ૬૨

સુણી વાત તિહાં બહુરૂપિણી અબડિ વિદ્યા સમરી ઘણી ।
પ્રકટ કરિયા પેલા બત્રીસ થઇ અચિંત પેથી એકત્રીસ ॥ ૬૩

લાગાં નાટક કરિવા સહૂ એક નારી વિણુ ઊણઉ બહૂ ।
ગજલદે બોલવી ઝવઈ અંબડ આણઇ વિદ્યા બલઈ ॥ ૬૪

આવી સતી ખેલિવા કાજિ રંગભૂમિ પઇઠી નટમાઝિ ।

સહૂ મિલી લાગઉ નાચિવા દાપઇ હસ્તક રસ સીંચિવા ॥ ૬૫

તેહનઇં પૂરું નાટક થયું કૌતુક જોવા સહૂઇ રહિઉં ।
સારઇ નગરિ ચાલી તે વાત આવઇ જોવા જન સંઘાત ॥ ૬૬

રાયરાણી પુત્રી ચંદ્રયશા રાજલોક સવિ આવઇ ધસ્યા ।
આપ આપણા મૂકીઇ કામ આવઇ જોવા નાટક ગામ ॥ ૬૭

રીઝઇ નૃત્ય દેખી સહુ ઘણુઉં વલી કૌતુક રાજલદે તણુઉં ।
નાચંતી દીઠી નીય દેહિ ચંદ્રયશા બોલાવઇ તેહ ॥ ૬૮

હે સખિ એ માડિઉં તઇં કિસિઉ કહઇ રાયરાણી મુખિ હસિઉ ।
લાજ લોકમાંહઈં એ ઘણી લાગઇ ચુહટઇ નાચ્યા ભણી ॥ ૬૯

વલતી રાજલદે ઇમ વદઇ એ નાટક ભાવઇ મુઝ હદઇં ।
ચંદ્રયશા તુ તૂ મુઝ સહી જઉ નાચ્યઇ મુઝ પાસઇ રહી ॥ ૭૦

વેગિ આવ હિવઇ મ કરિ વિલંબ તઇં નાચતઇં પુહતઉં સવિ અંબ ।
એહ જિ કરિ ચંદા ઇમકહઇ તુહઇ નાચંતી નવિ રહઇ ॥ ૭૧

રાજલદે માતા નઇ પિતા બંધવ સગા મિત્ર જે હતા ।
તેણે મિલી વીનવિઉ રાય સ્વામિ ઘણુઉ વિગોઅણુઉ થાય ॥ ૭૨

એ ધૂતારઇ વાહી ઘરી માથઇ ચોટા ભુરકી ધરી ।
મિઉ કરિવઉ સ્વામી એહનઇ દિઉ આગ્યા તુ ગ્રહૂ નંદનઇ ॥ ૭૩

ક્ષણમાંહિ અંબડ સેતલઇ ઇશ્વિરરૂપ ધરિઉ આગલઇં ।
બીજઉ ગચિ વિષ્ણુનુ રૂપ નાટક માંડિઉ જોઇ ભૂપ ॥ ૭૪

એક પાસઇ થ્યા શંકરદેવ કરઇ ઉમા અર્દ્ધાંગિણી સેવ ।
નવઇ નાગ આભરણે ધરિયા નંદિચંદિ ભૃંગી ગણવરિયા ॥ ૭૫

શિરિ સહસ્રમણિ શેષ દીપતુ દીસઇ ગલઇ વાસિગ હીંચતુ ।
વિજયા જયા દાસિ પરિવરિઉ પયનૂપુર ઝુણુકારઉ કરિઉ ॥ ૭૬

નારદિ વીણા કરિ ધરી ભાખ છત્રીસ રાગ ષટ્ કરી ।
જગમોહન નાટક તિહાં કરઇ સ ઘ લોક નારી મન હરઇ ।। ૭૭

બીજઇ પખિ લખિમીનઉ કંત સ્યામા ધરી સરિસ ખેલંત ।
લીલા લહર કિઉ આવતુ મોહન રૂપિ જગત ભાવતુ ।। ૭૮

મોન સહસ લેઇ ગોપાંગના વિચિવિચિ હરિ બિહુ પખિ અંગના ।
મુખિ વંશલી બજાવઇ ધરી રમઇ રમણિસૂં રંગઈ ભરી ।। ૭૯

મસ્તકિ મુકુટ રત્ન ઝલહલઇ ઉરિ કૌસ્તુભ હાર ગલિ મિલઇ ।
મણિ સ્યમંતક કુંડલ લવઇ પીતાંબર લહિ ઇ કટિતલઇ ।। ૮૦

મંડઉ નરમોહન તેણઇ નાચ મુખિ મોહતઉ અમૃત વાચ ।
બાજઇ મૃદંગ વીણા સગતાન તતવિતત ઘન શિષર રસાન ।। ૮૧

જાણઇ રાજાદિક મનિનોક મૂકઈ રખે નાચ મનિ ઓક ।
સવિ મહિનઇ મનિ રુડઉ ગમિઉ આજ અન્ન અમૃત એ જિમિઉ ।। ૮૨

રીઝિઉ રાઉ દીઠ બહુ દાન લેઇ નહી ન વંછઈ માન ।
રાજા પ્રજા ચિંતઇ મા દેવ વિદ્યાધરરાજા છઇ એવ ।। ૮૩

નિર્લોભી કો એ નર સિદ્ધ અર્થ વિના જન રંજન કિદ્ધ ।
મતિ વિસ્મયુ લોક કહઇ ઈમિઉ નાટક ઈરિસણઉ એ જિસિઉ ।। ૮૪

જિમ વીજલી તણઉ ઝબકાર સંધ્યારાગતણઉ અનુસાર ।
જે તીડવ અબડઇ સાન રચિઉ સેવકિઉ તતકાલ ।। ૮૫

ઇમ નાટક વર્ણવતા લોક આપાપણે ગયા સવિ ઓક ।
રાજનિ દેવી ગઇ આવાસી માતપિતા પૂછઇ તસ પાસિ ।। ૮૬

નટ એણઇ વાહી તૂ કેમ સુહટઇ ચડી ઇમ નાચી જેમ ।
લાજી નહી લોક દેખતા કીમ નાણી અહ્મ વારતા ।। ૮૭

વનતી કહઈ સુણઉ તુહ્મે વાત નહી વાહી હુ કેણઇ માત ।

નવિ જાણઉ નાટક એ કિસિઉ એહ નટાવઇ મુઝ મન વસિઉં ॥ ૮૮

આણુઈ ભવિ મુઝએ ભર્તાર એહ વિના બીજઉ નહી સાર ।
વચનુ માયબાપ કહઇ ઈસિઉ અરે પાપિણી બોલઇ કિસઉ ॥ ૮૯

તવ રાજલિ અણબોલઇ રહી સાઝઇ ચંદ્રયશા ઘરિ જઈ ।
કહિઉ તેહપ્રતઇ સુણિ સખી મુઝ નાટક જોયુ પારખી ॥ ૯૦

રાય સુતા કહઇ તઈ જે કરિઉ તિણિ નાટકિઈ મુઝ મન હરિઉ ।
કહઇ સાચઉં તું નાચી ભલઉ જનસમક્ષ રંજન કેવલઉં ॥ ૯૧

જેણઇ તુ નાટક સીખવી તે કુણ નર મુઝ કહઇ દાખવી ।
તઈ જાણિઉ સૂ તેહનઉ પાર અથવા નહી તે કહઇ વિચાર ॥ ૯૨

ગજસુતા સુણિ એહનઉ વૃત્ત ભલુ પામઉં જે લુબ્ધ ચિત્ત ।
તે સનરઉ મુઝ આગલિ કહઇ એહથી ચિત્ત અવર નવિ રહઇ ॥ ૯૩

મુઝ સિઉ નહી ઉલપતિ કિસી સુણઇ ચંદ્રયશા ઉલ્હસી ।
પહિલઉ વનિ જે કીધી કથા પુરીમાંહિ વશિ કરિવુ યથા ॥ ૮૪

સવનઉ ગજસુતાનઈ કહિઉ સમાચાર મનિ આચઉ લહિC ।
ચંદ્રયશા તુ કહઇ સુણિ સહી એહવાત માહરઇ મનિ રહી ॥ ૮૫

ગજસુતા તુ જઉ એ વરુ બીજઉ નર અંગી નવિ કરુ ।
આપણિ બિહુનઉ એ વર સહી માહોમાહિ પ્રતિજ્ઞા ગ્રહી ॥ ૯૬

તઈ ગજલક્ષ્મી આજ એ ગુણી નિશિ મોકલિવઉ મુઝ ઘરભણી ।
ઇમ સંકેત આપોપઈ કરી ચાલી શ્રીમડનઇ મનિ ધરી ॥ ૯૭

લહી અવસર શ્રીમડ વીનવિઉ સુણઉ ચતુર સંદેશ પાઠવિઉ ।
ચંદ્રયશા રાયપુત્રી જેહ મુઝ હાથિઈ તુઝ તેડઇ તેહ ॥ ૯૮

મોરન ગુખ તણુઉં અહિનાણ ગજકુંયરિ રહિવાનુ ઠાણ ।
તિહાં જાવઉ તઈ રાતઈ સહી તુઝનઇ મિલવા ઈચ્છઇ રહી ॥ ૯૯

કહી અમઃ મોકલિઉ તિહાં આપિઉ પુહની ઘર છઈ જિહાં ।
જવ તે રાજકુમરિ ઘરિ ગયુ ચંદ્રયશા મનિ ઊલટ થયુ ॥ ૧૦૦

સ્વાગત વચન ઘણી પ્રતિપત્તિ કીધી પ્રીતિ ધરી બહુ ચિત્તિ ।
વાર્ત્તાલાપ પ્રેમનઉ કીઉ જાતાં પત્ર બીડઉ તસ દીઉ ॥ ૧૦૧

તે લઈનઇ વસતું વીરિ વાસિઉ કપૂરિ આપણુઉં ધીરિ ।
રૂપ ફેર ફલ ચૂરણ ધરી આપિઉ બીડૂં આદર કરી ॥ ૧૦૨

કુંયરિઇ મોકલાવીઉ નીસરિઉ આવી નીય થાનકિ ઊતરિઉ ।
બીડઉ પત્ર અગાગર તણુઉ પરિમલ કરઇ સુગંધઈ ઘણુઉ ॥ ૧૦૩

કરી ભક્ષ સુતી કુંયરી ફિરિઉં રૂપ થઇ તે ખરી ।
વિહાણુઇ જવ દાસી સવિ મિલી જોઈ પાટ ઊપરઈ લલી ॥ ૧૦૪

કુંયરી થઈ ગર્દભી રૂપિ અસંભમ વાત સુણી તે ભૂપિ ।
રાંણી રાજલોક સવિ મિલઈ સઘલઇ નયરિ વાત ઊછલઇ ॥ ૧૦૫

કોપિઉ રાય સુતાઘરિ ગયુ એ વિપરીત પ્રકાર સિઉ થયુ ।
દીઠી ખરી રૂપિ તે થઈ લજ્જામણી વાત એ હુઈ ॥ ૧૦૬

રાજવર્ગ મિલી આવીઉ તેહનઈ મનિ વિસ્મય ભાવિઉ ।
માતા પિતા દુઃખ બહુ ધરઈ મિત્ર પ્રધાન વિમાસણ કરઇ ॥ ૧૦૭

કાંઇ ઉપચાર કરુ મહારાય તેડિયા વૈદ્ય જ્યોતિષી જાય ।
ધૂણ્યા ઉપાસની ગારડી કેહનઈ વાત સમઝિ નવિ પડી ॥ ૧૦૮

ગાઈ બોલ કહિઉ ઇમ ખરુ કોઇ કુંયરિનઇ સાજી કરુ ।
કોડિ સુવર્ણ આપુ.તસ ગુણી શક્તિહીન તે આવિઉ સુણી ॥ ૧૦૯

લોભ કાજિ વિદ્વાંસ અનેક કરઈ ઉપાય ન લાગઇ એક ।
દીસઇ એગિ ગુણ નહીં લગાર તુ રાજા મનિ કરઇ વિચાર ॥ ૧૧૦

બુદ્ધિ ઊપની ભૂપતિ હઇઇ મંત્રિસુતા રાજલિ પૂછીઇ ।

કારણુ ટલવાનઉ એ માગ બીજા પ્રકાર તણુઉ નહીં લાગ ॥ ૧૧૧

તેડી રાજલદે તેણુઇ ઠાય પૂછઈ કર જોડીનઈ રાય ।
તૂં શીકર પાસઇ નિત જાય તેહતણુઉ છઈ તુજ્ઝ પસાય ॥ ૧૧૨

તેહ માટઈ તૂં કરિ ઉપચાર સહીતણી સિઉં ન કરઈ સાર ।
રાજલિ જાણુઇ રજનીકામ ગયુ અંબડ તિહાં પડિઉ વિરામ ॥ ૧૧૩

બોલઇ રાજલિ સ્વામિ સુણુઉ પડહ વજાવઉ પુરિ આપણુઉ ।
જે નર કુંયરી સાજી કરઈ અરધરાજ ને કન્યા વરઇ ॥ ૧૧૪

બોલ અમ્હારૂ એ છઇ સાચ પિતા તણી મુઝ જાણુઉ વાચ ।
ઇમ કહિતાં કો એક ઊમટઇ રાશભતણુઉં રૂપ પાલટઇ ॥ ૧૧૫

પૃથિવી છઇ બહૂ રત્ને ભરી લોભઇ મૂકઇ સાજી કરી ।
નરપતિ વાત માનઇ તે ખરી વજાવઇ પડહ આદરી ॥ ૧૧૬

નિજ રૂપઇ અંબડ તિહાં જાઇ સાજી કરું વૈદ્ય હૂં હવઈ ।
સેવક જઈ રાયનઈં કહઇ સુણી વાત સહૂ હરિષિઉ હઈઇ ॥ ૧૧૭.

વધ્યામણી તવ આપઇ રાય આણુઉ વેગિ આપણુઇ ઠાય ।
એતલઇ સંત તે આવિઉ વહી સજ કરિવા વાત જેણુઇ કહી ॥ ૧૧૮

તેડિઉ રાઇ આદર કરી આસન દીઉ પ્રેમ મનિ ધરી ।
આડંબર માંડિઉ અંબડઇ ચિંતઇ તે હુઈ વિદ્યા વડિઇ ॥ ૧૧૯

રાજસભા વસ્તુ વ્યવહારિ વઇરી ધરી સાસરા મઝારિ ।
નારીવૃંદ રાજકુલ માંહિ તિહાં આડંબર કીધઇ લાહ ॥ ૧૨૦

આડંબર વિણુ જઉ હુઇરાય તેહનઈં નદઇ કો માન પસાય ।
આગઇ આડંબર જિણિ કરિઉ તેહનઉ યશ સઘલઇ વિસ્તરિઉ ॥ ૧૨૧

તેહ ઉપરિ કહીઈ દષ્ટાંત શંકર સેઠિતણુઉ વૃત્તાંત ।
કમલાનયરી સુંદર રાય પદમાવતી કંત કહિવાય ॥ ૧૨૨

મોટઉ નગર અતિ શોભાવંત તિહાં વ્યવહારી વસઈ શ્રીમંત ।
એહ્ ગઢ છઈ પર્વત પ્રાય બાહિરિ એક અછઈ એક માંહિ ॥ ૧૨૩

માંહિ ગઢ તિહાં રાજા રહઇ કોડી ધજ વાસ તિહાં લહઇ ।
કાંઈ ઊણુઉ હુઇ જઉ દ્રવ્ય બાહિરિ કોટિ વસઈ તે સવી ॥ ૧૨૪

વડઇ દુર્ગિ વ્યવહારી ઘણા કોડિ પ્રમાણિ દંડ ધજ તણા ।
ઘર ઊપરિઇ બંધ્યાઈ તાસ લાખીણા બાહિરિ ગઢિ વાસ ॥ ૧૨૫

તિહાં લાખીણા દીવા બલઈ દીહરાનિ તેજ નહુ ટલઈ ।
નગર લોક સહુઇ ધનવંત દાન પુણ્ય કરઇ બહુ સંત ॥ ૧૨૬

જલ નિવાણ દેઉલ ઉદ્ધરઈ સત્રકાર પ્રાણ હિત કરઇ ।
સપત ક્ષેત્રિ ધન વેચઇ તેહ ઉત્સવ મંગલ હુઇ નિતગેહિ ॥ ૧૨૭

દેવદાસ તિહાં રહઇ જૂયાર નિત ખેલઇ પાસાનઈ સાર ।
ક્ષણિ હારઈ જીપઈ ઇમિ સદા ગાંઠઇ ધન તસ ન રહઇ કદા ॥ ૧૨૮

આગિઈ બલિઉં જલઈ જે અહિઉ ધન સઘલૂં તે દેવે લહિઉં ।
નૃપ ચોરે તે થિઉ ઉપકાર હારિઉં જૂઈ થયું તે છાર ॥ ૧૨૯

જે જૂ રમઇ હારઇ સહી તેહ હારિઉં ચોરઇ નહીં સંદેહ ।
ચોર્યા માટી મરાઇ સહી પણિ જૂઆ રસ મે લ્હઇ નહીં ॥ ૧૩૦

જૂયારી ઘરિ રિધિ હુઇ જેહ મંકડ કંઠિ હાર તિમ તેહ ।
ગહિલી મા થઈ જલના ફૂલ છાજઈ નહીં વાલુકા મૂલ ॥ ૧૩૧

રમી જૂય ધન વેંચઇ જેહ પદસેવાઉ મોટિમ દેહિ ।
પરનારિઇ સુખીયા થઇ રહઇ દૈવઇ દંડિયા તે બુધ કહઈ ॥ ૧૩૨

જૂ ખેલઈ ધન આશા કરઇ શિર મુંડાવી રૂપ તનિ ધરઈ ।
દાસીસૂં મંડઇ ઘરવાસ એ ત્રણિ આસ જાણિવી નિરાસ ॥ ૧૩૩

નપ ધાસઇ કર પંડુર થાય સજ્જન સવિ દુર્જણ થઈ જાય ।

ગનાં દૈઉિન નીચ સહાય એ.લ જૂય પગાઇ માય ॥ ૧૩૪

ઇમ જૂ રમઇ ન પામઇ ધૈન ફિરઇ દહુ દિશિ ચંચલ મૈન ।
ઙઘ ચોરી હેરિઉ કઇ કપટિં પાપિ પિંડ તે ભરઇ ॥ ૧૩૫

તિહા પ્રાસાદ અછઈ ચામુંડ તેહનઉ મહિમા પુરિ ઉદ્દંડ ।
આશા કરી લોક જે જાઇ તેજન મનવંછિત ફલ પાય ॥ ૧૩૬

સબલુ પ્રત્યય તેહનઉ સુણી દેવદાસ ગિઉ દેવી ભણી ।
બઇ ઉ દૈવિનઇ કરી પ્રણામ નિજ વેદના ચીનવી તામ ॥ ૧૩૭

સુઝ દુખીયાની કરિ તુ સાર તૂ સેવકજન દઇ આધાર ।
રોગ સોગ વ્યાધિનઇ હર૦ તૂ આગથી સંપદ કરઇ ॥ ૧૩૮

તૂ અશેર પીડ રાણી કહિવાય ઊજેણીઇ હરિસિદ્ધી માય ।
કામરૂપિ કામાખ્યા કહી ઉડ્ડીયાણિ મહામાયા રહી ॥ ૧૩૯

અર્બુદ પીઠિ ભરૂયચિ સૈંધવા વલી દામ તાહરાં અભિનવા ।
ઢીલીમંડલિ તું યોગિણી જવાલામુખી જાલંધરિ ધણી ॥ ૧૪૦

તૂ કાશ્મીરિ દેશિ સારદા અર્બુદ ગિરિવાસઈ અર્બુદા ।
તૂ ચામુંડ સુધ્યાચલિ રહી અંબા વિંધ્યાચલિ તૂ કહી ॥ ૧૪૧

તુય ગિરિનારિ અંબિકા વાસ હિંગુલાજ મેરુનિ ગિરિ તાસ ।
હિમાચલિઈ ત્રિશક્તિ તુ માત જાલંધરિ દક્ષિણિ વિખ્યાત ॥ ૧૪૨

જિહાં જિહા જનની તોરા નામ તિહા તિહા સદી માહરુ પ્રણામ ।
વિશ્વતણી તૂ પાલણહારિ મુઝનઈ દુખ પાર ઊતારિ ॥ ૧૪૩

ઈ તુઝ ઊપરિ બંધન ધરુ કરઉ સાર તુ ભોજન કરુ ।
જઉ મુઝનઇ નવિ સાહઇ હાથિ ન કરઈ પ્રેમ કોઇ તુઝ સાથિ ॥ ૧૪૪

ઇમ આડં ધડ માડી રહિઉ વલતુ ઊતર દેવિઈ કહિઉ ।
તાહરઇ પોતઇ ભાયગ નહીં અરે મૂઢ ધન પામઇ કિહીં ॥ ૧૪૫

કર્મ અધિક કેણુઇ ન થવાય તુઝનઇ ધન મઇં કિમ દેવાય ।
કર્મઇં બંધઇ મેલ્યા દેવ કિમ્હઇ ન છૂટા કર્મનિષેવ ॥ ૧૪૬

રવિ પદ રોગી શનિ પાંગુલઉ શુક્ર એક આંખઇ આંધલઉ ।
સહસયોનિ ઇંદ્ર ચંદ્રમા લીઝનવંત નગન પતિ ઉમા ॥ ૧૪૭

લોચન રોગી હરિ ઘનસ્યામ બ્રહ્મા કરઇ પ્રજાપતિ કામ ।
સર્વભખી વહ્નિ ચલ વાયુ મસ્તક રાહુ કામ વિણુ કાય ॥ ૧૪૮

ગ્રહ નક્ષત્ર ભમઇં દિન રાતિ ગમન શૂન્ય કઠિન ગિરિ જાતિ ।
અથિર મેઘ સાગરજલખાર કુટી ધનદ વરુણુ જલધ્યાર ॥ ૧૪૯

એક પાગ યમ વિષમય શેષ રાક્ષસ બરૈતર કુત્સિત વેષ ।
કાઠ કલ્પતરુ મણિ પાષાણુ કામધેનુ પશુ લાછિ અજાણુ ॥ ૧૫૦

કર્ણુ ચરણુ કર વિણુ નાગિંદ કંટક કીધા કેતકિ અરવિંદ ।
અમૃત કુસગી ચંદનિ નાગ જન વિયોગ ગુણી દુખભાગ ॥ ૧૫૧

શકતિ તોતલી ચક્ર છઇં નદી પૃથિવી બુધે અચેતન વદી ।
બલિ હરિચંદ રાવણુ નલ રામ વાસુદેવ યુધિષ્ટર નામ ॥ ૧૫૨

કર્મિં ઇ વિનડયા એમ અનેક પરબ્રહ્મ દૂષણુ વિણુ એક ।
અરે જુયાર વિચારી જોય કેલી કર્મ ન સકઇ કોય ॥ ૧૫૩

દેવદાસ કહઇ દેવી જાણિ એ નિશ્ચય માહરુ મનિ આણિ ।
અથવા મરું તુઝથી વર વરું બિહુ પ્રકાર ત્રીજુ નવિ કરું ॥ ૧૫૪

તુઝથી અણુપામઇં જઉ મરું તુ તુજ મહિમા ન રહઇ થરું ।
નિ પ્રભાવ લોકમાહિ હુઈ બલિ પૂજા તુઝ સેવા ગઈ ॥ ૧૫૫

દેવ થિકી હુઇ દાનવ ક્રૂર તેહથી દુષ્ટ રાક્ષસ છઇ ભૂર ।
રાક્ષસથી અતિક્રૂર વખાણિ ભૂખ્યા નીલજ નર ઇમ જાણિ ॥ ૧૫૬

ઇમ્હઇ મરિવું છઇ એક વાર તુઝ મૂરતિનઈ કરી પ્રહાર ।

નાખૂં દહ દિશિ ચૂરણ કરી હવઇ વાત મઇં એ આદરી ॥ ૧૫૭

દેવીઇં તે જાણ્યુ દુષ્ટ લાજ લોપિસઇ એ પાપિષ્ટ ।
થોડઇ કાજિ ઘણુઉ યશ જાય ઉંદિર કારણિ ગિરિ ટૈકાય ॥ ૧૫૮

મશક જેમ મતંગજ દમઇ શશકિઇં સિંહ નિપાતિઉ જિમ્હઇં ।
છેદઉ લશુન જેમ ગંધ્યાય દુર્જન છેરિઉ દોહિલિઉ થાય ॥ ૧૫૯

નીચ સાથિ નહુ કીજઇ પ્રીતિ તેહસિઉં વઇરિ નાણીઇ ચીંતિ ।
તાતુ અંગારઉ કર દહઇં જઉ શીતલ કરિ કાલિટિ રહઇ ॥ ૧૬૦

મારઇં એહ નહીં યશ લાહ છંડાવીઇ કિસી પરિ ડાહ ।
કાંઇં આપીનઇં સમઝાવીઇં તુ લોકમાંહિ રૂડઇં ભાવીઇ ॥ ૧૬૧

વીધન સાત ઇમ વદતાં થઇં ઇક દિન દેવી પ્રત્યક્ષિ હુઇં ।
ધન વિણ કાંઇં વિચારી માગિ આપુ જિમ તું મારગિ લાગિ ॥ ૧૬૨

હડ મોટાં સઉ નવિ કીજઇ હર્ષઇ આપઇ તે લીજઇં ।
તે જૂયાર વિમાસઇ ઇંસિઉ દેવી કહઇ હિવઇં યાચિઉ કિસિઉ ॥ ૧૬૩

ચિત્તિ વિચારી માગિઉ એમ ચિંતિઉ રૂપ થાઇં મુઝ જેમ ।
આપુ વર એહવઉ મુઝ માય જીવૂં સુખઇં તે તુજ્ઝ પસાય ॥ ૧૬૪

આપિઉ વર તસ દીધી વાચ ચિંતિત રૂપ હસઇ તુઝ સાચ ।
પય લગ્ગી પુહુતુ જિહાં ઠામ માંડિઉ કરિવા પહિલુ કામ ॥ ૧૬૫

જોઇ લાગ પુરમાંહિ ધૂતિવા કરઇ ઉપાય ઘરિઘરિં પઇસિવા ।
દીહ રાતિ એણુઇ ચેજઇ રહઇ સવિ પઇસાર નગરના લહઇ ॥ ૧૬૬

તિહાં વ્યવહારી વાસઇં ઘણા કોટિધ્વજ મંદિર તેહતણા ।
તેહ માંહિ જે શંકર સાહ સૂંબ સવિહું માંહિ ઊભિરૂ બાહ ॥ ૧૬૭

જલવટિ થલવટિ તસ વ્યાપાર દેસિ વિદેસિ ઘણુ વ્યવહાર ।
કરઇ વિણજ ચલાવઇ ભાર આણુઇ વસ્તુ વેચઇ જે સાર ॥ ૧૬૮

હાટિ વધારિ ઘણા વાણુઉત્ર ધન ભંડાર ધ્યાન્ય પશુ મિત્ર ।
સુજન કુટંબ ઘણઉ પરિવાર દ્રવ્ય તણઉ નવિ લાભઇ પાર ॥ ૧૬૯

અપલક્ષણ અંગિ મોટઉ એક ધર્મ તણઉ ધરિ નહીં વિવેક ।
યતી સતી કો નાવઈ બારિ પુણ્ય કર્મ મૂકિઉં વીસારિ ॥ ૧૭૦

વાર પર્વ વિપ્ર પરહુણા કહીંઇ ધરિ નાવઈ તસતણા ।
ધર્મ અર્થ કાજિઇ જન મિલઇ યાચક જંગમ દેષઇ ટલઈ ॥ ૧૭૧

નાટક કાવ્ય રાગ રસ ગીતિ તે અમૃત ઉત્તમ નઈ ચીંતિ ।
દાન તણા ભય માટઈ એહ ખગ્ગ ઘાય સુંબહ શિરિ તેહ ॥ ૧૭૨

કૃપણ બારિ અન્નનાં સીથ દેખી કંપિઉ કાક અતીથ ।
સહી મુઝ ગ્રહિવા મંડિઉ પાસ કૃપણ તણઉ કઈ હુઉ વિણાસ ॥ ૧૭૩

દેતાં બીહની દાતા થિકી લિખિમી સૂંબ પાસિ જઈ લુકી ।
કાઢી ન દિઉ શરણથી તુજ્ઝ જો યમરાય ન મારઇ મુજ્ઝ ॥ ૧૭૪

કીડી દરિ સાંચઈ કણમાલ માખી ભરઇ મધુનૂં મહુઆલ ।
મેલી મૂકઇ કૃપણ ભંડાર તાસ અનેરા વિલસણહાર ॥ ૧૭૫

લાછિ સૂરવરિ રંડા થાય ભોગિ દાતા ધરિ ચૂંથાય ।
વિદ્યા તિહાં સુખિથી ટલઇ પુત્રી પરઇ કૃપણ સૂં મિલઈ ॥ ૧૭૬

દાતાની સ્ત્રી લિખિમી સહી ભોગી ધરિ માતા પરિ રહી ।
ભગિની વ્યવહારિ ઘરિ જાણિ કૃપણ સુતા લિખિમી નિરવાણિ ॥ ૧૭૭

એહવઉ સૂંબ જવ સાહમઉ મિલઈ તે દેખી લોક પાછઉ વલઇ ।
લેતાં નામ ભુંઈ કુટઇ પાય બીહતું કોઈ બારિ નવિ જાઈ ॥ ૧૭૮

કો એક દિઈ દેતુ સાંભળઇ ઊડઇ નીંદ ઉદર ખલભલઈ ।
આમિત્રણિ વીવાઈ ન જાઇ બપ્પડઉ રહઇ ઘર અંગણ માંહિ ॥ ૧૭૯
નીચવેષ પહિરીનઈ ફિરઈ મિલઇ ચ્યાર તિહાં ગતિ નવિ કરઈ ।

ઘરિ સ્ત્રી નબિણુ પુત્ર છઇ બાન પેષિઈ પડઇ આષઇ તસ ઝાલ ॥ ૧૮૦

વારૂ વસ્ત્ર પહિરવા ન દેય કાગ કાદિરા જિમઈ ઘરિતેય ।
બીહતી સ્ત્રી નકરઇ શૃંગાર લેઈ લાકડ બઈસઈ ઘર બારિ ॥ ૧૮૧

મિત્ર ન ખાઇ કૃપણહ ધન્ન ન લહઇ પાન ગુણી તસુ અન્ન ।
નાવઇ બંધવ યાચક કાજિ ઝૂરી અગનિ ચોર લઇ ગજિ ॥ ૧૮૨

એકવાર તે નગર મઝારિ હુઈ ઉત્સવ ઘર ઘર બારિ ।
વિવાહ મેરી ધજ એક કરઇ તે પશ્ચમઈ જાન જોતરઇ ॥ ૧૮૩

મોટા વ્યવહારી નુહતરિયા રથતુરગ પાયક સજ કરિયા ।
તિહા તેડાવ્યા શકર સાહ મજર થાઉ જાવા વીવાહ ॥ ૧૮૪

તે કહઇ બાહિરિ નવિ નીસરૂ પૂઠિઇ ઘર વિણસઇ કિમ કરુ ।
સજ્જન સવિ વિનવીનઇ હાથિ મનાવિઉ આવેવઉ સાથિ ॥ ૧૮૫

જાનઉ શંકરનઇ નવિ ગમઈ સગાં મિત્ર મિલીનઇ દમઇ ।
અણગમતઇ તેડી ચાલિયા પશ્ચિમ દિશિઇ જાન લેઈ ગયા । ૧૮૬

ઘણે દિવસિ ઘરિ લાધઉ લાગ સ્નાન શિણગાર ધરઇ અંગિ રાગ ।
રાધઈ સાલિ દાલિ ઘૃત ઘોલ પહિરિઈ ચીર રચઇ રગ રોલ ॥ ૧૮૭

તે દેષઇ દેવદાસ જૂયાર શંકર સાહઇ કરિઉ વિહાર ।
તવ દેવી સમરી ચામુંડ લીધઉ શંકરરૂપ અખંડ ॥ ૧૮૮

હાથ પાય માથઇ પાઘડી ઉઢી પિતાની પછેવડી ।
પૂધઉ હાથિ ધરી લાકડી પઈઠઉ નગરિ મીઠિ વાંકડી ॥ ૧૮૯

પૂસર ડાઢી પૂપૂ કરઈ નીચઇ શરિ ચુહટઈ સંચરઇ ।
પૂછઇ નયર લોકનઉ સાથ કિમ મૂકિઉ જાનનઉ સંગાત ॥ ૧૯૦

આડા સકુન માટિ હૂ વલિઉ વર ચિતાઇ અતિ આકુલઉ ।
જોયુ વિમાસીનઇ બહુપરિ ચાલિઉ નહી આવિઉ હૂ ઘરે ॥ ૧૯૧

લોક કહઇ એ કિમ નીસરઇ  એહનઇ ધન ઘર કિમ વીસરઈ ।
પાછઉ જઉ આવઇ ઘરમાંહિ  તુ એહનઉં મન આવિઇ ઠાહિ ॥ ૧૯૨

ઇમ કહિતાં ઘરિ આવિઉ ધસી દેખી સવિ નારી ધસમસી ।
નાખઈ ચીર ઊતારઇ હાર ઢાંકઇ અન્ન નીપનાં સાર ॥ ૧૯૩

મંદિરમાંહિઇ પઈઠઉ જામ દેખઇ રિદ્ધિ ભરિઉં ઘર તામ ।
માણિક મોતી હીરા સાર સોવન રૂપ તણઉ નહીં પાર ॥ ૧૯૪

સપત ભૂમિ ગૃહ હય રથ સાર ગોકુલ દાસી અન્ન ભંડાર ।
તવ સ્રીનઇ કહઈ ડીકર સાહ કાં ના સઉ લિખિમી લિઉ લાહ ॥ ૧૯૫

હવઈ મ બીહઉ મુઝથી તુમ્હે ખાત પીયંત ન વારું અમ્હે ।
લિઉ સુસ્વાદ સાર શૃંગાર કરુ પકવાન્ન અન્ન જે સાર ॥ ૧૯૬

દિઉ દુક્ખીનઈ ભોજન ધન્ન કરઉ પુણ્ય દાન એક મન્ન ।
મુઝ ઊપનઉ આજ વઇરાગ કરિવા ધર્મતણઉ છઇ લાગ ॥ ૧૯૭

જાનમાંહિ વ્યવહારી વૃંદ ખાઇ પીઇ કરઇ આનંદ ।
વિલસઈ લાછિ ભોગ ભોગવઇ નિત ઉત્સાહ કુટુંબ જોગવઇ ॥ ૧૯૮

જાઈ તવ મનિ એહવઉં ચીંતવિઉં આવઇ જનમ સર્વ નીગમિઉં ।
સાચિઉ ધન નવિ આવઈ સાથિ સરઇ પછતાવઉ દાસે હાથિ ॥ ૧૯૯

પાછઉં વલી તિઉં ઘરધનશાહ મનિ ઊપનઉ એહવઉ ઉછાહ ।
ઘડી પીયારી પરવશિ દેહ કોધઈ વિલંબિ પડઇ અતિ છેહ ॥ ૨૦૦

જઉ દીજઇ તઉ લહીઈ ઘણુઉં જે રહઈ તે ધન નહીં આપણઉં ।
આગઇ વડા વડેગ હૂયા સવિ સંયોગ મેહલી મુઆ ॥ ૨૦૧

એ સંસાર મઈ લહિઉ અસાર દેહ હુઇ કૃમિ વિષ્ટા છાર ।
જાઈ છતાં ધન આપણઉં પિંડ પડિઇં સૂં કહિવું ઘણઉં ॥ ૨૦૨

સત્રૂકાર કરૂ ઉપકાર દેઉળ નિવાણ પર્વ ઉદ્ધાર ।

અભયદાન દીનહીતકરુ હિવઇ પુણ્ય પોતઇ ઇમ ભરુ ॥ ૨૦૩

ઘરની નારિ ન માનઇ વાત એહનઇ પુણ્ય તણી સી ખ્યાત ।
ટલિઉ કુંભ એનિઉ કિસિઉ કરઇ પારકું જોઈ અતિ હસિઉ ॥ ૨૦૪

નિંબ વૃક્ષ જો મધુરુ થાય વાયસ કોકિલ સ્વર જઉ ગાય ।
જઉ સીયાલ સિંહ ગુણ ધરઈ જઉ વૃંદ પુરુષાતન કરઇ ॥ ૨૦૫

જઉ ટિટ્ટન હંસ ગતિ હોઈ શ્રાવક ચિત્ત વ્યાઘ્ર જ જોઈ ।
વિષધર મુખિ અમૃત નિશ્વાસ લસુન આપણઉ મૂકઇ વાસ ॥ ૨૦૬

ઇમ દુર્જન પ્રકૃતિ નવિ ટલઇ જઉ અનેક સાધુ સિઉં મિલઇ ।
ચંદનસંગિ નિર્વિષ નહી નાગ તિમ પાપી ઉત્તમ મતિભાગ ॥ ૨૦૭

જઉ દુષ્ટનઇ શ્રેષ્ટ મતિ થાય ઉત્તમ પાપબુદ્ધિ ઊપાય ।
એહનઇ અવગુણ જાણિવઉ પ્રકૃતિ પાલટઉ મનિ આણિવઉ ॥ ૨૦૮

સુદઇ ભલઉ નવિ માનઇ નારિ તુ ભોજન માગઇ તેણી વારિ ।
જિમવા બઇઠઉ પ્રીસિઉ અન્ન કુલરુ કોદ્રિ દીધા ભિન્ન ॥ ૨૦૯

ભાજ્યા ઊરી ભાજન થાલ સોના ખૂસટિ રોડ્યા ગાન ।
કહિઉ કંઠ માહરૂ નવિ સરુ અમૃત ભોજન હઈ તે ધરુ ॥ ૨૧૦

સ્ત્રીએ જાણી અસંભમ વાત માની પતિ પલટાણી ખ્યત ।
તેણઇ જેહ કહિઉ તે કરિઉ ઘરથી કૃપણપણઉ નીસરિઉ ॥ ૨૧૧

તવ સ્ત્રી સરઇ ચમ્મ શૃંગાર ભોજન શાક અન્ન જે સાર ।
એવઉ દેવઉ સુજન સંતોષ માડિઉ સ્વજન ન્યાતિનુ પોષ ॥ ૨૧૨

અનેક દાન દિઇ સત્કાર મોટા સરિસિઉ મિત્રાચાર ।
રાય તણા જે હતા પ્રધાન તેડી ઘરિ દીધા બહુ માન ॥ ૨૧૩

રાજ વર્ગ સવિ આપણઉ કીઉ જે જેહનઇ જોઇઇ તે દીઉ ।
મિત્ર વાણત્ર આપ વશિતીઆ બહુ પસાઉ તેહનઇ તે દીઆ ॥ ૨૧૪

દીન દુખી જે પર આપણા આપ્યા અરથ તેહનઇ ઘણા ।
કેડી કાપડી યોગી યતી આપ૦ વસ્ત્ર પાન ગુણવતી ॥ ૨૧૫

વ્રતધારી યાચક જનપાન ધનહેતુ નવિ ગણઇ કુપાન ।
કૃપણ ટલી (નઇ) મહાદાતાર સારઇ નયરિ હૌઉ જયજયકાર ॥ ૨૧૬

ઘર શ્રી સુતનઇ સુખયોગ આપઇ નિત નવનવા ભોગ ।
દાગિ પોલીઆ સીખ તેહનઇં પૂછિયા વિના મ મૂકિ કેહનઇ ॥ ૨૧૭

રાજ ભવનિ મિલવાનઇ ગયુ તિહાં પરિચઉ આપવશિ કીઉ ।
બાંહ બેહુ રત્ન સિઉ ભરી નૃપતિનઇ ભેટિ તે કરી ॥ ૨૧૮

રંજિઉ રાજા દીઇ પસાય રાજ્યોક્તિ વીનવિઉ રાય ।
એ વ્યવહારી સમવી જોડ એહથિ ગાજિ આવઇ નિત કેડિ ॥ ૨૧૯

સારી સભામાંહિ માનીઉ દેઇ પસાય વડુ તે કીઉ ।
પંચ શબ્દ નાદ ગાજ તઇ ઘરિ પુહુચાડિઉ સહૂ પેખતઇં ॥ ૨૨૦

જે જે અધિકારી પુરિ કાહિ વડા મંતોષઇં ઘરમાહિ ।
કેહનઇ વૃષભ તુરંગમ ધન વસ્તુ અપૂરવ દિઇ કિસ અન્ન ॥ ૨૨૧

ઇમ લખિમી વિલસઇ નિતઘણી માનઇં લાજ લોક તેહતણી ।
આવઇં કાજિ સહૂ તેહભણી કરઇં ભનુ ભનુ યશ સુણી ॥ ૨૨૨

દાતા પ્રીતિ કરઇં તતખય સુજલ શમાવઇ તૃષા કરાલ ।
નિદ્રા તતખિણિ આણઇ સુખ સઘ સ્ત્રી ટાનઇં મનદુઃખ ॥ ૨૨૩

ઇમ વિલસિતા હૌયા બિ માસ શંકરનઇં મનિ પુહચઇ આશ ।
ગઇં જાન તે પાછી વલી સહૂ સજ્જન સાથૂ ગિઉ મિલી ॥ ૨૨૪

મિલ્યા મહાજન માહોમાહિ વિપરવેશક તેણઇં કાહિ ।
દીઠઉ તિમ લોકે ઇમ કહિઉ પૂર્વરૂપ શંકર કિમ ગ્રહિઉ ॥ ૨૨૫

કહઇ જાનીયા એ અમ્હ સાથિ હતા આવ્યા પાછા સંઘાતિ ।

નગર વણિક વિમાસઈ વાત એ તાં મોટઉ થિઉ ઉપાત ॥ ૨૨૬
શંકર સાહ ઘેર તે અછઇ તે મોટઉ બીજા સહૂ પછઇ ।
હવણાં અહ્મે આવ્યા તિહાં થિકી તુહ્મો રહિયા એહવઉં સિઉં બકી ॥ ૨૨૭

સહૂ કો આવિઉં નગરમઝારિ જૂનઉ શંકર ગિઉ ઘરિબારિ ।
જવ પોલઈ લાગઉ પઇસવા દેઈ લાઠી ન દીઉ બઈસિવા ॥ ૨૨૮

પાડી પોક તેણઇ બાહિર રહી જોવા લોક આવ્યા તિહાં વહી ।
શંકર નવઉ તે આવિઉ ત્યાંહ હાકી કાઢિઉ સાહી બાંહ ॥ ૨૨૯

ઘરના ધણી થયા તવ ચોર જિમ વેશ્યા ધન ધૂત કઠોર ।
મીંકડ નાચિઉં યોગી ખાઇ પ્રાયશ્ચિત્તિ પાપીધન જાઇ ॥ ૨૩૦

જૂનઉ શંકર બૂંબ પાડતું રાવ કરઇ સઘલઇ હાડતું ।
લોકે સીખ તેહનઇ કહી નૃપ વિણ ન્યાય ન પામઈ સહી ॥ ૨૩૧

દિન બિચારિ ઇમિ કરતાં ગયા સગા મિત્ર કો ન કરઇ દયા ।
ઊપરા જન નિરતી તેહ તણી પાસઇ નાવઈ સગપણ ભણી ॥ ૨૩૨

રાઉલિ મિલવાનઇ સજ થયુ ભેટિઇ બોર સુંડલઉ લીઉ ।
રાઉ પોલિ જઈ કરિઉ પોકાર હવઇ કરઉ કોઈ માહરી વાહર ॥ ૨૩૩

સભા પૂરિ બઈઠઉ જિહાં રાય મેહલી ભેટિ દરૂઇ તવ થાય ।
હસઈ લોક અરે તૂં મૂઢ રાય આગ લઈ બોરસ્યાં બૂઢ ॥ ૨૩૪

દેખી ભેટિ રાય તવ હસિઉ એહનઇ પૂછઉ ઝગડુ કિસિઉ ।
પૂછઇ પ્રધાન કહિરે સ કાજ તે બોલિઉ મૂકીનઇ લાજ ॥ ૨૩૫

ધૂતારુ પઇઠઉ મુઝ ઘરે લખિમી કલુલઇ નવ નવ પરે ।
માસ એયહૂ જાનિઇ ગયુ તવ ચોરઇ પઇસારુ કીઉ ॥ ૨૩૬

હૂં પાજઉ આવિઉ ઘરબારિ દેઈ ગલહ૨૭ કાઢી–ઉઆરિ ।
તિહાં પઇસિવા ન દિઇ કોય રહિઉ શિર કૂટિ ઇમ રોય ॥ ૨૩૭

પાપીનઇ જે નિગ્રહ કરઇ સાધુ પ્રજા મુનિનઇ ઉદ્ધરઈ ।
અનાથ દીન ભયાકુલ હોઇ એહની સાર કરઇ નૃપ જોય ॥ ૨૩૮

જલદ જેમ જીવન ગતિ ગ્રહી નીરધિ નદી તણી ગતિ કહી ।
ભર્ત્તા નારી ગતિ મનિઆણિ રાજા સવિહું તણી ગતિ જાણિ ॥ ૨૩૯

હિવ મહારાય માહરી સાર કરુ ધૂત કાઢી દિઉ માર ।
હિવઇ ઘરનુ સ્વામી મુઝ કરુ એ પાપીનઈ કાઢઉ પહરુ ॥ ૨૪૦

પૂછઈ રાય તે કુણુ છઇ પૂત કન્હ રાવ જસ કેહ પૂત ।
મંત્રી કહઇ હિવઇ કરુ ઉપાય તેહનઈ પૂછઇ તૂ કુણ ભાય ॥ ૨૪૧

તે બોલઇ હૂં શીકર સાહ કોટી ધજ વ્યવહારી માહિ ।
મહાકૃપણ ધન એકઠઉ કરુ પોટ પ્રાણ ન દ્રામ વાવરું ॥ ૨૪૨

નગર લોક સહૂ જાણઈ મુજઝ રાવ કરુ નવિ ચીલઇ મુજઝ ।
તઉ રાજા મંત્રીનઇ કહઈ કરુ ન્યાય અહનઉ એ લહઇ ॥ ૨૪૩

તેહનઈ રાય તેડૂ મોકલઇ વલતુ મંત્રી ઈમ વીનવઇ ।
સ્વામી કાંઈ ન જાણઉ સાહુ કીધી ભેટિ રત્ન ભરિ બાહુ ॥ ૨૪૪

સુણી રાય વાત તે હસિઉ મહાંત તેહ સિઉ ઝગડઉ કિસિઉ ।
દુહિ તેડાવુ જિમ પૂછીઇ ચોર સાહ વિગતિ કીજીઇ ॥ ૨૪૫

પ્રધાન સાહ તેડઈ મોકલ્યા પુહતા ઘરિ શીકરનઈ મિલ્યા ।
આસન દેઈ દીધાં માન આપ્યા હેમવસ્ત્ર ફલપાન ॥ ૨૪૬

તેણે વાત વિનય સૂ કરી રાઈ તેડઈ મિલવા હિત ધરી ।
પ્રછન્ન રૈભ્ય જણાવી વાત સાહ તેડાવઇ નિજ સંધાન ॥ ૨૪૭

જૂના નવા મિત્ર વાણુઉત્ર આવ્યા મિલી સાતસઈ તત્ર ।
સાહઇ રત્ન બાંહ બે ભરી મિલવા સબલ સજાઈ કરી ॥ ૨૪૮

રાજભુવનિ ચાલ્યા જેતલઇ મહાજન સાથિ સહૂ તેતલઇ ।

મિલિઉ જાઈ જુહારિઉ રાય રત્નરેડ કુંગિયા નૃપ પાયિ ॥ ૨૪૯
અતિ આડંબર દેખી રાય સઈ હથિઈ દીઉ પસાય ।
આવકાર મહાજનનઇ દીઉ શંકરનઇ કુશલ પૂછીઉ ॥ ૨૫૦

રત્ન આપણાં દેખી સેઠિ રોસઈ કરી રાતડી દેહિ ।
ધૂર્ત શંકર પેખિઉ જામ લાગઉ પેટ કૂટિવા તામ ॥ ૨૫૧

વારિઉ લોકે પણિ નવિ રહઇ મોટઉ સાથ દીઠઉ તે દહઈ ।
આગલિ બઇઠઉ શંકર સાહ પૂછઇ રાય લેવાનઇ માહ ॥ ૨૫૨

કહુ શંકરજી આ કિમ કહઇ એ ધન ઘર મુઝ સહૂકો લહઇ ।
સાથઇ જાનતણઇ એ હતુ આવી રાજ આગલિ થિઉ છતુ ॥ ૨૫૩

નવઉ સાહ રાય પ્રતિ વદઈ સ્વામી ચતુર સભા સહુ હદઇ ।
એનડ વાત અસમઝઇ જાય જેહનઉ આરુ દેશ સપાય ॥ ૨૫૪

પુત્ર કલત્ર મિત્ર પરિવાર કુટુંબ પડોસી સેવક સાર ।
સહુ મહાજન જાણઇ જેહ હાથ પાયના લક્ષણ દેહ ॥ ૨૫૫

સજ્જન સગા કરઇ વ્યવહાર વાણુઉત્ર ઠામિ ઠામિ વખારિ ।
કો એક રાક સરીખઉ એહ કરી પોકાર ધણી હુઇ તેહ ॥ ૨૫૬

પૂછિયા મંત્રિ રાયના લોક પોકારઇ એ સાચઉ ફોક ।
અહ્મે ઊનખૂ આ વરધણી બહારઉ વાત કરઇ તુહ્મ ભણી ॥ ૨૫૭

તેડિયા વણિગનઈ વ્યવહારીયા તે કહઈ લક્ષણરૂપ પરખીયા ।
અંતર ન જણાઈ એહ સ્વામિ છઇ દાતા સૂંબનઇ વિગમિ ॥ ૨૫૮

રાય ભણઇ વઇરાગ જ થાઇ સારહઈ પુરુષ પ્રકૃતિ પલટાઇ ।
એહ વાતનઉ મરણ કિસિઉ સહૂકો દાતારઈ વીસ સિઉ ॥ ૨૫૯

નૃપ કહઇ પુત્ર કલત્ર તેડીઇ એહ તેહ એકત્ર જોડીઈ ।
પિતાદિત ઉલખસઈ તેહ શુદ્ધ પારખૂ લાભઇ જેહ ॥ ૨૬૦

તે પરીયચિ ઑતિગ તેડીયા દાતા સૂંબ એકઠા કીયા ।
કહુ બિહુ માંહિ તુમ્હારુ ધણી સવિ નીસરઇ વાત આફણી ॥ ૨૬

વલ્લભ દાતા સવિકેહતણુઇ તૃણવત સહૂ કૃપણનઇ ગણુઇ ।
સાચઉ,રાઉ આગલિજે સાહ બીજઉ મેહલઉ જલપરવાહિ ॥ ૨૬

સ્ત્રીએ કહિઉ એહવઉ જામ કૃપણુઇ શિર કૂટિઉ કરિ તામ ।
કહૂં પ્રધાન સિઉં કરિવઉં ઘટઇ સૂંબથિકો સહૂઇ ઊહટઇ ॥ ૨૬

દાતા નચિંત અછઇ મનમાંહિં તલપઇ કૃપણુ આકુલઉ થાય ।
પેષઇ રાજા અચિરજ ઘણું ટલઇ વિગોણઉં કિમ એહતણઉ ॥ ૨૬

મૈત્રી કહઇ એક પરિ અછઇ સાચઉં કરિવા હીંડઉ પછઇ ।
આણુઉ પાણીનુ ભિંગાર જિમ કાઢીઇ એહનઉ પાર ॥ ૨૬

તવ લોટઉ લેઇ આગલિ ધરિઉ આમાંહિઇં પઇસી નીસરઉ ।
વેગિ નીકલઇ ના લૂઇ જેહ ઘરનઉ ધણી કીજઇ તેહ ॥ ૨૬

સવિ કેપે તે પરઠિઉં સાચ કહિઇ રાય પિતા મુઝ વાચ ।
બિહુ માહિ રષે કોઈ મનિ બીહિઇ એ કૌતુક જાણિઉં જોઇઇ ॥ ૨૬૭

ભલઉં સ્વામિ એ વચન પ્રમાણિ કરવી વાચ સાચ નિરવાણિ ।
વસ્ત્ર ઊતારિ શક્તિ જપ કરિઉ મસકરૂપિ પઇસી નીસરિઉ ॥ ૨૬૮

ચમત્કરિઉ રાજા તવ ચીંત સૂંબ હતુ તે થિઉ ભયભીત ।
કહિઇ રાજા પઇસી નીસરઉ જઉ ઘર ધન કુવા ખપ કરુ ॥ ૨૬૯

તવ તે વદન વિકાસી રહિઉ માહિજ નવિ પઇસઇ બહુ કહિઉ ।
રાય કહઇ તુ નહી ઘરધણી શિર કૂટિઉ વયણુ તે સુણી ॥ ૨૭૦

કહુ પ્રધાન ચોર કુણ સાહ આડંબરી પઇઠઉ જે માહિ ।
એહ ચોર જાણેવઉ તુમ્હે રાજન કહુઇ કરુ તે અમ્હે ॥ ૨૭૧

તેડી ધૂત કાનમાંહિ કહિઉં જે તેં કરિઉ તે સવિ સાંસ હિઉ ।

અહ્મે દીધઉ જે તુઝનઈ બોલ તે નિજ થાનકિ જઈ કરિ કલ્લોલ ॥ ૨૭૨

તેડિઉ કૃપણ ગઇ કાંહ મૂઢ વણુઉ લોભ કરઈ કાં ખૂઢ ।
હવઇ તાહરઇ ધરિ તૂં જાઇ કરે પુણ્ય જિમ વિઘન ન થાઇ ॥ ૨૭૩

તવ બોલિઉ શંકર દાતાર સુણિ હો કૃપણ કહુ મતિસર ।
એ ધન દેજે ખાજે સહી એ તુઝનઇ સીખમઇં કહી ॥ ૨૭૪

શ્લો । દાતવ્યં ભોક્તવ્યં સતિ વિભવે સંચયો ન કર્તવ્યઃ ।
ત્વં સંચય કરિષ્યસિ પુન રેષ્યામિ શંકર. ॥ ૨૭૫

સુ । જઉ ધન એ ભોગવિસુ નહીં નહીં દિઉ પાત્રઇ અવસર લહી ।
તુ જાણિયો પાસ છઉ અહ્મે સવિ દેખતા સુણેવુ તુહ્મે ॥ ૨૭૬

હસી રાય દાતાનઇ કહઇ હવઇ તુંહ અહ્મ પાસઇં રહઇ ।
લેઈ વરતણુ નિત સેવાવરે એહવઉ કામ અવર મ મ કરે ॥ ૨૭૭

સૂંબ વઉલાવિઉ શંકર સાહ તે ધરિ જઇ ચિંતઇ મનમાં ।
મઇ ધન સાંચિઉ જે બહૂ કાલ મુઝ દેખતા થયુ વિસરાલ ॥ ૨૭૮

હિવઈં હુ લખિમીનઉ લિઉ લાહ પુણ્ય કાજિ કીધઉ ઉત્સાહ ।
દાન ભોગિ વિલસઇ તે વણુઉ સુખી કીઉ કુટુંબ આપણુઉ ॥ ૨૭૯

આડંબરથી રીઝિઉ રાય ધૂરત શંકર દીઉ પસાઉ ।
માનિઉ અભયદાન તસ દીઉ સવિ સેવક માહિ મોટઉ કીઉ ॥ ૨૮૦

રાખ્યા જોઈઇ મોટઇ રાજિ વિચિત્ર પુરુષ તે આવઇ કાજિ ।
ખારા ખાટા તીખા સ્વાદ જિમ ભોજનઇ કરઇ આલ્હાદ ॥ ૨૮૧

તિમ અંમડ આડંબર કરી શાંતિક હોમ જાપ મનિ ધરી ।
દિવસ ત્રણ્ણિ થપ કીધી ખરી વાપી જલ પાયુ કુંયરી ॥ ૨૮૨

તીણુઇં જલઇ છાટિઉ તસ દેહ નારિરૂપ થિઉ નહી સંદેહ ।
સાજી હુઈ સવિ જન દેખતા રંજિઉ રાઉ સુતા પેખતાં ॥ ૨૮૩

હર્ષિઉ લોક સહૂ તવ હૃદઇં નહીં સામાન્ય પુરુષ ઇમિ વદઇ ।
અર્ધ્ધ રાજ રાઉ દિઇવહિંઇ કન્યા રત્નમાલ તે સહિઇ ॥ ૨૮૪

અતિ ઉત્સવિ પાણિગ્રહણુ કીઉ મંત્રિ સુતાઇ તે સવિ લહિઉં ।
તવ રાજલિ દે અંબડ વરઇ વિવાહ વિધિ મંત્રિ તિહાં કરઇ ॥ ૨૮૫

રહિઉ અંબડ કેતલા દીહ વનગાહી વલઇ જિમ સીહ ।
જે આપણઉં સર્વ તે લીધ પૂછી સહૂ પીયાણૂં કીધ ॥ ૨૮૬

કુશલઇં રથ પુરિ આવ્યા તિહાં દિન કેતલે યોગિની જિહાં ।
જઈ ભેટ્યા માતના પાય કર જોડી બઇઠઉ તેણઇ ઠાય ॥ ૨૮૭

રત્નમાલ કન્યાદિક સર્વ આગલિ મૂકઇ ન ધરઇ ગર્વ ।
કૃપા કરી બાહિ તવ ધરિઉ નિજ કરિ તિલકવિભૂતઇં કરિઉ ॥ ૨૮૮
દેઇ સનમાન નગરિ મોકલિઉ લેઈ સીખ નિજ થાનકિ ચલિઉ ।
રાજ ઋદ્ધિ સુખસૂ ભોગવઇ એકાદશ કન્યા ભોગવઇ ॥ ૨૮૯

ભટીખાન નિજગામ પસાય વિદ્યા ભણી ભાનુભટ પાય ।
મિત્ર લાડછ સુણિવા કાજિ વાંચી કથા વિડાલંબી રાજિ ॥ ૨૯૦

કહઇ વાચક મંગલમાણિક્ય અંબડ કથા રસઇં આધિક્ય ।
તે ગુરુકૃપાતણુઉ આદેશ સાતમાંહિ ત્રીજઉ આદેશ ॥ ૨૯૧

ઇતિશ્રી ગોરખયોગિનીદત્ત વર અંબડ કથાનકે તૃતીયાદેશઃ ॥ ૩ ॥

---

# અંબડ વિદ્યાધર રાસ

## ચતુર્થ આદેશ

પત્રં ॥ ૐ નમઃ પરમાત્મને ॥

---

દુ । જિન ભગવંત જપી સદા નમી સરસ્વતિ માય ।
જાસ પસાઇં પામઇ સાધન બહુ ઉપાય ॥ ૧

ગુણસાગર નવિ પાર જસ દીપણુ વિણ જે ચંદ ।
નહીં તાપ ગુરુ સૂર જિમ પ્રણમૂં વિદ્યાવૃંદ ॥ ૨

શ્રી ગુરુરાજકૃપા વિના મતિપ્રકાશ કિમ થાય ।
જિમ દિણયર દર્શન વિના તમસમૂહ નવિ જાય ॥ ૩

ચુ । વલી સમય જોઇનઇ ગયુ ગોરખયોગિનિ આગલિ રહિઉ ।
કૃપા કરીનઇ નિરખિઉ જામ તવ કર જોડી કીઉ પ્રણામ ॥ ૪

વાંસઇ હાથ ધરિઉ તેહનઇ પૂછિઉં કુશલ અછઇ તૂંહનઇ ।
કુશલ મુજઝ તુઝ કરી પસાય દિઉ આદેશ વીનવૂં માય ॥ ૫

વ । વાર ચઉથી વાર ચઉથી યોગિની પાસિ
આવી અંબડ વિનયસૂ નમીય માત આદેશ માગઇ
ચિત્તિ ચમક્કી હર્ષભરિ કહઇ તેહસૂ પ્રેમ આગઇ
નવલખ પટ્ટણિ વણિગ ધરિ બોહિત્થ નામઈં જેહ
નવલક્ખી તિહાં માકડી આણી જોઇઇ તેહ ॥ ૬

ચુ । અંબડ વીર સુણી આદેશ નવલખ પટ્ટણિ તણઇ પ્રદેશિ ।
મહાસજાઇ પરિ તે લેય કાજ કરેવા ચાલિઉ તેહ ॥ ૭

ઘણુઉ પંથ ઉલ્લંઘઇ જામ ગામ નગર પર્વત આરામ ।

જોતુ કૌતુક મારગિ વહઇ વિદ્યા વડિઇ અગમ ગમ લહઇ ॥ ૮
જેહ સમર્થ કિસઉ તસ ભાર વિવસાઈ સિઉ દૂર અપાર ।
વિદ્યાવંતનઈ કિસિઉ વિદેશ મીઠાં બોલાં વયર ન લેશ ॥ ૯

સોવનફૂલિ ફૂલી એ ધરા ત્રિણ્ણુ પુરુષ ચૂંટઇ છઇ પરા ।
એક શૂર નઈ વિદ્યાધણી બોલી જાણઇ જે નર ગુણી ॥ ૧૦

ભોજમાલ અંબડ પૈધાન ઉલિઘી આવિઉ જિહાં રાન ।
તિહાં સુઠીયવન દીઠઉં એક બઈઠઉ અહિવા જીવ અનેક ॥ ૧૧

ઘણુઉ પંથ પાએ નિસ્તરઈ ઘણુ ઘાએ વઈરી જિમ મરઈ ।
શુભ વાઇ કરસણુ નીપજઇ સમુદાઈ સવિ કામ નીપજઇ ॥ ૧૨

મંદ મંદ વન માંહઈ ગયુ વિવિધ વૃક્ષ જોવા રસ થયુ ।
ફિરી જોઇ પેખઇ આગલઇ વકુલ વૃક્ષ કૌતુક તેહ તલઈ ॥ ૧૩

જેહવઉ વીજતણુ ઝબકાર અંગઇં નવયૌવનનઉ ભાર ।
એક વનમાંહિ દીઠી બાલિકા જિમ કરિ દેઇ જાઇ તાલિકા । ૧૪

મોહિઉ અંબડ પૂઠઇ ધ્યાય તિમ વેગઇં સરમાંહિ જાય ।
જોતાં તે અદશ થઈ ગઈ તવ ષઉલઇ સઘલઉ વન રહી । ૧૫

નવિ લાધી જોયંતાં જેહ ચિઉ વિલષઉ વનિફિરતઉ તેહ ॥
દેખઈ વૃક્ષ તેહનઇ કહઇ કુમરીતણી સિદ્ધિ કો લહઈ ॥ ૧૬

હે તરુ નિશ્ચલ છઉ તુહ્મ ઈહીં જાતી દીઠી યુવતી કીહીં ।
તાસ વિયોગિ ગ્રહિઉ હૂં ફિરું દયા કરુ તુ દર્શન કરું ॥ ૧૭

વિકલ કરઇ કલાવંતનઇ પીડઇ પંડિત દમઇ સંતનઇ ।
કાયર કરઈ ધીરનઇ ગ્રાહ્યિ કામદેવ વિષમ મનિ જાણિ ॥ ૧૮

ભગતઈ ચાટુ બોલવઇ નાચ ગીતિ ભ્રાંતિ રોધવઇ ।
બીતિ રોષિ શૂનયન વિલાસિ ઉપાલંભી દૂંકૃતિ ઓપાશ ॥ ૧૯

હાસ્ય ભાવ લજ્જા ભય માટિ અર્દ્ધ કટાક્ષ પેખિઇ ઊફ્રાટિ ।
નીસઇ વચનઇ બંધઇ નારિ લીલાઇંગહઇ મૂકઇ મારિ ॥ ૨૦

સ્ત્રીવિલાસ ગાહાણુરસ કવિની વાણિ રસાલ ।
ન ઉગઇ એ મન કેહના વલી બોલઇ જે બાલ ॥ ૨૧

જે પઢીયા જે પંડીયા જે જગિ ઊપરવટ્ટ ।
તે મહિલાઇ ફિરવિયા જિમ તેરીઇ ઘરટ્ટ ॥ ૨૨

વનભીતરિ ચંપક ભમઇ રુદન કરઇ તેણઇ દુક્ખિ ।
દોહિ લઈ દીહાડા ગમઇ સ્ત્રી સ્ત્રી ભાખઇ મુક્ખિ ॥ ૨૩

સ્ત્રી દીઠઇ મુન મોહીઇ કિમ વેધીઇ ન વિનાસિ ।
વાગુરિ હરિણુ ઝમકડીઇ કેમ ન પડીઇ પાસિ ॥ ૨૪

સઘ પ્રીતિ દાતા કરઇ વેગઇ જલ ત્રસ થાઇ ।
શીઘ્ર સૌખ્ય નિદ્રા દીઇ તિમ સ્ત્રી મન હરિ જાઇ ॥ ૨૫

સમલી ચોરી સ્ત્રીતણી સૂંમ ન બાહરિ જેહ ।
આપોપઇં અળગી રહઇ જન દેખત મન તેહ । ૨૬

જઉ ચકોરનેત્રા અછઇ મુઝ સ્વર્ગિઇ સ્યૂં કાજ ।
જઉ ઘરિ નહી તે વલ્લભા તુ સ્વર્ગિઇ સ્યૂં કાજ ॥ ૨૭

ચુ । અચિંત ફૂલ બહૂ તેતલઇ કો એક આવિઉ તે તરુ તલઇ ।
આગલિ ફૂલ મૂકી પય નમઇ ચંપક પ્રતઈ વાત વીનવઇ ॥ ૨૮

હે ચંપક આવિ તુય સાથિ અમરાવતી તેડઇ મુઝ હાથિ ।
તુઝ દેખિવા રોમંચિત કાય ચંપક જાણિ ઉનટ મનિ થાય ॥ ૨૯

આજ શકુન સુઝનઇ એ હુઆ ચંપકમાલ ભેટિ ફૂલ મિલ્યા ।
મનિ ચંછિઉ તેહઉ તતકાલ પ્રીતઇ પેટ ભરિઉ સમમાલ ॥ ૩૦

ચંપક મનસિઉ ચિંતઇ હસિઉ ચંપક વિપ્ર ચરિત થિઉ જિસઉ ।

પુરુષતણુઉં જાગઇ જવ ભાગ્ય તવ અણચિંતિઉં ટલઇ અભાગ્ય ॥ ૩૧

કુણુ ચંપક વિપ્ર કહાં હૂઉ કવિ કહઇ જન કૌતુક તસ જૂઉ ।
નંદગામિ તે ચંપક વસઇ ચ પૂપ્રિયા ક્રોધિઇં ઉલ્હસઇ ॥ ૩૨

ધરિ દરિદ્ર નઇ દયિતા ક્રૂર રૂઠી રૂંપડ પુત્રી પૂર ।
વિરૂઈ મનસા જલિ સીંચાઇ પાતક તરુયરિ એ ફલ થાય ॥ ૩૩

દારિદ એ ગુણ રાજા આગિ યાચક ચોર નહીં ભય માગિ ।
ખાધઉ સર્વ જરઇ નહીં રોગ વરસવીયાઇણિ ધરિ સ્ત્રીયોગ ॥ ૩૪

યતી સતી સગાં નહીં બારિ વાર પર્વ ન કરઇ ઘરનારિ ।
પાંચ સાત ગામિ નિત ફિરઇ લ્યાવઇ અન્ન ઉદર તુ ભરઇ ॥ ૩૫

નિરાધાર કો ન કરઇ સાર જઉ કણુસ્યા વઇ નહીં કિન્હ'ર ।
તુ સ્ત્રી છોરુ ભૂખ્યાં રહિઇં સાત કુટુંબ ભાવઠિ ઇમ સહઇ ॥ ૩૬

તેહનઇ યતી મિલિઉ એકદા તેહ પૂછિઉ મુઝ કંઇ આપદા ।
યતીઇં કહિઉ કર્મનઉ વિપાક સાંભલિ સાચરે વિપ્ર વરાક ॥ ૩૭

પહિલઇ ભવિ તઇં ન કરિઉ પુણ્ય આણુઇ દુખીઉ તેણિ અધન્ય ।
આંહાં નહીં પુણ્ય આવનઇ દુખી ત્રિયડઇ વિણુકા જોઇ પારખી ॥ ૩૮

સુણી એમ ધન કાજઇ ઇચ્છિઉ ચિનઇ વિદેસિ જાઉં આહા કિસિઉં ।
છાનઉ નિશાં સજ્જાઈ કરઇ દીપક તેલિ કુપાનહ ભરઇ ॥ ૩૯

તવ વાસઈં દીઠઉ નર એક તેહઇ તેહ દઇ પય તણિ ઠેક ।
પૂછઇ ચંપક તુહ્મ કુણ બાપ પયિ ચાલિવા કરુ સમુદાય ॥ ૪૦

તે કહઇ દરિદ્ર હૂં તુઝ સહાય જિહાં તૂં તિહાં માહરૂ ઠાય ।
આગઇ કહીં ને દીઠા તુહ્મે જુબાઈપણિ ન મિલ્યા અહ્મે ॥ ૪૧

કહઇ દરિદ્ર ન તુહ્મે દેતા પણિ અન્ને તુહ્મ મીંટઈ રાતા ।
બાઈ તે ઘર ચિંતા કરઈ અજ્જું આણી મંદિરિ ભરઇ ॥ ૪૨

તુહ્મ ચરણનુ એ મહિમાય જિહાં જાઉ તિહાં ફેડઉ દાય ।
કરૂ વીનતી દરિદ્ર સુણિ ભાય અહ્મે ચાલૂં તુહ્મે રહુઉ સમાય ॥ ૪૩

વલતુ દરિદ્ર કહઇ તસ વાત તાહરુ કિમ મૂકું સંઘાત ।
જોવા દેશ વિદેશ તુંહ સજ થાય ગીગા સિંધુ ઉવેધી જાય ॥ ૪૪

ગિરિ ઊતરઈ સમુદ્રનઈં પારિ હુ તુઝ પુઠિ રહુંનવિ હારિ ।
તૂં ઇમ અસન થયુ ઉચ્ચરઈ ક્રિસિઉં પડ વજિઉં ધીર પરિહરઈ ॥ ૪૫

મઈં ધરિઉ બાંહિ તુઝ મૂકું કેમ જો આપણુ જીવુ તાં એમ ।
જિમ કપાલ વિલગૂં દશનઈં તે મૂકિઉં જાઇ કે કન્હઈ ॥ ૪૬

તઉ ઘર છંડિ ચાલઇ નિવાણિ તુ ચિહુ ડગને હુ આગલિ જાણિ ।
ચિંતઇ વિપ્ર એ ન મેહલઇ કેડિ સિઉં વિદેશ ધરિ રહઈ નીમેડ ॥ ૪૭

તે એક વાર બહુ ગામે ભમિઉ પામિઉ થોડુ ભૂખઇ દમિઉ ।
મુઉડઉ આવિઉ ઘરની નારિ કરિવા લાગી કલહ તિહારિ ॥ ૪૮

ઘરના બાલક રોઈ ઘણુઉ ભૂખઇ શિર કૂટઇ આપણુઉ ।
કહઇ નારિ રે પાપી કૃત આજ કાં લીઉ અમારુ અંત ॥ ૪૯

આપોપઈં પરગામે જિમિઉ અન્ન આગલિ જુઠંઇ કહઇ ભમિઉ ।
કહઇ વિપ્ર અરે કિમ કરુ પામ્યા વિણુ પાછઉ કિમ ફિરું ॥ ૫૦

આણ્યા કણુ તે લેઇ તુહ્મે રાધઉ વેગિ જિમૂ જિમ અહ્મે ।
ભમતાં લાગી સબલી ભૂખ નિગલઉ દેહ મિલી મુઝ કૂખ ॥ ૫૧

રીસઈ તડફડતી સ્ત્રી લેઇ દલઇ કણીય કણુકાટસ તેહ ।
ચૂલ્હા પાસિ બઈઠી રાંધિવા તવ થાક વિપ્ર લાગુ ઊંઘિવા ॥ ૫૨

દણુકઉ નીંદ્રતણુઉ ગિઉ વહી જાગિઉ સ્ત્રીનઈં ઊઠિઉ કહી ।
લ્યાવિ જિમૂ પીસિ મુઝ અન્ન ભૂખઈ આકુલ થિઉ મુઝ મન્ન ॥ ૫૩

તુ સ્ત્રી હાકી ઊઠી તિસઇ પડી ઝાળ પેટિ તુઝ કિસઇ ।

૬

આ બાલક ભૂષઇ ટલવલઇ દેપી લાજ તુંહનઇ નવિ વલઇ ॥ ૫૪
હમણાં હૂં બઇઠી રાંધિવા તૂ તાકઇ નાટક સોધિવા ।
પહિલૂં બાલક જિમવાં અછઇ પડી રહઇ પાસે તૂં પછઇ ॥ ૫૫

બીહતુ બાંભણુ નવિ બોલીઉ વલી નીંદ્રનઉ ઢણુકઉ લીઉ ।
જાગિઉ તવ માગિઉ પાઇવા ક્રોધઈ ધણિ લાગી ધ્યાઇવા ॥ ૫૬

કાચઉં અન્ન નથી નીપનઉં જિમવઉં તુજ્ઝ ભલઉં ઊપનઉં ।
છોરુ જિમ્યા પછી તુંહનઇ પ્રીસૂં પછઇ મ દમિ મુહનઇ ॥ ૫૭

વલી નીદ્ર માંહિ માગઇ ધ્યાન સ્ત્રી કહિ રે તુઝનઇ ગઈ સાન ।
ઊંહની ઘઇસઇ ચાટૂ ભરિઉ લેઈ હાથઈ મારિવા ધરિઉ ॥ ૫૮

તે ની છટિઉ ઊપરઇ જામ ત્રચકે બલિઉં અંગ સવિ તામ ।
નાઠઉ વિપ્ર ઊધરટિઉ તેહ જાણિઉ શીખિનિ મારઇ એહ ॥ ૫૯

દાઝઈ અંગ નાસતુ જાય જાણઇ રખે સ્ત્રી મારઈ આય ।
બીહતુ પુર બાહિરિ નીકલિઉ શંભુ ભુવન ભણી તેહ વલિઉ ॥ ૬૦

ચાકુ દેવ ગભારઇ ગયુ જલાધ્યારી ઊપરિ શિર કિઉ ।
થઈ સૂતુ તવ નિદ્રા હુઈ રજની પ્રહર ડુઢ તવ ગઈ ॥ ૬૧

ગામમાંહિ ગયને ઘરિ પઇસી ચોર લેઈ બહુ પરિ ।
રત્ન હેમ રાણી શૃંગાર આવ્યા ચડવડ થિઉ બહુ ભાર ॥ ૬૨

આવી તે પ્રાસાદમઝારિ ચિંતિઉં જૂઉ વહિંચીઇ ભાર ।
લાગા વસ્તુ વહિંચિવા જામ માંહોમાંહિ કરઇ સમ તામ ॥ ૬૩

ચોરિઉ ગુપ્ત રાપઇ જે કન્હઇ મહાદેવ પાએ તેહનઈ ।
કહી એમ પેઠીનૂ તાલ ભાંજિવા લાગા તતકાલ ॥ ૬૪

બ્રાહ્મણુ બોડૂં મસ્તક જેહ જાણિઉં ઈશલિંગ છઇ એહ ।
પાહણુ જાણિ પેઠી ફોડિવા લાગા તે ઊપરિ ત્રોડવા ॥ ૬૫

તેણઇ સમઇ ઊંઘિઉ દ્વિજ જેહ દેષઇ સુહણાંમાંહિઇ તેહ ।
તાતી રાબ્ય ઑસઈ બ્રાહ્મણી હું દાઝૂં ન જિમૂં તેહ ભણી ॥ ૬૬

ચાટૂ લેઈ ધ્યાઈ મારિવા અરે ષા તૂં લાગી ડારિવા ।
બલવા લાગુ ન પાછ જામ બીહનઉ ચાટૂ દેયી તામ ॥ ૬૭

અરે ષાઉ ષાઉ હૂં જોઇ ઝબતુ ગાદઇ ઊઠિઉ સોઇ ।
જાણિઉં ચોર હૂઉ સમ લોપ કપટ માટિ એ થિઉ રુક્ષોપ ॥ ૬૮

ચિંતઇ આકુલા ન લહઇ માગ બીહના ત્રાઠા તે જિમ કાગ ।
મોટઉ લાભ છુવીઈં આપણઇ ગયા તદંત ધન મૂકી ઘણઈ ॥ ૬૯

શિર ફૂટઉં દ્વિજ ઊઠિઉ જામ પેષઇ તિહાં અજુઆલઉં તામ ।
સોવન મણિ માણિક ઢિગસાર દીઠઉ માથાનઉ ગિઉ ભાર ॥ ૭૦

છોડિ પહિરણું બાંધી મોટ શિરિ ધરતાં બેવડ થઈ કોટ ।
લથબથ કરતુ ઘરિ આવીઉ જાં જીવઇ તાં લગિ ફાવીઉ ॥ ૭૧

આરતિ કરતી ઘરની નારિ જાઈતી બઇઠી ઘરબારિ ।
કંત આવતુ દીઠઉ જિસઈ સાહમી ચાલી આવી તિસઈ ॥ ૭૨

માથાતણઉ ઊતારિઉ ભાર પડઇ પાયિ ધન દેષિ તિન્હારિ ।
ગઈ દરિદ્ર અવસ્થા સહી લષિમી આવી મંદિરિ રહી ॥ ૭૩

બ્રાહ્મણિ તેણિ શ્લોક એ ભણિઉ સુણી કંત હૃદય રણઝણિઉ ।
આજ લગઈ ચાલિઉ છઇ તેહ જાણિઉ બુધે કહિઉ તે એહ ॥ ૭૪

શ્લો૦। આકસ્મિકો મહાન્ લાભો નૃણાં ભાગ્યોદયે ભવેત્ ।
ષાદામિ ષાદામિ ગિરા વિપ્રેણોપાર્જિતા લક્ષ્મી ॥ ૭૫

અણુચિંતિઉ ભાગ્યઇ મહાલાભ નરનઈ હુઇ વૃષ્ટિ જિમ આભ ।
ષાઉં ષાઉં બોલતાં વાણિ થઈ વિપ્રનઈ દારિદ્રહાણિ ॥ ૭૬

પરમેશ્વરની જવ હુઇ દયા તવ દાનવ દેવ કરઇ સવિ મયા ।

અતિ આરતિ તિહાં આનંદ થાય ચિંતિઉં ફલઇ વિઘન સવિ જાય ॥ ૭૭

જે જોવા મુઝ લાલચિ હતી તે તેડઇ પ્રીતઇ ઊંરતી ।
પૂછઇ હેતુ મૂલથી એહ અંબડ ફૂલબટૂ પ્રતિ તેહ ॥ ૭૮

અહો પુરુષ કહઈ તું છઇ કવણ કુણ અમરાવઈ કિહાં તસ ભવણ ।
એ ફૂલ કિસિઉં ભેટિ તું કરઇ સુણઉ સુજન માલી ઉચ્ચરઇ ॥ ૭૯

ક્ષિત્રપ્રતિષ્ઠનગર તિહાં રાય દેવાદિત્ય ધર પાલઇ ન્યાયિ ।
લીલાવઇ રાણી સુત તાસ સુગુણાકર ભદ્રાકર જાસ ॥ ૮૦

વડા પુત્ર ને બીજા ઘણા અંતેઉરી કુટંબ નહીં મણા ।
એક દિવસ એક રાણી તણઇ જિમવા પુહતઉ નૃપ આંગણઈ ॥ ૮૧

બહુ પ્રતિ પત્તઇ પ્રીણિઉ રાય ઓષધ ઘાલિઉં ભોજનમાંહિ ।
કામણ ટૂંગિઉં જિમિઉં જેતલઇ રાજા શૂક હોઉ તેતલઈ ॥ ૮૨

રાજલોક અંતિઉર માંહિ હાહાકાર નયરિ સવિ થાય ।
તે રાણી રાઇપુત્રે મિલી ઘણઉં વિગોઈ કરી આકુલી ॥ ૮૩

દેશ બાહ્ય તે કાઢી નારિ મઈલાં રાજસુઉખિ ને પ્રકારિ ।
પીંગી થયુ ગઉ દુખ ધરઇ લાગઉં કર્મ ભોગઇ નિસ્તરઇ ॥ ૮૪

નિતંબિની પુત્ર પતિ ભાય પીતરીઆ વહ્લભ ક્ષણમાંહિ ।
વિસનિ વિલૂધી મારઇ સહી કામાકુલ નઇ સગપણ નહીં ॥ ૮૫

આલિંગઇ અન્ય અન્ય સિઉં રમઇ જોઇ અન્યા અન્ય મનિ ગમઇ ।
શમે અન્ય મનાવઇ રોઇ અન્ય કાજિ અન્યસુઉં સોઇ ॥ ૮૬

સતી ચિત્તિસુ ચિંતઇ અન્ય દોસ અનેરાં દઈ ચલ મન્ન ।
કેણઇ ઘીડિ વિધ્યાતા ઘડી અશુચિ જૂઠ માયાની મઢી ॥ ૮૭

પટરાણી લીલાવઇ જોય ઉત્સંગિઈ શૂક રાખઇ તેય ।
કરઇ શોક ઉપાય નવિ લહઇ શુક રાજા તેહ પ્રતિ કહઇ ॥ ૮૮

ક્ષણિ ક્ષણિ કાષ્ટ દેઉ મુઝ વદઇ સુણી પુત્ર સહૂ રોઇ હદઇ ।
વિણુ ભોગવિઉ ન છૂટઇ કર્મ કિમ કીજઇ વિષમ એ મર્મ ॥ ૮૯

કર્મ આગલઇં ન કો સપરાણઉ દેવ દાનવ અનઇ રાયરાણુ ।
નીરકુંભ ધરિ વહિઉ હરિશ્ચંદ્રઇં ભાલડી મગ્ગુ લાધઉ મુકુન્દઇ ॥ ૯૦

કર્મિઇં રામ ગયુ વનવાસિ થિઉ કંઈક ખારુ જલરાશિ ।
નહુષ નાગ કપાલી ઈશ માડવ ઋષિ શૂલી શરિ સીસ ॥ ૯૧

પીડઇ ભિક્ષા લઈ વનિ ભમઇ બલિ પાયાલિઇ થંપિઉ ખમઇ ।
ફિરઇ સઉ હરિનઇ અવતાર તેહ કારણિ કર્મનઈ જુહાર ॥ ૯૨

શુક રૂપઇ ગય મરિવઉ કરઇ નારીચરિત વિકટ મનિ ધરઇ ।
અનેક ઉપાય જોયા તેણઈ કરી પુરુષ રૂપ નવિ આવિઉ ફિરી ॥ ૯૩

સવિતાચરિત જાણઇ જ્યોતિષી ગ્રહચરિત્ર બુધ સૂઝઇ વિષી ।
તારાચરિત ગ્રહણુ જે હોય જાણઇ નારિચરિત્ર ન કોય ॥ ૯૪

મગ્ગુ સજાઈ રાજા કરઇ ગજવર્ગ વિહવલ થિઉ ફિરઇ ।
તેતલઈ એક પુરુષ ભીતરઇ ગતિણિ થિકી જનવિભ્રમ ધરઇ ॥ ૯૫

આવી ગઉ આગલઇ રહિઉ ઇ કુલચંદ નામ મુનિ કહિઉ ।
શોક શમાવઉ રડ સાસતા કરુ રાઉ જિમ આગઇ હતા ॥ ૯૬

તેહને વચને હરિષિઉ સહૂ કીધી કુલચંદિ કારી બહૂ ।
દિન સાતમઇ દેવાદિત ભૂપ તતખિણિ હઊઉ સહજ સરૂપ ॥ ૯૭

રાજભુવનિ નયર સવિ માંહિ લીલાવતી હરિષ નવિ માઇ ।
મનાઉ શોક ટલિઉ નૃપ હવઇ કર જોડી તાપસનઈ સ્તવઇ ॥ ૯૮

સદા સાધુનઉ દર્શન ભલઉ દર્શન સાધુ તીરથ કેવલઉ ।
કાલ કેતલૈ તીરથ ફલઇ ફલ તતકાલ સંતનઈ મિલઇ ॥ ૯૯

ભાવઈ સ્તુતિ રાજાઇ કહી તાપસ પ્રતિબોધઇ નૃપ રહી ।

શિલાસિરીખી નારી હોય ખૂડઇ આપઈં બોલઇ સોય ॥ ૧૦૦

સ્ત્રીકૂખઇં ગર્ભનઇ વાસિ બાલપણઇં યૌવનનઇં પાસિ ।
વડપણિ રોગ સોગ ભય હાણિ સરઇ સુખી જીવ નહીં જાણિ ॥ ૧૦૧

જઉ વજ્રમય દેહ એ હોય ત્રુટઇ અથિર ચિત્તનું જોય ।
ધન અનિત્ય મરણ છઇ પાસિ કરિવઉ એક ધર્મ ઉલ્હાસિ ॥ ૧૦૨

એ સંયોગ જાણિજે વિયોગ સંપદ સર્વ વિપદનુ યોગ ।
જે આનંદ તે પછઇ વિષાદ જનમ પ્રતિઇ મરણનઇ વાદ ॥ ૧૦૩

મીની પરિ તાકઇ છઇ જરા હેરઇં રોગ શત્રુ પરિ ખરા ।
ભાગઇ ઘડઇ નીર તિમ આય લોક ન ચેતઇ અચિરજ થાય ॥ ૧૦૪

ઇમ પ્રતિબોધ સુણી રાજાન મનિ વઇરાગઇં થિઉં સાવધાન ।
તેડી સુતનઇં દીધઉં રાજ ચાલિઉ વનિ ધર્મનઇં કાજિ ॥ ૧૦૫

સ્ત્રી સાથઈં તાપસ વ્રત લીઉં વસિવા કાજિ ઉડવઉં કીઉં ।
રહિતાં તાપસનાં કુલમાહિ તપસ્વિની રાણી તિણિ ઠાહિ ॥ ૧૦૬

આગઇ ઉદરિ અછઇ તસ ગર્ભ પૂરે માસિ થયુ તે વરધ ।
દેવાદિત્ય રાણી પ્રતિ કહઇ લજ્જા કારણ મુઝ મન દહઇ ॥ ૧૦૭

અપયશ એક ધર્મની હાણિ કહુ સાચૂં મ કરુ મનિ કાણિ ।
કર જોડી રાણીઇં કહિઉં ગજમાહિ ઉદર એ રહિઉં ॥ ૧૦૮

મઇં તપ ગ્રહિવા ઇચ્છા ધરી ગર્ભવાત તેણઇ નવિ કરી ।
અંતરાય ધર્મના માટિ તુહ્મ સાથઇં રહિવઉં અહ્મ વાટ ॥ ૧૦૯

પૂરા માસ થયા જેતલિઇં પુત્રી પ્રસવી દિન કેતલઇં ।
રાણી સૂયારોગ થિઇ મૂઈ કેહનઇ મૃત્યુ ન મેહલઇ સહી ॥ ૧૧૦

સુખઇં દુખિઇં મરણ તે હોય યોગી નૃપતિ ન છૂટઇ કોઇ ।
મરઇં નહીં અજનમિઉ જેહિ કરુ અજનમિઇં આદર દેહિ ॥ ૧૧૧

સુણી શોક પીડિત હું કરઇ મધ્યમ આંખિઇ આંસૂ ઝરઇ ।
અધમ પેરિ શિર કૂટઈ જાણિ કરઇ ધર્મ વિવેકી આણિ ॥ ૧૧૨

છૅડી શોક પાલઇ પુત્રિકા તે મોટી હૂઇ આશ્રમથિકા ।
અમરાવતી નામ તસ દીઉં રૂપઈ રતિનૂં થાનક થયું ॥ ૧૧૩

સર્વ કલાઈ સરસતિ હરી લીલા ઈંદ્રાણી અવતરી ।
કામદેવનૂં નવયૌવન્ન પામી ઉતમ કે તે દિન્નિ ॥ ૧૧૪

તેહનૂં રૂપ કિસિઉં કવિ કહઇ દેખી અપછર હારી રહઇ ।
વેણિઇ જીતુ વાસિગ નાગ લાજિઈ લીઉ રસાતલ માગ ॥ ૧૧૫

સીંયઈ પૂરિઉ જે સિંદૂર રાહુ કેતુ તેણુઇ જીના ભૂર ।
શિરિ ગૂંથી સોવનરાખડી ભૂલઉ કામ પડઇ આખડી ॥ ૧૧૬

ટીલીં પીયલિ કેસરિ કરી કલ્પવેલિ શશિ પાખલિ ફિરી ।
મત્ત ચકોર નેત્ર દગ સાર ગલ્લસ્થલ નારિંગ રસાલ ॥ ૧૧૭

નાસા દીપશિષા નિર્મલી શોભઇ સોવનફૂલી મિલી ।
કુંડલ મણિમય લહિ કઈ કાનિ કામી હરિણ પાસ તે માનિ ॥ ૧૧૮

પૂર્ણ ચંદ મુખ અધર પ્રવાલ દંતપંતિ મુક્તાફલ માલ ।
કંબુ કંઠ હેમ મણિ હાર દોહા સિરીકંઠલઉ સાર ॥ ૧૧૯

હૃદયસ્થલ ગજકુંભાકાર કુચ બિલીફલ ઉપમા ધ્યાર ।
કામરાય તણી પટકુટી ચોલી રહી ઊપરિ પરગટી ॥ ૧૨૦
બે કુચ વિચિ મુગતાફલ હાર ત્રિભુણ લોક વશિ કરિવા માર
મંત્રજાપ કારણિ જપમાલ રાખી જપિવા હૃદય વિચાલ ॥ ૧૨૧
બાહુબેવ કમલનાં નાલ રત્નજડિત બહિરખા વિશાલ ।
હેમચૂડિ કંકણ મણિ સાર મુગની ફલી અંગુલિ અનુકાર ॥ ૧૨૨
પહિરી રત્નખચિત મૂંદડી પુહચી કાયા ઊપરિ ચડી ।

ત્રિવલી ઉદરિ રોમની ગજિ રસની નીક નાભિસરમાઝિ ॥ ૧૨૩

કટિનું લંક જાણિ કેસરી નિર્તભભાર મૂકિઉ ડગિભરી ।
વિકચ કમલકોશ ભગભાગ ઊરરુયુલ સૂંડા જિમ નાગ ॥ ૧૨૪

જંઘા કેલિ થંભ આકાર ચરણ મેઉ કમલદલસાર ।
નૂપુર હંસ ચરણિ રણુકાર હંસી જિન ઝુગતિ ઝણુકાર ॥ ૧૨૫

પયતલિ અધ્યાઉ અલતારંગ ભજી વીંછીઆ અંગુલિ રંગ ।
પીતાંબર પહિરિઉ નવ અંગિ ઊપરિ ઘાટ ધરી નવ રંગિ ॥ ૧૨૬

જોવનચંપક અંગનઉ વાન પદ્મગંધ સ્વેદ ઉપમાન ।
શિરિમાથા માલતી ગંધ કરતલિ કેતકિ પરિમલ બંધ ॥ ૧૨૭

મુખિ તંબોલ કપૂર મહિમહિઇ ચંપક દામ ગલઇ લહલહિઇ ।
મૃગમદ કેસર સૂં ઘનસાર ચંદન લેપ અંગિ છઇ ઉદાર ॥ ૧૨૮

નિરખતી જન મોહઇ સર્વ હસવી ઊતારઇ રતિગર્વ ।
વાણિ સુરસ વદનિ ઉચ્ચરઇ ચાલંતી હંસગતિ હરઇ ॥ ૧૨૯

આગલિ બાહુપાસિ લઇ બંધિ કેશપાસિ નર મૂકઇ રુંધિ ।
કર્ણપાસિ બિહું પખિ ફંદાઇ સુરનર નર આગલિ કિમ જાઇ ॥ ૧૩૦

બાલા તેહ વ્યાધ પરિ રહઇ ભમહિ ધનુષ કટાક્ષ શર ગ્રહઇ ।
જનના મનમૃગ વેધઇ રહી કાલબાણ કામિની કહી ॥ ૧૩૧

લખિમી નેત્રિ વસી સર્વદા મુખકમલિ ખેલઇ સારદા ।
લીના અંગિ તેહનઇ રમઇ લજ્જાકાંતિ પાષલઇ ભમઇ ॥ ૧૩૨

વ્યોમઉ ધનદિ એકદા દીઠ કન્યા રૂપિ મોહિઉ તે ધીટ ।
માગઇ ધનદ રાજઋષિ દીઇ કન્યા ધનદિ ન રાચ્યઇ લીઇ ॥ ૧૩૩

વલી ધનદ દેખાડઇ લોભ નવિણુ રત્ન સુરફલ અતિશોભ ।
દેઈ ઋષિનઇ કહઇ પ્રભાવ એકરત્નિ જલવિમન અભાવ ॥ ૧૩૪

બીજઇ રત્નિ અગ્નિભય ટલઇ ત્રીજઇ ભૂત પ્રેત નવિ છલઇ ।
મનવંછિત ફલિ હુઇ સિદ્ધિ અમરાવતીનઇ આપી ઋદ્ધિ ॥ ૧૩૫

ધનદદેવ વધાવિઉ તામ કહી કન્યાઇ બંધવ નામ ।
તુ માહરુ સહોદર સહી તિમ રક્ષા કરિ જિમ ભય નહી ॥ ૧૩૬

મનિ વિકલ્પ ધનદઇ મૂકીઉ તુ મુઝ બહિનિ પ્રેમ ઇમ કીઉ ।
તેહ તણી રક્ષાનઇ અર્થિં જલ પૂરિત સર કીઉ સમર્થિં ॥ ૧૩૭

સુરશક્તઇ તેહ સરમાહિ કરિઉ માગ પાતાલઇ જાઇ ।
તિહા વાસઘર વસ્તિંઈ ભરી મૂકયા મણિ માણિક ધન ધરી ॥ ૧૩૮

પૂછિઇ ધનદ પાસિ ઋષિનાહ કુમરીનઉ કિહા હુસઇ વિવાહ ।
અજ્ઞાનઇ મનિ ટાલઉ સંદેહ અવધિજ્ઞાનઇં જોઇ તેહ ॥ ૧૩૯

મહાકલાધર અંબડ નામિ વર એહનઉ હુસઇ ઇણઇ ઠામિ ।
કઇઇ મુનિ કેમ જણાસઇ તેહ કહઇ ધનદ વન અંતરિ જેહ ॥ ૧૪૦

જાતી વકુલવૃક્ષ તલિ તેવ રહિઉ દેખિસઇ કન્યા જેહ ।
તે વર એહનઉ જાણ સહી નિજ થાનકિઇ ધનદ ગિઉ કહી ॥ ૧૪૧

વરકારણિ તે અમરાવતી દિશિ સવલઇ હીડઇ જોયતી ।
કબહ વનમાહિઇ સર પાસિ કદા વૃક્ષતલિ નીય ઘરવાસિ ॥ ૧૪૨

રમિવા મિસિઇ જોઇ વર વાટ તેહનુ ફૂલભઇ તસ માટિ ।
આવિઉ અમરાવઇ મોકલિઉ કરી ભેટિ ફલ તુહનઇં મિલિઉ ॥ ૧૪૩

ધનદદત્ત ફલ જાણિઉ એહ કરી પસાય પેખ્યારુ ગેહિ ।
હરિખિઉ અંબડ હર્ષઇં ઘણઉં ચડિઉ પ્રમાણિ ચિંતિઉ મનતણુ ॥ ૧૪૪

અંબડ માલી સાથઇં ગયુ જલિ પાયાલિ પુહતુ થયુ ।
સનમુખ આવી અમરાવતી દઇ બહુમાન અમત બોલતી ॥ ૧૪૫

સ્વાગત સિંહાસન તે રચઇ અંજલિ કરી આનંદઇ નચઇ ।

પ્રેમદૃષ્ટિં જોઇ પ્રિય રૂપ કિરિ અવતરિઉં દેવનું સ્વરૂપ ॥ ૧૪૬

આવઉ બઇસુ લિઉ શીતલ નીર કાં અમૃત નવિ બોલઉ ધીર ।
સંપતિ સાર દીજઇ દાન વાધઇ પ્રીધિ જઉ લાધઇ માન ॥ ૧૪૭

અમરાવતીઇ પ્રતિપતિ કરી રચિઉ પ્રણામ હેજ મનિ ધરી ।
અંબડ કન્યાનઇ કહઇ વાત ભદ્રે કિહાં તુહ્મારુ તાત ॥ ૧૪૮

તેહનઇં મિલવા જાઉં અહો ફૂલબડુ નઇ સીખ દિઉ તુહ્મે ।
કન્યા કહઇ માલીનઇં એહ વેગઇં આણિ પિતા મુઝ ગેહિ ॥ ૧૪૯

મૂકી રત્નધરે સુંદરી તિહાંથી ચાલિઉ રવિ મનિ ધરી ।
માલી નીસરઇં જલ વચિ થઈ કેડઇ અંબડ આવઇ વહી ॥ ૧૫૦

આગલિ માલી ચાલિઉ જાઇ આવિઉ અર્દ્ધમાગિ જલમાહિં ।
પૂઠિઇ અંબડ મત્સ્યઇં ગલિઉ ફૂલબડુઇ તે નવ કલિઉ ॥ ૧૫૧

મોટઇ બકઇ મત્સ્ય તે ગહિઉ ગૃધ્રઇ ઝડપી બક તે લીઉં ।
તે આકાશઇ ઊડી ગયુ જાતુ ફૂલબડુઇ નવિ લહિઉ ॥ ૧૫૨

ફૂલબડુ પૂઠઇ તવ જોય નવિ દેખઇ અંબડ જલિ સોય ।
બડૂઉ જોવા પાછઉ વલઇ સઘલઇ જલમાંહઇ આફલઇ ॥ ૧૫૩

પુલિઉ ઘણુઉ ન લાધુ તેહ પશ્ચાત્તાપ ધરંતઉં જેહ ।
પાછઉ વ'લઉ કન્યાનઇ કહિઉ જલમાહિઈં વિઘન જે થયું ॥ ૧૫૪

મૂર્છા પામી અમરાવતી પાછઉ બડૂઉ ગિઉ અતિગતી ।
સમાચાર રવિનઇ વીનવઇ તે આવઇ અમરાવઇ કન્હઇ ॥ ૧૫૫

ઋષિ પેખઇ મૂર્છાગત થઈ સોચઇ ઘણુઉં ઊપરઇ રહી ।
ફૂલબડુ ભાણ્યા નેવાઇ વાલઇ વેત ચંદનરસ લાય ॥ ૧૫૬
કરી સચેત મૂર્છા નીગમી રોદન કરઇ દેહનઇ દમી ।
ક્ષણિ તલાવિ ક્ષણિ વનિ ભમઇ ક્ષણિ નીય ભવણિ રહિઉ નવિ ગમઇ ॥ ૧૫૭

ભૂષ તરસ નિદ્રા રતિ ગઈ ભૂષણ સ્નાન પાન રુચિ નહીં ।
વિરહ તાપિ આકુલ થઈ ફિરઇ શીતલ ઉપચારઈં નવિ કરઇ ॥ ૧૫૮

ભોજન ભૂષણ હઉ અથ મહઉ પત્રનિ વાસ અથ વન વિચિ રહઉ ।
પ્રિય સંયોગ જિહાં તિહાં રાજ ગુણવંતાંનઈં અવર ન કાજ ॥ ૧૫૯

દૂ ।સારસડાં મોતી ચિણઈં ચિણઈં તુ મેહલઇ કાંઇ ।
વલ્લભ માણસ જઉ મિલઇ મિલઇ તુ વિહડઇ કાંઇ ॥ ૧૬૦

ઈકિ વાહલાં માણસ વિના ભેદાલગભરિ નેહ ।
જઉ પુહવીલોકે ભરી અહનઇ અટવી તેહ ॥ ૧૬૧

જેમ ન વિલગૂં અંબફલિ કિમ લીંબઇ વેધ્યાઇ ।
ભેદક અલિ કમલહ ભલી આકિઇં કિસઉં સુહાઇ ॥ ૧૬૨

વરિ એ પ્રાણ ગયા ભલા ગુણવંતાં સૂં વેધિ ।
પ્રાણ ભવંતરિ પામીઇ પણિ લહીઇ તસુ વેધ ॥ ૧૬૩

આસાલુધ પતંગીયા દીવઇ પડીય મરંતિ ।
વેધિ વિલુધ્યાં માણસાં મરણ ભયિં ન બીહંતિ ॥ ૧૬૪

પાવસકાલિઇ ચાલિવૂં યૌવન વણઇ દરિદ્દ ।
પ્રથમ સનેહિઇ વિરહ જે ત્રણ્હઇ દુક્ખ સમુદ્દ ॥ ૧૬૫

સજ્જન સહિજઈ દુબ્બલા જણ જાણઇ સીદાઈ ।
જાસ હઇઇ સારણિ વહઇ તે કિમ મત્તા થાઇ ॥ ૧૬૬

રણપડભડ નઇ ભટ્ટડ વલ્લભતણા વિછોહ ।
તિન્નિ ધણક્ક જે સહઈં તે જાણેવા લોહ ॥ ૧૬૭

રે વિહિ મગ્ગૂં કિંપિ તુહ જઉ મન વંછિય દેઇ ।
નેહઇ બાધ્યાં માણસહ મા વિછોહ કરેય ॥ ૧૬૮

ઇમ ઉલીલા દેવનઈં દેતી ઝુરઇ નિત્તિ ।

રોતી રાખઇ રાજઋષિ દહઇ દીકુ પતિ ચિતિ ॥ ૧૬૯

દિન જાઇ જણવત્તડી પણિ રત્તડી ન જાય ।
ઇક રાગી નઈ રોગીયાં સહજ સરીખુ ઉમાય ॥ ૧૭૦

ઇમ અમરાવઈ કાલ નીગમઇ દુક્ખઈ અન્નપાન નવિ ગમઇ ।
એતલઇ જેહ ગૃધ્રપંખીઉ તે પેટ ભરઇ ચિયુ અતિ દુક્ખીઉ ॥ ૧૭૧

વ્યાકુલ ભારિઇ મોટઇ વૃક્ષિ બઇઠઉ ડાલિ પસારી પક્ષિ ।
તેતલઇ કોએક આવિઉ વ્યાધ તેણઇ પંખી કીચલ લાધ ॥ ૧૭૨

અતિ મોટઉ તરુ ઊપરિ રહિઉ દિઠી આ હેડી ગહિગહિઉ ।
તાકી તાણી મૂકિઉ બાણુ લાગૂં ભૂમિ પડિઉ ગ્યા પ્રાણ ॥ ૧૭૩

પડતઇ ગૃધ્રીઇ તે બકુ વમિઉ બકઇ મત્સ્ય નાખિઉ જે જિમિઉ ।
મત્સ્યઇ નાખિઉ નર તતકાલ મૂર્છિઉ પડિઉ થઈ વિકરાલ ॥ ૧૭૪

વ્યાધઇ જલિ ધોયુ તસ કાય પત્રે કીધઉ શીતલ વાય ।
બઇઠઉ સાવધાન તવ થયુ પૂછઇ આહેડી આગલિ રહિઉ ॥ ૧૭૫

તેણઇ વૃત્તાંત આપણઉ કહિઉ પ્રીતિઇ વ્યાધ તેડી ઘરિં ગયુ ।
સ્નાન કરાવી ભોજન દીઉ તેણઇ દિનિઇ અંબડ તિહાં રહિઉ ॥ ૧૭૬

વિણ રાખિઉં દૈવથી રહઇ રૂડઇ રાખિઉં વિધિ તે દહઇ ।
હર્ષવિષાદ ન કીજઇ કિસિઉ પૂરવ કર્મ્મ મર્મ છઇ ઇસિઉ ॥ ૧૭૭

સઘલઇ પવિત્ર ધીર તૂ જાણિ પાપી બીહતઉ રહઇ નિર્વાણિ ।
સુખીયા જિહાં જાઇ તિહાંસુક્ખ દુખીયા જિહાં રહઇ તિહાં દુક્ખ ॥ ૧૭૮

સઘલઇ દેશિ હંસ ઊજલા સઘલઇ સિંહ ગણઈ આકુલા ।
સઘલઇ આછઈ મરણ નઇ જરા ભોગવંત નિમ ભોગી ઘરા ॥ ૧૭૯
તિહાં વ્યાધિઇ આવર્જિઉ ઘણૂં ગિઉ થાનકિ જિહાં સૂવાતણઉ ।
મધ્યરાતિ થઈ જેતલઇ જાગિઉ અંબડ જોઈ છઇ ॥ ૧૮૦

વ્યાધિસુતા બિ પહુરનઇ સમઇ ઘરબાહિરિ નીસરઇ જિમ્હઈ ।
અંબડ જોવા પૂંઠિઇ થાય આગલિ દેખઈ મારગમાહિં ॥ ૧૮૧

આગઇ નારિ ત્રણ્ણિ છઇ મિલી ક્ષિત્રીસુતા નાગિણી એક લિલી ।
વણિગસુતા સોહી તિણિ ઠાય રામતિ ત્રીજી બ્રાહ્મણિ જાય ॥ ૧૮૨

રમા વ્યાધની તેડી ત્રણ્ણિ આવઉ સખી કહું તુહ્મ કણ્ણિં ।
ઓહિય વ્યવહારી ઘરિ જઈ આપણિ એકઠાં ખેલં સહી ॥ ૧૮૩

નવલખપાટણ પાસઇ તિહાં કાજઇ અંબડ આવિઉ જિહાં ।
મનસૂ ચિંતઇ એ ભલ વાત ઇછા પુહતી મિલિઉ સંઘાત ॥ ૧૮૪

તે સઘલી નારી ઇમ ભણઇ એક સખા જોઇઇ આપણઇ ।
તેહ વિના કિમ તિહાં જવાય ઇમ કહિ અજારૂપિ તે થાય ॥ ૧૮૫

ચારઇ આવી પાછી ફિરઇ મનઇ છાઈં રામતિ કરઇ ।
છાગી તેણિ ચરિત જે કીઉ અંબડ પેષઇ છાનુ રહિઉ ॥ ૧૮૬

તવ અજરૂપ અંબડઇ લીઉ બરબરાટ વિકટ તવ કીઉ ।
મહાક્રૂર શબ્દ તે સુણી ત્રાડી સઘલી ગઈ ઘરભણી ॥ ૧૮૭

પ્રાતકાલિ વલી તે મિલી કરઇ ગૂઝ માહોમાંહી ભિલી ।
આપણ રાતિઇ રમતાં હતાં પાડિઉ ત્રાસ કેણઇં અણચિંતાં ॥ ૧૮૮

ન જાણીઇ બીહાવ્યાં કેણ્ણિ જોવા રહીઇ રાતઈં તેણિ ।
સર્વ જણાસઇ જે હુઈ વાત હેરઇ રહિઉ સખી સંઘાત ॥ ૧૮૯

અંબડ અલગઉ વાત તે સુણઈ મનઇ ભલૂં મનસૂં આપણઈ ।
હિવઈ એહનઇ વિગોઉં સાચ તુ હૂં વીર જઉ પાલઉ વાચ ॥ ૧૯૦

વલી તિમ જ તે રાતઇ મિલી દીવી હાથિ રમઇ ઊજલી ।
અંબડ ઉત્કટ બોકડ રૂપિ સઘલી થંભી મંત્ર સરૂપિ ॥ ૧૯૧

તે કન્યા મનિ વિસ્મય હુઈ બીહની બોલઇ સાહમી રહી ।

દેવ મહાપુરુષ તઉ કોપ અમ્હનઇ સઇ કારણઇ વિગોઇ ॥ ૧૯૨

હોસઇ પ્રાત લોક દેખિસઇ તાહરું રૂપ પ્રકટિ તૂ હસિઇ ।
ફોકટ કાંઇ વિડંબિઇ અમ્હ લાગઇ લાજ વીનવઉં તુમ્હ ॥ ૧૯૩

કહિવઉં કામ હુઇ તે કહઉ મૂકઉ દીન અમ્હનઇં સિઉં દહુ ।
પાય પડીનઇ મીનતિ કરું દિઉ અનુજ્ઞા તે સિરિ ધરું ॥ ૧૯૪

અંબડ મીકઇં મોટઉ દંભ જોઇ હૃદય રૂપીઉ કુંભ ।
પુરુષકપટ લાકડનઉ પોલ પાર ન પામે કોઇ નિટોલ ॥ ૧૯૫

અજ રૂપઇં અંબડ ઇમ કહઇ હું ભાડવીર અરે સહૂ લહઇ ।
દેઈ બોલ કરુ જઉ તુમ્હે સુણઉ કામ કહૂ છઉ અમ્હે ॥ ૧૯૬

નવલખ પત્તનિ બોહિત્થ ધરે રૂપિણિ પુત્રી યૌવન ભરે ।
એકવાર ગિઉ હૂં તેહ બાગિ રૂડી પરઇ દીઠઇ તેણિ નારી ॥ ૧૯૭

મુઝ જેવડી અજા તમ્હે થઈ આપણિ એકઠાં મિલીઇ જઈ ।
તે દેખતાં મુઝ વંછિત કરુ સાથી થઇ એ બોલ દિઉ વરુ ॥ ૧૯૮

તઉ યંભાણી છોડઉ સહી મઇં એ વાચ સાચ તુલ કહી ।
તઉ તેણીઇ સવિ મિગી કરિઉં વલતૂં વચન એહ ઉચ્ચારિઉં ॥ ૧૯૯
તઉ જે કહઇ તે કરિવઉં અમ્હે વેગઇં બંધન છોડઉ તુમ્હે ।
તઉ છોડી સવિ નીય વશિ કરી અજારૂપ તસ કીધ્યાં ફિરી ॥ ૨૦૦

વદઇ અજા વીર સુણી વાત તિહાં જાતાં થાઇ તનુઘાત ।
પશુ પખી પઇસઇ તિણિ ચાર નારી (નર)નઉ નહી પઇસાર ॥ ૨૦૧
તઉ અંબડ અજરૂપિ સાથિ સવિહુંનાં મન કીધ્યાં હાથિ ।
વિદ્યાબલિ તિહાંથી નીસરઇ ચારઇ અજા મારગિ સંચરઇ ॥ ૨૦૨

નવલખ પાટણિ ક્ષણમાહિ ગયા બોહિત્થપર દષ્ટિઇં તવ થયા ।
તિહાં દાખિઉ રૂપિણિ આવાસ જાણે વિમાન દેવતા વાસ ॥ ૨૦૩

પાપાલિ ગઢ છઇ ત્રૈઅક્ક તણઉ ફિરતુ જલચંદક તિહાં ઘણઉ ।
ઊંચઉ સપતભૂમિ આવાસ પંચ સહસ સુભટ રહઇ પાસિ ॥ ૨૦૪

ધજ પતાક ઊપરિ ઊછલઇ ઘરમાંહિ મણિ દીપક બલઇં ।
મોવનતણી ઉરડી જિહાં બાંધી રહઇ માકડી તિહાં ॥ ૨૦૫

દેખી અંબડ અચિરજ થાય કિસિઉં રૂપ કિસઉ ગુણ માંહિં ।
ગુણ માટઇં આથ સહૂ લહઇ નિગુણ થિકી નર વિરચી રહઇ ॥ ૨૦૬

જેહ વિના નવિ ચાલઇ કામ બહુ અવગુણનું જુ હુઇ ઠામ ।
આણીજઇં તસ આદર કરી અગ્નિ જેમ બોલઇં જઉ પુરી ॥ ૨૦૭

મોટિમ પામઇ ગુણથી જોય નીચ કુરૂપ વસ્તુ જઉ હોય ।
કસ્તૂરી ગંધ મહિમાય સવિ પરિમલથી અધિકી થાય ॥ ૨૦૮

શાલિઉ હેમપંજરનઇ ધાટિ મિત્રાગમન લહઇ તસ માટિ ।
કુત્સિત રૂપ કાક ગુણભણી તિમ માંકડી પાણિ ગુણ તણી ॥ ૨૦૯

જાણીસઇં એહની કિમ વાત એતલઇ મિલિઉ સર્વ સંઘાત ।
રૂપિણિ સરિસ પ્રેમ સિઉં ભિલઇ સહીયર સવિ ગોઠિઇં તિહાં મિલઇ ॥૨૧૦

રૂપિણિ પૂછઇ સહીયર સુણઉ અભિનવ વેષ કિસિઉ તુહ્મતણઉ ।
છાલી ચ્યારિ તુહ્મે પાંચમી મોટી અજા એહ કુણ દમી ॥ ૨૧૧

સુપ મોહીનઇ ચ્યારઇ હસી તઉં એહ વાત ન જાણઇ કિસી ।
હે રૂપિણિ અહ્મનઇ બોલવઇ કરઇ ઉલપતિ અહ્મસિઉં હવઇ ॥ ૨૧૨

આગઇ તઇં દીઠી છઇં એહ હવણાં કહઇ ન જાણું જેહ ।
અહ્મનઇ વાહઇ તેસ્યા ભણી જે કહઇ એહ ન દીઠી સુણી ॥ ૨૧૩

અમરષ સિઉં તવ રૂપિણિ કહઇ અરે કહીઇ દીઠી કુણ લહઇં ।
તુહ્મનઇ હૂં વાહું તે કિસિઉં અવિચારિઉં સિઉં બોલઉં ઇસિઉં ॥ ૨૧૪,

તઉ સઘલી બોલી તે સહી સાચ સાચવણી છાગી નહીં ।

એ તાહરુ કામ ઇમ જાણી આપિઇ લહઇ કહઇ નીય વાણિ ॥ ૨૧૫

વલી રૂપિણિ નવિ જાણ્યુઇ કેમ ઊપાણુઉ એ સાચઉ એમ ।
સઈપાણી આગલિ તૂં પેટ સિઉ ઉલવઇ છપઇ નહીં નેટિ ॥ ૨૧૬

એણુઇ મેલી નવિ જાણુઉ અહ્મે કુણ પકારુ કહઉ છઉ તુહ્મે ।
વલતું રૂપિણિ કહિ રે રંડિ માહરુ કામ કીધુ તે ભંડિ ॥ ૨૧૭

તુહ્મે ગાઢિઈં બોલઇં સવે જૂઠું હવઇ ઘણુઉ મ મ લવે ।
સર્વ વાત એણુઇ અમ્હ કહી તુમ્હ ચરિત્ર ગહિઉ એ લહી ॥ ૨૧૮

અહ્મનઇ તુહ્મ ઘરિ લ્યાવિઉ એહ વલી કહિઉં મુઝ વંછિત જેહ ।
કરિયો સાચી થાપો તુહ્મે તુ તુમ્હ ચૈત્યાં છોડઉ અહ્મે ॥ ૨૧૯

વલી કહિઉં નામિઇ ભડવીર તાહરઇ ઊપનીતુ છઇ ધીર ।
એ તુઝનઈં વંછિત આપિસઇ મનોભિલાષ એહથી પુહચિસઇ ॥ ૨૨૦

એણુઇ સવિ અહ્મ આગલિ કહિઉં એહથી અહ્મે વિટંબણુ લહિઉ ।
વિલખાં કુગિઈ ન મૂખઇ પગ બોલ અહ્મારુ લીધઉ તગ ॥ ૨૨૧

સાચિ આવી તુહ્મે રૂપિણિ ઘરે મુઝ મનવંછિત કરિઉ સિરે ।
તુહ્મ ચિંતનઈં તુ મૂકઉ સહી એ મુઝ બોલ અન્યથા નહી ॥ ૨૨૨

એહ કારણે તઉ અહ્મે એ સાચિ આવ્યાં હવઇ વાત તુઝ હાથિ ।
સુણી વાત રૂપિણિ ભયભીત થઈ બોકડ ઊપરિ દઈ ચીંત ॥ ૨૨૩

રૂપિણિ મત બકર સિઉં વધઇ કિસઉ વિકલ્પ ઉપાયું હદઈ ।
અહો મેષ જઉ તૂ ભિડવીર કહિઇ સાચુ ઉં જિસિઉ જલધીર ॥ ૨૨૪

મુઝનઇ લોકમાહિ કિમ મુખ્યા વિટંબના જિમ લાગી દખ્યા ।
ગઈ રાતિ હિવઇ હુઈ પ્રભાત દીસઇ પ્રાણુ ચૂકિવા વાત ॥ ૨૨૫

પાઇ પડી વીનવઉં અહ્મે રૂપસ્વરૂપ પ્રકટ કરુ તુહ્મે ।
પરવશિ અહ્મે હિવઇ કર પ્રસાદ તુહ્મ દર્શનઇ હોઇ આહ્લાદ ॥ ૨૨૬

તાહરઇ વશિઇં અહ્મે છઉં સહી તેહનઉ ભાવ સાચઉ મનિ લહી ।
આપ રૂપ પ્રગટિઉં તતકાલ અંબડ દીઠઉ કામ રસાલ ॥ ૨૨૭

તેણુઇ રૂપઇં સુસનેહી થઈ રૂપિણિ મોહ પામીનઇ રહી ।
હે સ્વામી કહિ તું છઇ કવણ અંબડ બોલઇ વલતું વયણ ॥ ૨૨૮

ગોરખયોગિણિ તણુઇ પ્રસાદિ હૂં છઉ સિદ્ધ પુરુષમાંહિ આદિ ।
સર્વ વિશ્વ મુઝ કર તલિ અછઇ અહો સિદ્ધ રૂપિણિ કહઇ પછઇ ॥ ૨૨૯

તૂં સિઉં કહેસિ તેહ મુઝ કહઇ કહિવા અંબડ અવસર લહઇ ।
રૂપિણિ મુઝ નવલખ માકડી આપુ જઉ તઉ ન રહૂં ઘડી ॥ ૨૩૦

તવ બોલઇ વલતું રૂપિણી સાંભલિ સિદ્ધ કથા એહતણી ।
મઇં માકડી કિમ પામી દેવ તે સંબંધ કહું સંખેવ ॥ ૨૩૧

પહિલું ચંદ્રસાર મઇં દેવ આરાધિઉ કીધી ઘણુ સેવ ।
થયુ પ્રસન્ન આપી માકડી કહિઉ પ્રભાવ સિદ્ધિ એ વડી ॥ ૨૩૨

સુણુઉ વછિ જાં પાસિ એ રહઇ સુખ સૌભાગ્ય અધિક નિત હુઇ ।
દુષ્ટ પરાભવ ન ઊપજઇ કદા નિત નવરત્ન દેઇ સંપદા ॥ ૨૩૩

એક રત્ન લાખ એ મૂલ્ય બીજી સિદ્ધિ એ આગલિ તૂલ ।
એહ કારણિ એ માકડિ જિહાં તિહાં હૂં રહૂં અવર નવિ કિહાં ॥ ૨૩૪
એહ વિના મરણુ મુઝ થાય તેહ માટિ તુઝ કહૂં ઉપાય ।
પહિલઉં વિવાહ કરઇ મુઝ સાથિ તુમાકડી આવઇ તુહ્મ હાથિ ॥ ૨૩૫

બોલઇ અંબડ સુણિ સુંદરી તુઝ જનકને વયણે કરી ।
પછઇ વરૂં પૂછઉ તુહ્મ પિતા તુ કુમરી કહઇ રહુ સાંસતા । ૨૩૬
એકાએકિ કહિઉં કિમ જાય મહાયત્ન કરઇ મુઝ ભાય ।
તુરત કહૈતા પડઇ વિરામ વિવાહતણાં છઇ મોટાં કામ ॥ ૨૩૭
નૈષધ માંહિ કહિઉ જે સદા અવિચારઈં પામઇ આપદા ।

કરઇ કામ વિચારી યદા ગુણુ કેડઇ આવઇ સંપદા ॥ ૨૩૮
ઇમ જાણી અણુકરઇ પ્રપંચ કામ મોટાંનઉ ન મિલઇ સંચ ।
પૂછઇ અંબડ (કે)વણુ ઉપાય જેણઇ કહિઉં કરઇ તુઝ ભાય ॥ ૨૩૯
તુ રૂપિણિ અંબડનઇ કહઇ તું પહિલૂ મુઝ વિદ્યા ગ્રહઇ ।
સિદ્ધિકરી નામિઇં છઇ વડી સકલ કાજ કરિવા પડવડી ॥ ૨૪૦

સાભલિ વલી આ નગરીરાય વિમલચંદન નામઇ કહિવાય ।
વિમલારાણી તેહની સુતા વીરમની છય બહુગુણયુતા ॥ ૨૪૧
પહિલઉ તેહનઇ કરી ઉપાય પરિણીનઇં મુઝનઇં વરિ રાય ।
માની વાત તે વિદ્યા લીઇ તેહનઇ સાધી હરિખિઉ હઈયિ ॥ ૨૪૨
ચિંતૂનઉ અજારૂપ અપહરી સહજ રૂપ દઈં વશિ કરી ।
અંબડ વચન ચિત્તમાંહિ ધરી વુલાવી નીય ધરિ સંચરી ॥ ૨૪૩
તઉ અંબડ ગિઉ વિદ્યા લેય નયરીમાહિ જો તુ ગેહ ।
દીઠઉ રાય આગલી આવતઉ ચડી અશ્વનઇ ઉલ્લાલતુ ॥ ૨૪૪
સિદ્ધિકરી વિદ્યા તવ ભણી બકર્કર રૂપ કરિઉં પુરધણી ।
અંબડ પુરબાહિરિ વનિ ગયુ બહુ કોલાહલ નયરઇ થયુ ॥ ૨૪૫
અરે અસંભમ હૂઈ એ વાત કુણુ પાપીઇ કરિઉ ઉતપાત ।
લોક કહઇ કુટિલ એ કરિઉ તુરગ ઊપરિઇ અજતનુ ધરિઉ ॥ ૨૪૬
મિલિઉ નગર રાજાનઉ લોક સજ્જન મિત્ર કરઇ બહુ શોક ।
રાયગોત્રીથી બીહતા માટિ નગરપોલિના દીધ્યાં કિપાટ ॥ ૨૪૭
ઘરનૂ સૂત્ર સહૂ જન કરઇ અંતેઉરી દુક્ખ અતિ ધરઇ ।
સબલી સ્ત્રી પણિ કાયર જાણિ નિર્બલઉ ઇ નર સબલ વખાણિ ॥ ૨૪૮
સ્ત્રીનઇ દુખ તે મિલઇ જ વાત પતિ વિરૂપ તે નાવઇ ખ્યાતિ ।
ઇમ ચલચિત્ત નયર સહુ થયૂ વનથી અંબડિ સંઘલૂ લહિઉ ॥ ૨૪૯

દિન કેતલે વિમાસી મન્નિ બહુરૂપિણી વિદ્યા તેણઇ દિન્નિ ।
જપી સૈન્ય નીપાયૂ ઘણૂ કીધઉ ચિહુ પખિ રક્ષાપણઉ ॥ ૨૫૦

ચતુરંગ સેનમધ્ય તે રૂપ સુભટ આપણા સીખવઇ ભૂપ ।
નગર દ્વારિ જાઓ તુહ્મે વહી કહુ પ્રસિદ્ધિ અહ્મારી રહી ॥ ૨૫૧

નિજ બુદ્ધિઇ અહ્મ વિદ્યા જોઉ બલસામર્થ્ય જણાવઉ તેથ ।
પછઇ નગર વિચિઇં સંચરી દાખુ અહ્મ મહિમા વિસ્તરી ॥ ૨૫૨

જિમ જલમધ્ય તેલ વિસ્તાર દુર્જણ ગુઝ પાત્રિ ધનસાર ।
દીધઉ ભાવિ સુકવિ જિમ શાસ્ત્ર પામઇ વિસ્તર તે અતિમાત્ર ॥ ૨૫૩

ઇમ ચતુરપણઇ સૂર મોકલ્યા જઈ પોલિઇ રક્ષકનઇ મિલ્યા ।
કહઇ સુભટ ઊઘાડઉ પોલિ સુણી નયરજન મિલીયા ટોલિ ॥ ૨૫૪

અહ્મ સ્વામી છઇ વિદ્યાવંત મહાકલા ગુણે બલવંત ।
રથપુર નયરધણી પથિ જાય સુણિઉ નયરિ કોલાહલ થાય ॥ ૨૫૫

નવલખ પત્તનનુ જે ધણી વિમલચંદ રાજા અતિગુણી ।
અકસ્માત અજરૂપી હૂઉ લીઉ શુદ્ધિ અહ્મ દીખ્યઉ હુઉ ॥ ૨૫૬

દીધી પોલી નગરની સુણી ઇચ્છા ધરિઇ જોવા પુર તેણી ।
આવિઉ નૃપતિ દુખ છેદિવા અછઇ સમર્થ કષ્ટ ભેદિવા ॥ ૨૫૭

તેહ મિત્ર દુખિ આવઇ જેહ ચિત્ત ઉલખઇ પંડિત તેહ ।
થોડઇ ધને દિઇ તે દાતાર સ્વાર્થ વિના હિત તે ઉપકાર ॥ ૨૫૮

ગુણ જાણઇ નર વિરલા જેહ વિરલા નિર્ધનિ રાખઇ નેહ ।
કાજ પીયારા વિરલા કરઇ પરદુકખઇ દુખ વિરલા ધરઇ ॥ ૨૫૯

તરુકપ્પૂરના વિરલા જાણિ વિરલી મહામણિ તણી ખાણિ ।
તુછ ચતુર વિદ્યાના ધણી થોડા સંત ઉપકારી ગુણિ ॥ ૨૬૦

તુ પોલીએ વીનવ્યા પ્રધાન આવ્યા લોક થઈ સાવધાન ।

પોલિ ઊઘાડી સુભટ નઈ મિલ્યા પૂછી સમાચાર તે વલ્યા ॥ ૨૬૧

પ્રધાન રાજ લોક સવિ સાથ વનિ આવ્યા જિહાં શ્રીમંડનાથ ।
કરી ભેટિ તે નૃપનઈ નમઈ કર જોડી ભગતિસ્યૂં સ્તવઈ ॥ ૨૬૨

માન્યા આવકાર તસ દીઉ કુશલ પ્રશ્ન ભાવસિઉ કીઉ ।
નગર ગયા દૃષ્ટાંત જે હૂઉ તે શ્રીમંડ આગલિ વીનવિઉ ॥ ૨૬૩

મંત્રી ભણઈ સ્વામિન સમરથ તઉ દુખ ભંજી સધઈ અર્થ ।
તૂ એકાંગ વીર દાતાર શરણ વિણુ તૂ કરઈ ઉપગાર ॥ ૨૬૪

પરોપકાર સાહિ શૃંગાર પુણ્ય મૂલ છઈ પરઉપગાર ।
પરોપકાર રાજપદ દીઈ પરોપકારિ મોક્ષ પામીઈ ॥ ૨૬૫

કરુ પસાઉ દયા મનિ ધરુ અહસ્વામી નિજ રૂપઈ કરુ ।
શ્રીમંડ ભણઈ એ થોડી વાત પહિલઉ લેશ્યઈ પરીક્ષ પ્યાત ॥ ૨૬૬

પ્રતીહાર પઠઈ કીજઈ તુ જનમાંહિ સુજસ લીજઈ ।
કૃપા કરી આવઉ પુરમાંહિ માગઉ માન ઉછરંગ વિછાહિ ॥ ૨૬૭

શ્રીમંડ આવિઉ લઘુ પરિવારિ કીધઉ ઉત્સવ પુરપઇસારિ ।
પુહતા રાઉતણઈ આવાસિ બઈઠા વિમલચંદનઈ પાસિ ॥ ૨૬૮

મેઘરૂપે દેખી દુખ ધરઈ વિષમ કર્મગતિ મુખિ ઉચ્ચરઈ ।
ધરિ બઈઠાં દૈ લાગઈ ખોય કીધઈ યત્નિ ટલઈ નવિ કોય । ૨૬૯

દૂ૦ ભલ્લા તા ભલ્લિમ કરઈ જા ભલ્યા ન મિલંતિ ।
ભલાનઈ ભલ્યા મિલઈ ભલ્લા કિસઉ કરંતિ ॥ ૨૭૦

સમલ દેવતા સહુ કહઉ તે છઈ વિહિનઈ હાથિ ।
જુહિ વિધ્યાતા અતિભલઉ ચાલઈ કર્મનઈ સાથિ ॥ ૨૭૧

કર્મ ન છૂટઈ ભોગ વિણુ નર સમનઈ જુ થાય ।
રામ યુધિષ્ઠિર નલ નૃપનિ હરિચંદ કિમ પીડાય ॥ ૨૭૨

સુ। જોઉ કેહનઉ કામણ એહ ઇમ હુંકાર કરી નઈ તેહ।
હમણાં એહનઇ હું સજ કરું અન્નપાન મુખિ તુ વાવરું ॥ ૨૭૩

થઇ સુખ તુ કિસઉ પસાય તુહ્મથી લહૂં કહુ જે ન્યાય।
રાજવર્ગ અંતેઉર મિલી કરઇ મીત્ર મૈત્રીસૂં મિલી ॥ ૨૭૪

ચિંતિઉં તેણિ એ મોટઉ રાય દીધઉ જોઇઇ મહાપસાય।
વલતું કર જોડી કહઈ તેહ કન્યા અરધ રાજરાજિ સિઉં નેહ। ૨૭૫

આપું અહ્મે એહ કુણ માત્ર રાય હુઇ જઉ નિર્મલ ગાત્ર।
સર્વ તુહ્મારું ધન જન એહ સેવક જનપદ નવિ સંદેહ ॥ ૨૭૬

લાછિ કુલ કસ ચાલી જાઇ લિખી પસાય ન આપીં તાય।
ખડગ પસાઈ જે ભોગવઈ વસુંધરા વીરની સવઇ ॥ ૨૭૭

તઉ અંબડ આડંબર કરઇ શાંતિક હોમ જાપ મનિ ધરઇ।
કરતઇ દિવસ ત્રણિ ઉપચારિ પાયૂં પછઈ વાવિનું વારિ ॥ ૨૭૮

સહજ રૂપિ રાજા તવ થયુ રાણી રાજવર્ગિં સુખ લહિઉં।
સર્વ નયરિ આનંદ ઊપનઉ ઠામિ ઠામિ ઉછવ નીપનઉ। ૨૭૯

તુ મૈત્રીશ રાય વીનવઈ પરઠિઉં આપિઉં જોઈઈ હવઈ।
વિમલચંદ સમઝાવ્યૂ તદા કન્યા વીરમતી દિઇ તદા ॥ ૨૮૦

અર્ધ રાજ કરિ મૂકઇ તાસ રાજરાણિજન થિઉ ઉલ્હાસ।
મોટઉ અંબડિ એ ઉપકાર કીધઉ સહૂ કહઇ બહુવાર ॥ ૨૮૧

બોહિત્થ વણિગિ વાત એ લહી મહાપુરુષ મનિ જાણિઉ સહી।
કન્યારત્ન સહિત માકડી દીધી વલી ઋદ્ધિ જેવડી ॥ ૨૮૨

આરઈ જે રૂપિણિની સહી તે પરિણુતાં લાછિ ઘણુ લહી।
સુખઈ રહિઉ તિહાં કેતુ કાલ ખટકન્યા ભોગવઇ રસાલ ॥ ૨૮૩

પૂછી અંબડ સવિ કેહનઈ ચાલિઉ લેઇ પરિવાર રિદ્ધિનઈ।
આવ્યુ સુખઈ સુગંધ જિહાં વન્ન લેવા અમરાવની રતન્ન ॥ ૨૮૪

રોતી રહઇ તેહ વનમાંહિં અહોરાતિ અંબડનઇ ચાહિ ।
દીઠી દુર્ધ્ધ વિરહઇ કરી આપણપું નિંદઇ દુષભરી ॥ ૨૮૫

ધિગ્ ધિગ્ પાપકર્મ મેઇં કીયા દૈવઇ પતિસુખ લૂટી લીવાં ।
આવિઉ હાથિ ગયુ તે સ્વામિ ધનદઇ કહિઉં હતું જે નામિ ॥ ૨૮૬

કાં દીધઉ દૈવઇ અવતાર આગલિ આવિઉ ગિઉ ભરતાર ।
પુવ્વ ભવઇ મઇ કીધ્યાં પાપ બાલ વિછોહિયાં સુનિ સંતાપ ॥ ૨૮૭

ફેડી પાલિસર મોડી ડાલ કેહનઇં પેટિ પાડી મઇં ઝાલ ।
સ્ત્રી બાલકની હત્યા કરી પરધનનારી લીધ્યાં હરી ॥ ૨૮૮

કઇ મઇ કીઉ ધર્મનઉ ભંગ મિલતઇ યોગઇ કીઉ કુરંગ ।
દેતાં અંતરાય મઇં કીયા પરનાં સુકૃખ ઊદાલી લીયાં ॥ ૨૮૯

કીધી મિત્ર દ્રોહ વંચના ગુણ કીધ્યા નવિ જાણ્યા ઘણા ।
વીસાસીનઇં કીધઉ ઘાત આસાભંગ કૂડ ઉતપાત ॥ ૨૯૦

ગોત્રનિકંદન મઇં વિષ દીયાં ઇંદ્રિય છેદ જીવવધ કીયા ।
બાલ્યા દવ પરનિંદા કરી જૂડ સાખિ વિત લૂસિઉં ધરી ॥ ૨૯૧

ચાડી વ્યસન ગર્ભનઉ પાત મહાજાલ પશુપંખિનિપાત ।
ભાગાં નગર ગામ મહૂઆલ દીધ્યાં નરનારીનઇં આલ ॥ ૨૯૨

અણજાણી જાણી મઇં પાપ કીધ્યાંતઉ થિઉ વિરહ સંતાપ ।
અક્ષર ઘાત્યા વિહિં ઊંઘતી દૈવ ઉકીલઇ અમરાવતી । ૨૯૩

એહવી ચેષ્ટા અંબડ દેષી રોયુ રાત્રઇં વન્નિ વિશેષિ ।
ફૂલબટૂ તવ આવિઉ તિહાં દેષિ ઉલિષિઉ પાસઇ રહ્યાં ॥ ૨૯૪

તે માલી તવ વેગઇ જઇ રાજઋષિનઇં વરશુધિ કહી ।
તેડી આવિઉ અંબડ કન્હઇ મિલ્યા હરિષ હઊઉ એહનઇ ॥ ૨૯૫

ઉત્સવ આજ દીઠઇ તુઝ વીર પુત્રી દુષ દાવાનલતીર ।
અંબડ પ્રણમઇ ઋષિના પાય દઇ આશી રિષિ થિર તુઝ કાય । ૨૯૬

ધન ધન કન્યા અમરાવતી વિદ્યાધર અંબડ જસ પતિ ।
લીધઉ લગન તરુણિ પરિણુના કરઇ ઋષિ વનિ ઉત્સવ નવા ॥ ૨૯૭
ધનદ પ્રભાવઇ હૂઉ વીવાહ અમરાવઇ પુહતુ ઉત્સાહ ।
નવયૌવન ભરિ ક્રીડા કરઇ ઇંદ્ર ચંદ્ર જનનાં મન હરઇ ॥ ૨૯૮
આવંતુ યૌવન જવ હોય વિરૂપનઇ શોભાવઇ સોઇ ।
તરુણપણઉ જઈ રૂપઇ મિલિઉ કિરિ સોવન સિઉં માણિક મિલિઉં ॥ ૨૯૯
વપુનૂં ભૂષણુ સુંદરપણઉં તેહનઉ ભૂષણુ યૌવન ભણ્યું ।
તસ શૃંગાર તાસ મદયોગ તેહનઉં ભૂષણુ વલ્લભભોગ ॥ ૩૦૦
ચિંતારહિત રાજઋષિ હૂયા ભાગુ વિરહ અમરાવઇ ધૂયા ।
સુખસંયોગ રંગિસૂં રહઇ ઇકદિનિં અંબડ ઋષિ નઇ કહઇ ॥ ૩૦૧
દિઉ આજ્ઞા અહ્મ જાવા ગામિ સુખી હૂવા ઘણું તુહ્મ ઠામિ ।
કન્યા પટરાણી તે હૂઈ ચાલિઉ અંબડ ઋષિનઈ કહી ॥ ૩૦૨
વેગઇ આવ્યા રથપુર ભણી વધ્યામણી વહિંચિઇ જય તણી ।
ઉત્સવસિઉં આવી આવાસિ દિન કેતલા રહિઉ સુખવાસિ ॥ ૩૦૩
ષટ કન્યા રત્નફલ જોય નવલષ મર્કંટિકાનઇ લેય ।
ધનગિરિ આવિઉ ઊલટિ ઘણુંઇ પઇઠઉ બારિ શકતિમઠ તણુંઇ ॥ ૩૦૪
ગોરખયોગિંનિ આગલિ સર્વ મૂકી પ્રણમઇ ન ધરઈ ગર્વ ।
યોગિનિ બોલઇ અંબડ વીર રાજ કરે તૂં સાહસ ધીર ॥ ૩૦૫
પાય નમીનઇ આવ્યા ઘરે નિતનિત ઉત્સવ હુઇ બહુ પરે ।
સતર નારિ સરીસઉં રમઇ સુખ ભોગવઇ જેમ મનિ ગમઇ ॥ ૩૦૬
ભદ્રીષાનિ નિજ્જામ પસાય વિદ્યા ભણી ભાનુભટ પાય ।
મિત્ર લાડજી સુણિવા કાજી વાંચી કથા વિશાલખી રાજિ ॥ ૩૦૭
કહઇ વાચક મંગલમાણિક્ય અંબડકથા રસઇં આધિક્ય ।
તે ગુરુ બ્રહ્મકૃપા આવેશ સાતમાંહિ ચઉથુ આદેશ ॥ ૩૦૮
ઇતિશ્રી ગોરખ યોગિનીદત્ત સમાદેશ અંબડ કથાન કે ચતુર્થાદેશઃ સંપૂર્ણઃ॥૪॥

# અંબડ વિદ્યાધર રાસ

## પંચમ આદેશ

॥ ६ँ ॥ ॐ नमः परमात्मने ॥

દૂ । શ્રી જિનશંકર પય નમી ભારતિ ભગવતિ માય ।
ધ્યાઇ ગુરુ કવિજન સદા તસ ચરણે ચિત્ત લાય ॥ ૧

પન્નગ શિરિ મંડૂક જિમ બઇસઇ ચંપી પાય ।
મંદ શિષ્ય નૃપ રીંઝવઇ તે મંત્ર સદ્ગુરુ મહિમાય ॥ ૨

એકાક્ષર ગુરુદાનનઉ નિઃક્રિય નવિ કહિવાય ।
એવડ ધન અવનિઇ નહીં અતી ઊરણ થાય ॥ ૩

ગુરુ ત્રાતા ગુરુ સ્વામિએ ગુરુ માતા ગુરુ તાય ।
જેહ નરનઇ મનિ ભાવએ તસ સવિ સિદ્ધિ સખાય ॥ ૪

ચુ । પ્રસ્તાવઇ વલી અંબડ તિહાં આવિઉ યોગિનિ બઇઠી જિહાં ।
ચરણે ચિત્ત લાય નઇ નમિઉ થાપી પૂઠિ પાપ નીગમિઉ ॥ ૫

સુખ શરીરિ અછઇ તુઝ પુત્ર શ્રીઅચરણકજરેણુ પવિત્ર ।
દીઠઇ સર્વ પદારથ સિદ્ધિ હઉઇ સમાધિ લહી નવ નિધિ ॥ ૬

માત મોહિ પંચમ આદેશ કૃપા કરીનઇ તસ ઉપદેશ ।
દેહિ યોગિની કર શિરિકરી સુણિ સાહસ સાગર ચિતધરી ॥ ૭

વ । દેશિ સોરઠ દેશિ સોરઠ દેવકઉ નામ ।
પત્તનિ શ્રી દેવચંદ નૃપ કરઇ રાજ જનદેશ હિતકર ॥

બુદ્ધિસાગર મંત્રીસ તસ ઘરે દીપ રવિચંદ સુંદર ॥
યત્ન કરી લ્યાનઉ તુમ્હે અંબડ એ આદેશ ।
કહિઉ સખા દઢ ચિતકરિ જાઉ પ્રભાસ નિવેશ ॥ ૮

પ્રણુમી પય યોગિનીના વીર ચાલિઉ સોરઠિ સાગરતીર ।
મારગિ વાડવ સનમુખ મિલિઉ વિદ્યાકાજિ જાઇ એકલઉ ॥ ૯

તવ અંબડ પૂછઇ વિપ્રનઇ કિહાંથુ આવિઉ જાઈ કેહ કન્હઇ ।
એ પૂછિવા અચિરજ મુઝ હુઇઇ વલતુ કારણુ બ્રાહ્મણુ વદઇ ॥ ૧૦

ક દેવમ પટ્ટણુ તિહાં થિક આવિઉ જાઉ છઇ અર્થ મોટકુ ।
ઉત્તર દિશિ જિહા ભૂધર શૈન તિહા સિહપુર વસઇ સલીલ ॥ ૧૧

સાગરદત્ત રાય તસ ઠામ પટરાણી ધરિ સુમુખી નામ ।
સમરસિંહ પુત્ર તેહનઇ સુરૂપ સુતા રોહિણુિ જેહનઇ ॥ ૧૨

વિદ્યા તે ભૂપતિ ભિંડારિ પ્રવેશ સુભગ પરકાયા નીસાર ।
વૃદ્ધપણુઇ તાપસ થિઉ રાય થાપિઉ પુત્ર રાજિનીય ઠાય ॥ ૧૩

રોહિણુિ પુત્રિ કહઇ તસ વાત કાઇ મુઝનઇ આપુ તાત ।
રાજા તેહનઈ વિદ્યા દીઇ થઇ પ્રસન્ન પુત્રી તવ લીઇ ॥ ૧૪

સાંભલિ વત્સિ પિતા કહઇ સીખ એહ મનોરથ વિદ્યા દીષ ।
જા લગિ કોઇ ગુણી પુરુષનઈ નહી સીખવઇ વિદ્યા તેહનઇ ॥ ૧૫

તા લગિ તાહરા બંધવ વિના મુખ નવિ જોવાં પરપુરુષના ।
એ વિદ્યા નર જાણુઇ જેહ તઇ પરિણુવઉ સહી નર તેહ ॥ ૧૬

પિતા વચન પુત્રી ગનિ ધરઇ વિદ્યા સાધી પ્રતિખિ કરઈ ।
ઈસી પ્રતિજ્ઞા પાલઇ સુતા ક્નિકેતે તે તાપસ પિતા ॥ ૧૭

કાલ યોગ તુ પામિઉ મરણુ સમરસિંહ થિઉ પટો ધરણુ ।
કુમારિકા વેષઇ રોહિણી રહઈ વચનિ પિતાના ભણી ॥ ૧૮

કેહવારઈ વનિ પર્વતિ રમઇ વાડી ગુહાનદી તટિ ભમઇ ।
કહઇ વિપ્ર હું જોઉં તિહાં વિદ્યા ગ્રહિવા કન્યા જિહાં ॥ ૧૯

અંબડ બોલઇ બ્રાહ્મણુ સુણુઉ તુઝ પાસઇ કુણુ વિદ્યા ભણુઇ ।
જાસ પસાઈ પામઉ તુઝે તે ઉપાય પૂછઉં છઉં અહ્મે ॥ ૨૦

કહઇ વાડવ વિદ્યા મોહિની માહરઇ છઇ વંછિતદાયિની ।
બહુ ધનિ ભગતિઇ આર્થિ આપણુઇ ગુરુ પ્રેમિઇ હુઇ નવિ થપ ઘણુઇ ॥ ૨૧

વિદ્યા લહિવા પંચ પ્રકાર ઇક વિદ્યાઈ વિદ્યા સાર ।
તે આપી લિઉં વિદ્યા તાસ વલતું અંબડ વદઇ સહાસ ॥ ૨૨

પહિલઉં તસ દર્શન કિમ હસઇ વિણુ દર્શનિ તે કિમ આપિસઇ ।
વિદ્યા વિણુ દીઠઇ વિણુ કલિઇ કિમ આવઇ હાથિ અણુમિલઇ ॥ ૨૩

વિપ્ર કહઇ એ સાચી વાત કિસિઉ ઊપાય કીજીઇ તાત ।
અંબડ બોલઇ બ્રાહ્મણુ તિહાં જઈઇ પહિલૂં છઇ તે જિહાં ॥ ૨૪

વિદ્યા એહવી છઇ મુઝ પાસિ અક્ષય લિખિમી હુઇ આવાસિ ।
ઇમ પરઠી ભૂધર ગિરિ ગયા જિહાં સિહપુર તિહાં વનિ રહિયા ॥ ૨૫

અંબડ વિપ્ર પ્રતઇ ઉચ્ચરઇ દેઈ સીખ કપટ મનિ ધરઇ ।
આપણિ આપોપઈ જૂજૂઆ જઈઇ નગરિ ચાલી છૂઆ ॥ ૨૬

વિદ્યા ગ્રહિવા તણુઉ ઉપાય તેહઇ જૂજૂઉ કરિવઉ ભાય ।
જિમ બિહુંમાંહિં કેહેકનઇ ચડઇ મહા વિદ્યા એણી પરિઆવડઇ ॥ ૨૭

વિપ્રવાયમાનઈ સવિ સાચ કપટી હઇઇ જૂજૂઇ વાચ ।
દંત ગયંદ જિમ દાખઇ જૂઆ ચાવણુ તણા અનેરા હૂઆ ॥ ૨૮

કુણુ તરૂયરનઉં કોટર લહઈ માયાવી હૃદય કુણુ ગ્રહઈ ।
અંબડ ચિત્ત ન જાણુઇ વિપ્ર તે બેહૂ ગયા જૂજુઆ ક્ષિપ્ર ॥ ૨૯

પૂરવ પોલઇ અંબડ જઇ પઇઠઉ નયર માંહિ તે વહી ।

કરી રૂપ પાલટઉ તેહ થઇ મસવાસિણી જોઇ ગેહ ॥ ૩૦

કહઇ નિમિત્ત તે આગમ નિગમ નગરલોક મનિ રીંઝઇ જિમ ।
નરનારીવૃંદ સિઉં ફિરઇ દેખત સયલ લોક મન હરઇ ॥ ૩૧

મધુમાખી મધુ વીંટીઇ જેમ ભમરી અંબ મંજરી પ્રેમિ ।
જલદ દેખિ ચાતુક જિમ ફિરઇ સર્પવૃંદ ચંદનિ ગતિ કરઇ ॥ ૩૨

સજલ સરઇ પંખિ નહીં મણા વીંટઇ ટીડ વૃક્ષ જિમ ઘણા ॥
જિહાં નાદ ગુણી તિહાં મિલઇ કૌતકિ અણતેડયા જણ મિલઇ ॥ ૩૩

તિમ નયર તણી નારિ પરવરી મસવાસિણી ઇ મૌન આચરી ।
બઇઠી ધ્યાનિ આસન થિર કરી રહિયા લોક પાખલિ સવિ ફિરી ॥ ૩૪

આવિઉ વિદ્યા લેવણિ વલી તે બ્રાહ્મણ મહિમા સાંભળી ।
તવ તાપસીનઇ જોસ પૂછિવા પુહતુ મનિ સંદેહ ભાંજિવા ॥ ૩૫

સુણઉ સતી મુઝ વિદ્યા ભણી હુસઇ સિદ્ધિ મનચિંતિત ધણી ।
કિંવા નહીં હુઇ તે કહુ તુમ્હે ગ્નાન ત્રિભુવનનઉં લહુ ॥ ૩૬

કરી વિમાસણ મસવાસિણી બોલી વિપ્ર સુણઉં જેહ ભણી ।
તુમ્હે આવ્યા તેહથી નહીં સિદ્ધિ હુઇ વિચારી જોઉ બુદ્ધિ ॥ ૩૭

મન વાલી ચાલિઉ ભૂદેવ વિણુ લાભઇ ઊજમ સિઉં હેવ ।
તે પાછઉ નીય થાનકિ ગયુ મસવાસિણી મહિમા બહુ થયુ ॥ ૩૮

સારઇ નયરિ ગ્નાનની વાત રાજભવનિ તે હુઇ વિખ્યાત ।
રાજકન્યા ગ્નાન તે તણઉં સુણી ઊલટિ તેડાવઇ ઘણઉં ॥ ૩૯

પાખંડે વ્યાપ્ત છઇ મહી ગાડરીયા પ્રવાહ પરિ થઇ ।
સહુ સવારથિ ફિરઇ જ ફોક પરમારથ નવિ જાણઇ લોક ॥ ૪૦

દાસી તેડઈ આવી જેહ તેહનઇ તેડી પૂછિઉં એહ ।
રાજકન્યાઈ મુઝ નહીં કાજ અહ્મે ન વૈછઉં દર્શન રાજ ॥ ૪૧

ચેડી કર જોડી પય નમઇ વલતું વચન વિનવિ વીનવઈ ।
તે છઇ રાય કુંવરિ ગુણવતી ચતુર કલાઈ કૌતુકવતી ॥ ૪૨

તુહ્મ દરશનિ ઉતકંઠા ધરઇ તુહ્મ વયણ સુણિવા ખપ કરઇ ।
સરિખું સિરખા ગુણસિઉં મિલઇ દુર્જણ નીચિ ગુણી ગુણિ ભિલઇ ॥ ૪૩

ગા ૧ હંસા રચ્ચંતિ સરે ભમરા રચ્ચંતિ કેતકી કુસુમે ।
ચંદનવને ભુયંગા સરિસા સરિસે હિં રચ્ચંતિ ॥ ૪૪

દૂ ૧ રાખ સરીસા ખર રમઇ દાદુર કાદવ રંગિ ।
મલકુંગધિ માખી મિલઇ દુર્જણ પાપી સંગિ ॥ ૪૫

ગુણઅણુહ ગુણિ સિઉં મિલઈ જિમ કમલઈ વનભૃંગ ।
નિગુણ સગુણ સિઉં કિમ રમઇ એક કમલ તલિ સંગ ॥ ૪૬

ગુણિ સંગઇ નિર્ગુણ તણઉ મોટઉ મહિમા થાય ।
નગરી નીર ગંગા ભિલઇ તે ગંગોદક હુઇ જાઈ ॥ ૪૭

ચુ ૧ વયણ તણી એહવી ચાતુરી હર્ષિત વદન હુઈ મનિ ધરી ।
ચાલી રાજભુવનિ તે ગઇ રાજકુંવરિની દઇઈ થઇ ॥ ૪૮

સાહમી આવી કુંયરી જિસઇ તે ઘરમાંહિ પુહતી તિસઈ ।
અર્ઘ્યપાદ્ય સનમાનઇ કરી મસવાસિણિ આવર્જી ખરી ॥ ૪૯

આસન કુશલ પૂંછ્વઈ ઘણું પવિત્ર કીઉં ઑગણ અહ્મ તણઉં ।
મુખ પ્રસન્ન ગુણવર્ણન કરી સફલ જન્મ ઑગઈ ઉદ્ધરી ॥ ૫૦

દૂ ૧ વાણી જેહ તણે વિસહરનાં વિસ ઊતરઇ ।
તેણિ ન ભેદિયા જેહ તે નર માનઉ હાડસી ॥ ૫૧

વાલા વયણ તણે હિ જાય ભાલેડિ ન ભેદિયા ।
તેહ કેહ કહિ હિ ઊસાસીસુંઅઇ ભગીત્ર ॥ ૫૨

સુવયણ સંભાલે હિ પાત્હૃત્ર જે પરકું જોઇ તીહ ।

કીહૂં ક્રિયાણૂં લેઇ આગલિ જાઇ ઊભોઇહિ ॥ ૫૩

સરસ વાણિ સુણતાં હ ફેરો ફણુ માંડિઉ નહીં ॥
તે જલસપ જાણેવાહ મણિધર નુહઇ મહિયરા ॥ ૫૪

ફિરતા દીસઇ કાર રૂડા નઇ રલીયામણા ।
ભીતરિ ભેદણહાર વેધક વિરલા પામીઇ ॥ ૫૫

હાંસાં સરિસી હોઈ પ્રીતિ જ પાખાસર તણી ।
તુ બગ બોલાવઇ કોય ભેદ વિહૂણાં ભીમઊત્ર ॥ ૫૬

ધ્યાત જ જાણુઇ જિ કે ઘણુ લોયણુ ખૂઝઇ સન્ન ।
તાયસુસોઝે સન્જને રહિઉં વેધિ મુઝ મંન ॥ ૫૭

સુ । પય લગ્ગી નૃપકન્યા તાસ પીઠ બઇસિવા મૈડિક પાસિ ।
આસી રંગિ દીઇ તાપસી બઇઠી એમ પૂછઇ મુખિ હસી ॥ ૫૮

કુશલ પૂછિવઇ હુઇ અતિ પ્રીતિ કરઇ વાત થઇ એક ચીંતિ ।
ભોજન કાજઇ આદર કરી રાખી ભગતિ બહૂ મનિ ધરી ॥ ૫૯

અર્થ આપણઉ સાધિવા કાજિ વચન વઇરાગી બોલઇ માઝિ ।
રાખઇ દંત ચાવિવા જૂઆ હસી દાખિવા અનેરા હૂઆ ॥ ૬૦

હઇઇ વાત અનેરી ધરઇ મુખિ નિરીહ પણઉં ઉચ્ચરઇ ।
રાજ પ્રતિગ્રહ ન ઘટઇ અહ્મ કરું યોગ સાધના ધર્મ ॥ ૬૧

પહિલઉં મધુ પરિ સરસઉ જાણિ પછઇ વિષ ઉપમ નિરવાણ ।
રાજપિંડ તેહથી નવિ લીઉં બહૂ દોષ માન્ય મનિ બીહૂં ॥ ૬૨

દશ ખાટકી ચાલ સમ જાણિ એક કુંભાર પાપની ખાણિ ।
દશ કુંભારિ સમ એક કુલાલ દશ કુલાલ ઘક વિસઇ રસાલ ॥ ૬૩

દશ વેસ્યા તોલઇ નૃપ એક કરઇ પાપ સદા અવિવેક ।
દશ સહસ ખાટકી પાપ નિસદિન નટવરહ તણું ચામ ॥ ૬૪

લઘુ પંખી જાલમાંહીં ધરઇ  તે  સુનક મુનિ ઇમ ઉચ્ચરઇ ।
તેહ સિરીખઉ રાજા કહિઉ  તાસ પ્રતિગ્રહ ન ઘટઇ ગ્રહિઉ ॥ ૬૫

તેહ માટઇ ભિક્ષા લિઉં સાર  માનું સર્વ  અથિર  સંસાર ।
એક ધર્મ્મ સુખકારણુ જાણિ તાસ વિરાધન દુષની ખાણિ । ૬૬

જીવ ખેદ મુધ્યા મનિ ધરઇ  પર સુખ દેખી ઇછા  કરઇ ।
કરુ પુણ્ય જઉ વંછઉ ભોગ પુણ્ય વિના સુખ નવિ સંયોગ ॥ ૬૭

વલ્લભ નારિ પુત્રના પ્રેમ  સ્નેહવંત બંધુજન  હેમ ।
ધનમંદિર સવિ મૂકી જાય એક જ ધર્મ સષાઇ થાય ॥ ૬૮

સુણી  વયણુ  રાજકૂંયરી  રંજી પૂછઇ  પ્રીતઇ  કરી ।
કહુ પંડિતા પૂછઉં વાત  તુહ્મ નવયૌવન સિઉં તપ માત ॥ ૬૯

એ વઇરાગનઉ અવસર નહીં ભોગ યોગિ કોમલ તનુ લહી ।
વલતું વચન કહઇ  તાપસી વછી ન પૂછિસિ ભવપરિ કિસી ॥ ૭૦

પૂરવ  રાગ  સાંભરઇ  જેણિ  વીસરિવા તપ કીજઇ તેણિ ।
જે દીસઇ તે વિણસઇ સર્વ અથિર સંસાર ન કરિવઉ ગર્વ ॥ ૭૧

વારવાર પૂછંતી વાત ઐહવી રોહિણિ જાણી ખ્યાત ।
મનિ ચિંતઇ તાપસી ઘંસિઉ ચડિઉં દૂધ મીનીકરિ જિસઉં ॥ ૭૨

એ ભાવ ધરી પૂછઇ મુઝ કથા તુ ગલ્લઝલ્લરી કીજઇ યથા ।
રચી કપોલકલ્પના ઘણી જિમ સમઝઇ રીઝઇં આપણી ॥ ૭૩

મિથ્યા વંચન વેલા લહી કિમ ન કીજઇ એ વશિ સહી ।
ચિંતી ઇમ કહઇ મસવાસિણી સુણુઉ કુંયરિ કહું કથા આપણી ॥ ૭૪

રોહિણી એકમની સાંભલઇ મૂલ રૂપ જાણિવા મિલઇ ।
અકથ્ય કથા પહિલી હૂં સહૂ ભગતિવતી તુઝ આગલિ કહૂં ॥ ૭૫

સુણુઉ વછિ સરીપુર ગામિ રાજા સૂરસેન છઇ નામિ ।

જયવંતી રાણી તસ સુતા નામ માણિકી દીધઉં પિતા ॥ ૭૬

જાત માત્ર દેવનઇ યોગિ માતા મૂઈ સુતિકા રોગિ ।
કષ્ટઈ બાલ પાલન તવ થયું આપુઅલઇ તનુ પુષ્ટઉં હૂઉં ॥ ૭૭

ઇમ લાલતાં હું મોટી હુઈ પંચમ વરસિ શુધિ અંગઇ થઈ ।
નેસાલઇ ભણિવાનઈ કાજિ ધરી પંડિતા પાસઇ રાજિ ॥ ૭૮

ચઉસઠિ કલા જે ગુણ નારિના સીખંતાં હુઇ નવયૌવના ।
રૂપઇ રૈભા રતિ ઉર્વંસી કિરિ ઈંદ્રાણી અપચ્છરહસી ॥ ૭૯

આગઇ રૂપ યૌવનિ આવરિઉં વિદ્યા કલા ભૂષણે ભરિઉં ।
માણિભદ્ર વિદ્યાધરરૂપ દેખી રાગિઇ મોહઉ ભૂપ ॥ ૮૦

ઝાલી ગગન માગિ ઊપાડિ લેઈ ગયુ પર્વત વૈતાડિ ।
રાખી મંદિરિ હિત અતિ ધરઇ ભોજન ભૂષણુ સેવા કરઇ ॥ ૮૧

મુઝનઇ તેણિ ભણાવી કલા ગૌરી પ્રજ્ઞપ્તી નિર્મલા ।
વિદ્યાદેવી સોલઇ જેહ પ્રત્યખ્ખિ હુઇ સાધતાં તેહ ॥ ૮૨

જવ ગુણરૂપ યૌવનભર હૂઉ દેખી ચિત્ત ચાલ તસ થયુ ।
મુઝ પરિણવા સજાઈ કરી લીધું લગન રંગ મનિ ધરી ॥ ૮૩

તેતલઇ તેહનઉ સુત તિણિ ઠામિ ભદ્રવેગ વિદ્યાધર નામિ ।
મહારૂપ તનુ દેખી મુજ્જ મોહિઉ કરઇ પિતાસું ગુજ્જ ॥ ૮૪

બેહૂ કામઅંધ આખડઈ લાગઇ અંગિ ઘાય લડથડઇ ।
ભરઇ બાથ વિલગી ભુંઈ પડઇ ક્રોધઇ ચડિયા ઘણે તનુ ઘાઇ ॥ ૮૫

યૌવનવંત પુત્ર અતિબલી મોગર ઘાયદીઇ ઊછલી ।
પડિઉ પિતા ધરણીઈ ઢલી ચંપિઉ પ્રાણુ ગયા નીકલી ॥ ૮૬

હાહાકાર સઘલઇ પુરિ હુઉ નગર નાથ કેહઇ સેવક જૂઉ ।
કિસિઉ કોલાહલ પુરમાંહિ થાય રાય ઉલગૂ જોઇવા જાય ॥ ૮૭

તેણે વાત રાઇ આગલિ કહી પિતા પુત્ર વેઢિ જે હુઈ ।
વેગિ વિદ્યાધર રાય આવીઉ ભદ્રવેગ શિરછેદન કીઉ ॥ ૮૮

તે સરૂપ મઇ દીઠઉં જામ ધિગ મુઝ રૂપ નિંબ'છિઉં તામ ।
ધિગ્ જીવન જનમ ઓતણુઉ એ ધિગ રાગ મરણિ ગુણ ઘણુઉ ॥ ૮૯

કુલિ કલંકન ગણુઇ સુતસંગ ગુરુ ઉપદેશ શીલનઉ ભંગ ।
મારઇ પુત્ર ભ્રાત નઇ બંધુ ધિગ્ ધિગ નર રાગઇ થિઉ અંધ ॥ ૯૦

મુઝ કારણિ ઊપનઉ અનર્થ હવઇ જીવી સિઉં સાધઉં અર્થ ।
મરિવા નઇ ઘરથી નીસરી પાસઇ વાવિ જિહાં જલભરી ॥ ૯૧

તડના વૃક્ષ ઊપરિઈં ચડી' હવઇ પ્રાણુ નીગમુ પડી ।
એતલઇ તેહ નગરરાઉઉ વેગ વિદ્યાધર વહૈત આવીઉ ॥ ૯૨

કરિ સાહી ઊતારી તેણિ મોહવશઇ રાખી ઘરિ જેણિ ।
નિત સંસાર સુખ ભોગવઇ મહાપ્રેમસિઉં દિન ભોગવઇ ॥ ૯૩

નારિ અનેરી મિલી અન્યદા થિઉ લંપટ તેહ સિઉં તદા । '
મુઝ સિઉં નવિ બોલઇ નવિ રમઇ નવી નારિ ઊપરિ મન ભમઇ ॥ ૯૪

મઇ ખેચર વારિઉ બહુ વાર ન રહઇ કરતાં અનેક પ્રકાર ।
તવ મુઝનઇ ઊપનુ વિરાગ ભાગ્યયોગિ છૂટઉ ગતિરાગ ॥ ૯૫

કો કહિનઉં વાલ્હઉ જગિ નહી મીઠઉ આપ કાજ એક સહી ।
જાં લગઇ અર્થ તામ સહુ મિલઇ સરઇ કાજિ સગપણુથી ટલઇ ॥ ૯૬

સોવન કાનિ ઝાલિ થઇ રહઇ સ્ત્રી કપોલ ચુંબન જવ લહઇ ।
ગંગામૂલ જનમનઉ ઠામ નવિ સંભારઇ કહીંઇ તામ ॥ ૯૭

નારિહૃદય વિચિ મોતીહાર રહિઉ સીયમાત નીસાર ।
નવિ જાણુઇ કુચરસ જવ લહિઉ બહુ લાભિઇ મુલગુણુ ગયુ ॥ ૯૮

અહીંઠાં રત્ન મુકુટ નઇ ઠાણિ શુદ્ધિ મૂકી વઇરાગર ખાણિ ।

જવ જન અતિ સુખ અંબિકરઈ તવ પાછિલી પ્રીતિ વીસરઈ ॥ ૯૯

ઈમ ચિંતી ઉદાસ મનિ રહી કામ ભોગથી વિરમી સહી ।
વિદ્યાઓમ ગતઇ હું ગઈ શ્રેયકાન્જિ ગંગા આશ્રયી ॥ ૧૦૦

કરી સ્નાન તનુ પાવન કીઉં મઈં મસવાસી દર્શન લીઉં ।
તિહાર પછી સંચરઇ સંચરું કૌનતિ ભૂમિ નિરીક્ષણ કરું ॥ ૧૦૧

ઇમ વિનોદ જોતી નવનવા આહાં આવી તુહ્મ મુખ નીરખવા ।
મઇ માહરા હઇયાનું ગુઝ પ્રગટિઉં જેહ હતૂં તે તુઝ ॥ ૧૦૨

તૂં તાહરા મન તણી વાત મુઝ આગલિ સવિ કહઇ સુજાત ।
પરનર મુખ નવિ જોઇ કિસિઉં કુણ કારણિ વઇર તેહસ્યૂં ॥ ૧૦૩

નરમુખ કામિનિ નઇ વલ્લહુ તુઝ નઇ કિમ ન ગમઇ તે કહૂ ।
વલ્લુ રાજ સુતા તસ કહઇ સુણુઉ માત શંકા નવિ રહઇ ॥ ૧૦૪

પિતા માહરઈ વિદ્યા કહી તવ સીખામણ મુઝ રહઈ દીઈ ।
માહાપાત્રનઇ વિદ્યા કહે નર મુખ પછઈ જોવા સામેહ ॥ ૧૦૫

મુઝ પિતાવચન છઈ એહ તુઝ દીઠઇ જાણીઇ તેહ ।
કહી પ્રતિજ્ઞા પૂરી હૂઈ તુહ્મ આગલિ તે જોઈઇ કહી ॥ ૧૦૬

તુઝ સરિખું પાત્ર જઉ મિલઉં વિદ્યા રસમય વંછિત ફલઉં ।
આપું વિદ્યા લિઉ પ્રેમસિઉં કહઇ તાપસી નવિ ખપ એહસિઉં ॥ ૧૦૭

કહઇ શાસ્ત્ર અણુમાર્ગ્યાં એહ દીજઇ ન ભારત નહીં સંદેહ ।
વિદ્યા અન્ન કન્યા બહુમાનિ દીજઇ ત્રણ્ય અર્થીનઇ દાનિ ॥ ૧૦૮

સાચઉ ઊખાણઉ છઇ જેહ સિદ્ધ તાપસી ચિંતઇ તેહ ।
રસમાંહિ દાન રોસથિઇ ધાઉ બે અવસર ગિઇ ધાઉ ન આઉ ॥ ૧૦૯

કન્યા કહઇ આપણુઉ વૃત્તાંત હરસં વિદ્યા દીઇ મહાંત ।
વિદ્યા લાછિ આવતી એય કોઈ ચતુર નવિ ઠેલઇ તેય ॥ ૧૧૦

કન્યા પય લાગી વીનવઇ માત જ્ઞાન જોઈ નઇ હવઇ ।
એક વિદ્યા જાણુ વર મોહિ હોસઇ કહઇનઇ પૂછઉ તોહિ ॥ ૧૧૧

પ્રસન્ન થઈ સાચ મુઝ કહુ મોટઇ કાજિ મ વિરૂંખી રહઉ ।
તે ચિંતઇ માંજારી મુખઇ પડિઉ આખુ આવીનઇ સુખઇ ॥ ૧૧૨

તે માયાઈ બૈઠી ધ્યાન અતિ આડંબરિ નિરખી જ્ઞાન ।
હસી તાપસી કન્યા પ્રતિઇ કહઇ વેગિ પરિણિ મિતું યતઇ ॥ ૧૧૩

થોડા દિનમાંહિ તે આવિસઇ મહસમૃદ્ધિસૂ દલ દયાવિસરઇ ।
આણુઇ કામિ વર હુસઇ વિવાહ સુણી બાલ હરિખી મનમાંહ ॥ ૧૧૪

કુણ અહિનાણિ જણાસઈ તેહ કહઈ કન્યા ધ્યાનસૂ એહ ।
જોઈ કહુ તે વલતું વદઇ એ અહિનાણુ ગખિયો હૃદઈ ॥ ૧૧૫

માતણિ હાથિ સુગંધ કેસુલી દેઇ કુસુમ મર ભેટણિ વલી ।
જે મોકલઇ તેહ ભરતાર તાહરૂ સહી જાણે નિરધાર ॥ ૧૧૬

ગતે હવઇ સ્વસ્તિ હઉ તુઝઝ હર્ષિઇ દેઉ અનુજ્ઞા મુઝઝ ।
કન્યા રાખઇ આગ્રહ કરી વદઇ આર્યા સુણિ સુરી ॥ ૧૧૭

અદ્ય પૂરી ન ગ્રહું ઇક દાય સગઇ બહુ માયા ઉપાય ।
કન્યા મોકલાવી ઇમ કહી ચાલી વેગિ ગઈ તે વહી ॥ ૧૧૮

પછી રૂપ અમડ નિજ ધરી ગિઉ દેવક પટ્ટણિ સંચરી ।
તિહા સરસ્વતી સાગર સંગ ખેત્ર પ્રભાસ નામ તે ચંગ ॥ ૧૧૯

શ્રી ગંગા સુત અમૃત ચંદ લછિ સુના જામાત મુકુંદ ।
વાડવ વાયુ દૈત્ય ગિરિ ઠામ વિષ્ણુવાસ રત્નાકર નામ ॥ ૧૨૦

વર કુટુંબ નદીશ ગંભીર અતિ વિસ્તાર ઉચ્ચ બહુ નીર ।
ઉદધિ કંઠિ આવિઉ જોતુ પઇઠઉ પટ્ટણિ જન મોહતુ ॥ ૧૨૧

રાજમાર્ગિણી વરિ ઊતરિઉ વિદ્યામોહિની મંત્ર મનિ ધરિઉ ।

મોહનરૂપ કરિઉં તતકાલ પામ્યા મોહ નરનારી બાલ ॥ ૧૨૨

માલાકાર સુતા દેમતી તે બાલા મોહી જોયતી ।
સુભગ રૂપ દેખી નઇ કહઈ સુણિ માતા એક ચિંતા દહઇ ॥ ૧૨૩

કહિ વછિ તે ચિંતા કિસી પૂરૂં તુઝ મન ઇચ્છા જિસી ।
સુઝનઇ મોહ એહ નર સાથિ પરિણાવઉ માતા નિજ હાથિ ॥ ૧૨૪

કહઈ માત તુઝ વચન પ્રમાણ જઈ અંબડસિઉં કરઈ સંધ્યાણ ।
સુણઉ વીર શાસ્ત્ર ઇમ કહઇ કન્યા મન વંછિઉ વર લહઇ ॥ ૧૨૫

અંબડ બોલઇ તે સવિ સાચ પુત્રી દિઉં કહઇ માલણિ વાચ ।
તઉં સૌભાગ્ય તણઉ ભંડાર ચમતકાર હાથિ પુરિ સાર ॥ ૧૨૬

જે રૈજઇ નર જોણઇ કરી સહુ રાજા દિક જન જે પુરી ।
દેમતી દીધી શોભઇ તોય સર્વ લોકમાંહિ મહિમા હોય ॥ ૧૨૭

વચન પ્રમાણ કરૂં માલિની અંબડ દિન બીજઈ આલિની ।
રચી ચાલ રાઈ સભા કાજિ ચઉરસ ફૂલ સેવિવા રાજિ ॥ ૧૨૮

બીજઉં ચઉસર ગૂથી હાથિ ફુલગક્ષા બેહુ ભેલી આથિ ।
તે બિહુ માલ રામિણિ લેઈ ગઈ રાજસભાની દષ્ટિઇ થઈ ॥ ૧૨૯

ચઉસર એક નૃપ ભેટઇ દીશઈ બીજઉ વિરોચન મંત્રિઈ લીશઈ ।
રાઇમૈત્રી તસ પરિમલ લીશે બિહુ નરિ ચૌસર મસ્તકિ ઠીશે ॥ ૧૩૦

ઉલગ કરી રામિણિ ઘરિ ગઈ અંબડિ અંધ્યારી કરિ લઈ ।
પુરી મૈત્રીસ રાજ ઘરિ જઈ ત્રિહુ પોલઈ રાખ તસ દઈ ॥ ૧૩૧

બહુ મહિમા તે રક્ષા તણઉ નયર લોક દેખઇ તિહાં ઘણઉ ।
ધૂણઇ ત્રણિ પોલિ, તવ એમ નદી તડઇ તરુવાલિ જેમ ॥ ૧૩૨

શીતઇ કંપઇ જિમ સંનિપાત ભૂતઇ ગ્રહિઉ ધૂમિણી વાત ।
ચક્ર કુંભાર ભમરી જિમ નાચ ફિરઈ વારિ ભ્રમર પરિ સાચ ॥ ૧૩૩

સર્વ લોક કોલાહલ કરઇ બીહંતા દહ દિશિ નીસરઇ ।
સહૂ મિલી મનિ ચિંતઇ ઈસિઉં વિરૂઉં નયરિ હૂસઇ જો કિસિઉં ॥ ૧૩૪

ભૂત પ્રેત રાક્ષસ કો દેવ કુપિઉ પિશાચ પુર ઊજડઇ એવ ।
બલિ પૂજા શાંતિક જપ કરુ ટલઇ કલેશ પ્રગનઉ પહુઉ ॥ ૧૩૫

મહા સબલ નગરઉં દ્વાર ગાજન મંત્રિ પોલિ જે સાર ।
કંપઇ ત્રહિણુ અવર કો નહીં જેમ પતાકા પવનઇ રહી ॥ ૧૩૬

ભય ભ્રાંત નગરના લોક રાજા મંત્રી પ્રતઇ સશોક ।
કહઇ સ્વામિ કાંઇ કરુ સંભાલ પોલિ તણા મૂઝ્યા રખવાલ ॥ ૧૩૭

રાજ વર્ગ સહુ કરઇ ઉપચાર હેમ જાપ પૂજા બલિ સાર ।
ગુણ નવિ પામઇ તે તિલમાત્ર ઓષધ કરઇ મિલી ગુણપાત્ર ॥ ૧૩૮

બીજઇ દિનિ રાજા મંત્રીશ શબ્દ શીખાલયું પાડઇ ચીસ ।
ત્રીજઇ દિનિ નાગા પુરિ ભમઇ ત્રિકચચ્ચરિ ચઉવટે રમઇ ॥ ૧૩૯

દિન ચઉથઇ રાખગજલેપ અગિઇ મહંઇ કાદવ ચેપ ।
કેતા નર તિહાં કૌતુક જોઇ કેતા પેખિ હદયસ્યું રોઇ ॥ ૧૪૦

દિન પંચમઇ તે મુહકામાહિં નગન થઇનઇ નાચઇ ગાય ।
માદલ વાઈ તિહાં મંત્રીશ તાસ શબ્દિ ધૂજઇ જન શીસ ॥ ૧૪૧

માદલ બોલઇ રાય પ્રધાન ગૃહભ હોસઇ બેઉ નિદાનિ ।
તે સાંભલી હસઇ પુરલોક જોયો કૌતુક નવ નવ થોક ॥ ૧૪૨

છઠઈ દિનિ મંત્રી રાજાન રોઈ નૃત્ય કરઇ નહીં સાન ।
દિન સાતમઇ ઝૂંબ પાડતા જાઈ પથિ રજ ઉડાડતા ॥ ૧૪૩

હિત વિપ્ર હત નયર સવિ થયું તવ રામિણિઇ અંબડ પ્રતિ કહિઉં ।
અહો વીર કુટિલ હિવ શાંતિ કરુ સ્વચ્છ ટલઇ જનભીતિ ૧૪૪
બોલઇ શાસ્ત્ર અતિ હિં આચાર અનાચાર અતિ નિંદાભાર ।

અતિ વષાણુ પાવન અપવિત્ર અતિ સઘલું છાંડિવું મિત્ર ॥ ૧૪૫

શીતલ હીમ પિડઇ વન બલઇ અતિ વરસાતિ અન્ન સવિ ટલઇ ।
અતિ આહાર અજીરણ કરઇ અતિ સર્વત્ર વર્જિવઉં સિરઇ ॥ ૧૪૬

મધ્યમપણું સઘલઇ છઇ ભલું ધર્મિં અર્થિં કામિ કેવલું ।
દંત કપૂર ભખિઇ અતિ જાય મધ્યમ ભાતિ સિદ્ધિ સવિ થાય ॥ ૧૪૭

તુ અંબડ વિદ્યાનઇ બલઇ પોષિ ડોલતી રાષિ છલઇ ।
નયરલોક દેષી હરિષીઉ કોઇક સિદ્ધ પુરુષ પરષીઉ ॥ ૧૪૮

દેવ સરૂપ નહીં નર એહ અકલ રૂપ વિચારી તેહ ।
મિલી રાજવર્ગ સહુ ગયઉ અંબડ વીર અછઇ જિહાં રહિઉ ॥ ૧૪૯

તુ કરી પ્રણામ કહઇ હો સિદ્ધ તઈં આપોપઉં પરગટ કિદ્ધ ॥
એ શોભા તુઝ મોટિમ યોગ જઉ રાય પ્રધ્યાન કરુ નીરોગ ॥ ૧૫૦

વસ્તુ અંબડ તેહનઇ કહઇ જઉ સમાધિ ઇછા તુહ્મ હુઈ ।
તુ રાય પ્રધ્યાનનઇ ઓષધ યોગ આદર કરી કરું નીરોગ ॥ ૧૫૧

જઉ મુઝ આપુ અધલઉ રાજ કન્યા રૂપવંત ગુણ ભાજ ।
રવિચંદ્ર દીપક દિઉ તુહ્મે તુ કરું સમાધિ બિહૂનઇ અહ્મે ॥

રાજલોક તે કરઇ પ્રમાણ વચનિ વીસસિઉ અંબડ જાણ । ૧૫૨
રાજભુવનિ નિવરું ઘર જોય વિદ્યા સાધઇ બઇઠઉ સોય ॥ ૧૫૩

ધ્યાનાડંબર શાંતિક હોમ સુગંધ ધૂપિ વ્યાપિઉ ઘર વ્યોમ ।
ભૂપ ગયમંત્રિનાં અંગ થયાં નીરોગ ઊપનઉ રંગ ॥ ૧૫૪

નગર માંહિં મહોત્સવ ભયુ રાજા પ્રજા હરિષ મનિ હુઉ ।
રાજવર્ગ સુજન સહુ મિલી પટરાણી આદેશિઇ વલી ॥ ૧૫૫

કન્યા રાજ દીપકની વાચ રાજા મંત્રિ મનાવી સાચ ।
રાજ સુતા જે મદિરાવતી અર્દ્ધરાજ સિઉં દિઇ ભૂપતી ॥ ૧૫૬

ગોરોચન ધૂપ કપુર મંજરી તે રવિ ચંદ દીપકસૂં કરી ।
દીધી પ્રધાનિ અમકઇ વરી વધાવિઉ સવિ અંતેઉરી ॥ ૧૫૭

કહિઉ દીપનઉ મહિમા એહ બલઇ તેલવિણુ અહિનિશિ જેહ ।
દુખ દાલિદ્ દૂરથી ટલઇ મહિમા વધઇ વિઘન ઊવલઇ ॥ ૧૫૮

ગમિણિસુતા પછઇ દેમતી તે પદ્મિણી ગુણિ રૂડી હતી ।
વીવાહિઇ જે લાધઉં દ્રવ્ય આપવશઇ કહિઉં તે સર્વ ॥ ૧૫૯

એકવીસ દિવસ તિહાં રહિઉ સવિ સંયોગ ભોગ ધન લહિઉ ।
પૂછી સુજન મિત્ર છઇ જેય આવિઉ સર્વ આપણઉં સેય ॥ ૧૬૦

ઉત્તર દિશઇ સિંહપુર જેય આવિઉ તિહાં સમલ દલ લેય ।
તેતલઇ આગનિ જાતૂં એક મૃતક મિટઇ દેખઇ છેક ॥ ૧૬૧

પુઠિઇં આવઇ અતિ રોવતી અંખડ પેખઇ નારી સતી ।
મહા વિલાપ કરતી માગિ દેખી આવિઉ અગ્ર વિભાગિ ॥ ૧૬૨

અંખડ તેહનઇ પૂછઇ હસિઉં અરે મ રોઇ મ ધરિ દુખ કિસઉં ।
એ સંસાર તણી છઇ રીતિ જનમ્યાનઇ છઇ યમની ભીતિ ॥ ૧૬૩

લખિમી હસઇ ધરા ધાલતાં કુસ્ત્રી પતિનઇ સંભાલતાં ।
કાયરનઇ મરણુ તિમ હસઇ પુત્ર પ્રેમિ પિતા યમ ગ્રસઇ ॥ ૧૬૪

રાય રંક અનેક છઇ હુઆ ગયા જાઇ જાસઇ જૂજૂઆ ।
પવન અથિડિ મેર ધન જેમ દહ દિશિ જાઇ સંપત તેમ ॥ ૧૬૫

ઇંદ્ર ઉપેંદ્ર સહસ તેહ તણી ચક્ર વૃતિ હર બ્રહ્મા ઘણા ।
સહુનઇ ગિલઇ એકલઉ કાલ જિમ દીપક વાઇ વિસરાલ ॥ ૧૬૬

અતિકાલિ પદારથ જેહ બિહુ પુહરે નવિ દીસઇ તેહ ।
રાતઇ જૂઉ નવુ હુઇ પ્રાતિ યમની ઇંદ્રજાલ પરિ ભાતિ ॥ ૧૬૭

ગુરુ ઉપદેશઇ હુઇ વઇરાગ વૈરાગ્યઇ શોકનુ ત્યાગ ।

શોક ત્યજિઇ હુઇ સંતોષ સંતોષઇ પામી જઇ મોક્ષ ॥ ૧૬૮

જાઇ મોહ વિચારઇ ભાગ જૂડઉ તનુ ધન યૌવન રાગ ।
જિમ દૃષ્ટાંતિ નટાંની તણુઇ બોલ્યા બહૂ શ્લોક ઇક ભણિઇ ॥ ૧૬૯

કવણ નટાંની બોલ્યા કવણ પ્રતિ બોલ્યા તે કેહૂં વયણ ।
અવસરિ કથા જોઇઇ કહી સંતજને તે ઇઇ સંગ્રહી ॥ ૧૭૦

રત્નપુરી નગરી સુવિશાલ રત્નસેન ગુણી ભૂપાલ ।
રૂપમંજરી રાણી જાસ અતુલબુદ્ધિ મંત્રીશ્વર તાસ ॥ ૧૭૧

શ્રી ગરણાંવઇ ગરણા જેય સંધિપાલ સેનાની તેય ।
સેલ્હુત સાર્થવાહ સામંત મહીધર મહાજન શ્રીવંત ॥ ૧૭૨

થઇ ચર તલાર વ્યવહારીયા ઓગ ઉલગૂ વ્યાપારીયા ।
અધિકાર સુભટ મહારથી અશ્વવ્યાર પુંતાર સારથી ॥ ૧૭૩

માંડવીયા કૌટંબિક દૂત દારપાલ સેઠિ રજપૂત ।
સેવઇ રાજકુલી છત્રીસ દેશિ દેશિ વિસ્તરી જગીશ ॥ ૧૭૪

ઇક દિનિ સભા બઇઠઉ રાય બહુ ગુણવંત આછઇ તાસ ઠાય ।
પંડિત વૈદ્ય જોસી ગારડી મંત્ર તંત્ર યંત્ર જે જડી ॥ ૧૭૫

તેહના જાણ રસાંગી પાત્ર કલાવંત ચાલઇ જે ગાત્ર ।
વિજ્ઞાની કુતિગીયા ભંડ નાટકીઆ ભિડઇ ભૂપંડ ॥ ૧૭૬

ચરમઇ શસ્ત્ર રચઇ ઇંદ્રજાલ વાજિત્રીયા ચેટકી રસાલ ।
અમૃત બોલ નઇ વિસવટા કીરતિકાર વેસગર નટા ॥ ૧૭૭

નાટક કૌતક કથા વિનોદ હાસ્ય કલા કુસુમ આમોદ ।
ફલ નવ ભેટિ સુભટ પ્રેમગીત મૃદંગ વીણા રસસિઉં ગીત ॥ ૧૭૮

ઇમ ઉત્સવ વર્ત્તતઇ રાય શીકિરિ છત્ર શરિ ચમર ઢલાય ।
તિસઇ દારપાલ કહઇ નાથ આવિઉ દારિ કલાપતિ સાથ ॥ ૧૭૯

દક્ષિણ દેશતણા તે પાત્ર મહારાજ તુઝ કરિવા યાત્ર ।
દિઉ આજ્ઞા જિમ મૂકું દેવ મહાગુણી તુઝ વંછઇ સેવ ॥ ૧૮૦

તેડુ રાય કહઇ તે પાત્ર કલ્યાણિત જે સુંદર ગાત્ર ।
પોલિ પ્રવેશ કરાવ્યઉ તિહા આવી રહિયા સભા છઇ જિહા ॥ ૧૮૧

બેઠિઉ રાય સભાસિઉ તેણુ રમી ઇંદ્ર પરિ રચના જેણિ ।
રાજા દૃષ્ટિ તણુઉ દઇ દાન દેઈ આસીસ તવ માંડિઉ ગાન ॥ ૧૮૨

વીણા યંત્ર મૃદંગ ઉપંગ ભુંગલ તાલ ડુકડી સંગ ।
પડહ તાન માન સિઉ છંદ મોહન રાજ પ્રજા સવિ વૃંદ ॥ ૧૮૩

નાટકીયા નાટકિણી પાત્ર નવ નાટકરસ વિદ્યા માત્ર ।
રાગાદિક તેહના જાણ સુગુણ ગાન તે કરઇ વખાણ ॥ ૧૮૪

આશ્રમ અન્ન પાન તસ દીધ રાઇ અતિ આવર્જન કીધ ।
તેહનઉ નાટક જોવા કાજિ સંધ્યાઇ સહૂ આવિઉ રાજિ ॥ ૧૮૫

મંડલિક મુકડઉધ્યા જોય નાચ નિરખવા તેડિયા તેહ ।
નૃત્ય કલા અવસર થિઉ જિસઇ લોક પેખિવા આવ્યા તિસઇ ॥ ૧૮૬

પૂરી સભા સંધ્યાઇ ગવિ રંગભૂમિ નાટક રસ થાઇ ।
સુંદર પાત્ર કસા બહુ જોય તાંડવ રંગ રચઇ તવ તેહ ॥ ૧૮૭

સપ્તસ્વર નઈ ત્રિણ્ણુ ગામ એકવીસ મૂર્છના ઠામ ।
તાન રચિયા ઉગણ પંચાસ ત્રિણ્ણુ ત્રિણ્ણુ માત્રા લય જાસ ॥ ૧૮૮

ત્રિણ્ણુ ઠામ ત્રય યતિ ષટ હાસ નવરસ વર્ણ છત્રીસઇ તાસ ।
બઇતાલીસ ભાષ અવિછેદ એમઉ પંચ્યાસી એ ભેદ ॥ ૧૮૯

ઈશ્વરથી ભરતઇ સાંભલિઉ પ્રગટિઉ ભૂમંડલિ કેવલઉ ।
નાદ આનંદ તણુઉ છઇ મૂલ સુણતાં દુષ્ટ હુઇ અનુકૂલ ॥ ૧૯૦

પવન થિકી ઊપજઇ નાદ નાદ થિકી સપ્તસ્વર વાદ ।

સ્વર ઊપજિઈ રાગ રંપજઈ રાગઈ જનરંજન નીપજઈ ॥ ૧૯૧

નાદ વિના નતી બ્રહ્મા ઈશ વિના નાદ નહીં હરિ વાગીશ ।
સકલ દેવનઈ વલ્લભ નાદ નાદઈ અસુરનર ટલઈ વિષાદ ॥ ૧૯૨

બાલક હરિણ સર્પ લઈ સુણી નાદ તણા જાણુ એ ગુણી ।
અલ્પનાદ જાણૂં હર કહઈ અવરનાદ રસ કહુ કિમ લહઈ ॥ ૧૯૩

સુણી બાલ નવિ રોદન કરઈ નાગ નાદથી વિષ અપહરઈ ।
હિરિણ વ્યાધનઈ પ્રાણ ઉપગરઈ નારી સકલ કામ પરિહરઈ ॥ ૧૯૪

સુખ નિધ્યાન દુખ દૂરઈ કરઈ કામદૂત કર્ણ મન હરઈ ।
ચતુર નર સ્ત્રીનઈ અતિ ગમઈ એ ઉપવેદ ભુવનિ ત્રિહું રમઇ ॥ ૧૯૫

સૂકા તરુ નવપલ્લવ થાય દુષ્ટ દેવ મૃગ અહિ વેધ્યાય ।
સુખિ દુખિ મૂઢ ચતુર જે બાલ વૃદ્ધ દેહિ સુખ દઇ તતકાલ ॥ ૧૯૬

છઈ ગગનઈ ભાસ છત્રીસ આલાપી શુભ વેષ સરીસ ।
તત વિતત ઘન સુષિર એ ચાર ભેદે વાજઈ વાજિત્ર સાર । ૧૯૭

તેહમાહિ નાટકિ નીસાર રાખઇ રંગ રીઝવઇ અપાર ॥
હાવ ભાવ કલા રસિ તાસ દેખી રંજિઉ નગર નિવાસ ॥ ૧૯૮

રાજા નિરખઇ ઊલટ ધરી પ્રહર ત્રણિ વીતા સર્વરી ।
અધિક રંગ વાધંતઉ જાય તવ અંગિ નટાનીનઇ શ્રમ થાય ॥ ૧૯૯

નિદ્રાવશઇ અંગન ઉમંગ થાઇ તાન ચૂકઈ પદરંગ ।
રંગાચાર સચેતન કરઇ તિહા શ્લોક એક મુખિ ઉચ્ચરઇ ॥ ૨૦૦

શ્લો૦ गतं बहुतरं भद्रे स्वल्पं तदनुतिष्ठति ।
इति चित्ते समाध्याय कुरुष्व जनरंजनम् ॥ ૨૦૧

ચુ । ઘણુઉ ગયૂ સુંદરિ મનિ જાણિ થોડૂ થાકઇ છઇ નિરવાણિ ।
એહવું ચિત્તિ વિચારી કરી કરુ રંજના જન મનિ ધરી ॥ ૨૦૨

શ્લોક એહ સુણિ રીઝિયા ગુણી રસિયા ચિત્તિ રહ્યા રણઝિણી ।
અર્થઇ અતિ વેધ્યા જણ ચ્યારિ રાજ કુંયર વહૂ વ્યવહારિ ॥ ૨૦૩

નિશિ નાટકિણી તાપસ યતી વાણી શર જિમ વેઝા પ્રતી ।
મહાઅર્થ નટાવઇ કહિઉ સ્વાતિ બિંદુ જિમ સીપિઇ ગ્રહિઉ ॥ ૨૦૪

વેષ અતિ દાનનઇ કાજિ ધરિઉ થાલ નટઇ જન માઝિ ।
રાજ કુમર મનિ સમહિઉ ઘણઉ ઉછ્યુઇ કુંડલ કર્ણહ તણઉં ॥ ૨૦૫

સવા લાખનૂં મૂકિઉં થાલિ બીજાં દાન હુયાં તેણઇ તાલિ ।
સવે અર્થે સમઝઇ જૂજૂઉ દાન તણઉ તવ અવસર લહિઉ ॥ ૨૦૬

વસ્ત્રાભરણ ગર્થાલ જેહ વણિગવધૂઇ નાખિઉ તેહ ।
તાપસ દીઇ કછોટઉ દંડ જાગી પાત્ર રમઇ ઉદંડ ॥ ૨૦૭

તેહવઇ વણિગ તણઉ સુત એક પિતા કુંચ કાપીનઇ છેક ।
ગૂછલ વાલ તણઉં તેણઇ થાનિ વિચઇ પડિઉં જાણે મધુજાલ ॥ ૨૦૮

કુંચરહિત નાચિઉ તવ સેઠિ કર માથઇ ઇક કીધઉ હેઠિ ।
દીઠઉ નૃપઇ કૌતુક મનિ ભયું રાખઉ નાચ રાઇ ઇમ કહિઉં ॥ ૨૦૯

તવ નાટક ગયિઉ તતકાલ માગી થાલ કરી સંભાલ ।
કુંડલ થાલિ પેખિ સુનતણઉં દંડ કછોટ ગવાલક ઘણઉં ॥ ૨૧૦

ગૂંછલ કેશતણૂં છઇ જેહ ભૂપતિ દૃષ્ટિ પડિઉં તવ તેહ ।
રાગ્ન મનસિઉં કરી વિચાર તેહ તણા તેડિયા દાતાર ॥ ૨૧૧

રાજપુત્ર વ્યવહારી વહૂ તાપસ નાટકિણી તે સહૂ ।
કુંચ વિના જે નાચણહાર કલાવંત તેડિયા તેણીવાર ॥ ૨૧૨

દાન જૂજૂઆં કહુ કેહનાં આપ્યાં રૂપ દાખુ તેહનાં ।
રાજકુમરિ કુંડલ ગે દીગં તુ રાઇ તેડી પૂછીઉં ॥ ૨૧૩

કહુ પુત્ર તુહ્મે રીઝિયા કિશું કર્ણાભરણું દીઉં જે ઇસિઉં ।

સુત લાજતઉ કહઇ નહીં વાત તુ અતિ આદરિ પૂછઇ તાત ॥ ૨૧૪

કહિઇ ન તુહઇ રાજકુંયાર હઠઇ ભુપ પૂછઇ બહૂ વાર ।
કહિવા સરિખી નહીં એ કથા સ્વામી મ મ પૂછઇ સર્વથા ॥ ૨૧૫

રાઇ ભણઇ શીકા મ મ કરુ કહુ ભેદ હઇયનૂ પરૂ ।
ધર્મ વાચ્ય માહરી છઇ એહ મહા અપરાધિ ન દેવઉ છેહ ॥ ૨૧૬

આમ તાતપુત્ર કહઇ સુણઉ મઇ અપરાધ કરિઉ તુહ્મ ઘણઉ ।
કુબુધી મંત્રિ કહિઉ મુઝ એમ પિતા તણઉ નહીં તુઝ પ્રેમ ॥ ૨૧૭

ઇસી વરસ રાજ પાલતાં હુઆં એકંતિઇ સુખ વિલસતાં ।
લોભઇ સુતની ન કરઇ સાર–તઉં સમરથ થિઉ રાજકુંયાર ॥ ૨૧૮

એ જીવતઉ ન આપઇ રાજ રાજ તણાં મર્ઇવાં છઇ કાજ ।
કરમી બંધુ કુમર હુઇ જેહ પિતા વધી રાજ લઇ તેહ ॥ ૨૧૯

યૌવનિ નામ ન કાઢિઉં જેણિ મોટઇ તૂણૂં ન ત્રૂટઇ તેણિ ।
ઊગીતઉ જે ન તપિઉ સૂર તે આથમતઉ તપઇ ન ભૂર ॥ ૨૨૦

તેહ પુત્ર જે હુતઇ બાપ સીહતણી પરિ મંડઇ વ્યાપ ।
જઉ આપોપઇ પ્રકટ ન થાય તે સામહુ સંતાપ કહાય ॥ ૨૨૧

આગઇ એક હુઈ છઇ વાત પુત્ર પિતાનઇ દેઈ ઘાત ।
શ્રેણિક વધી કૂણીક રાજ લીધઉ લોક ન આણી લાજ ॥ ૨૨૨

વૈરોચનિઇ નંદ મારીઉ રાજમાટિ અપયશ શિરિ લીઉ ।
રાજભોગ યોગ્ય તું અછઇ રાજ વિના સૂં સાધિસિ પછઇ ॥ ૨૨૩

આ પ્રસ્તાવ વલી નાવિ સઇ આજ નિશાઉસર જવ હસઇ ।
નૃત્ય ઊસરઇ તેણી વારિ પિતા હણે ખડગને પ્રહારિ ॥ ૨૨૪

પછઇ નચિંત રાજ તૂં કરે ધર્મે આપણઉ પાટ ઉદ્ધરે ।
શીખ એમ મુઝ દીધી ઘણી બિઉ મયલૂં મન હણિવા ભણી ॥ ૨૨૫

બધઇઉ હતુ મારિવા કાજિ લોભ માટિમઈ લોપી લાજ ।
નટાચાર્યિ શ્લોક એ ભણિઉ એકમનાં તે શ્રવણે સુણિઉ ॥ ૨૨૬

તેણઇ અર્થિ મુઝ વેધિઉં મન્ન દિઉ વઇરાગ હૂં હૂઉ પ્રસન્ન ।
મુજ્ઝ પિતા જીવિઉ જેતલઉં હવઇ નહીં જીવઇ એતલઉં ॥ ૨૨૭

ઘણૂં ગયૂં થાકઇ થોડિલઉં ચિત્તિ વિચારિઉં એ નહીં ભલઉ ।
મહાકલંક પિતાવધ્ય પાપ અપયશ નરકિ પાડિવઉ આપ ॥ ૨૨૮

એ ઉપદેશ સુણી રીઝીઉ તેહ કારણિ કુંડલ મઇં દીઉં ।
સાચી વાત પિતા તુહ્મ કહી એ અપરાધ ખમેવઉ સહી ॥ ૨૨૯

સુણી રાય હદવિ સમઝીઉ મુઝ ઉપકાર શ્લોક ઇ એ કીઉ ।
મહાલાભ એ જીવનદાન પામિઉં આજ મઈં પરમ નિધ્યાન ॥ ૨૩૦

સુણી વાત સુતની તે સહૂ તેડી તિહાં વ્યવહારી વહૂ ।
કહુ વત્સિ તુહ્મ રીઝિ હુઇ કિસી દીધાં વસ્ત્ર ભુષણ ઉલ્હસી ॥ ૨૩૧

મુકી લાજ કહુ સવિસાચ દુહવઉં નહી તુહ્મનઇ મુઝવાચ ।
દઇવાતણઉં હીર સવિ કહઉ સુષઇ આપણૂ ઇ થાનકિ રહઉ ॥ ૨૩૨

વધૂ ભણઇ સાંભલઉ તાત માહરા દુકખ તણી જે વાત ।
ધન શ્રેષ્ઠિ પુત્રી ધનસિરી ચિહું પુત્ર ઉપરિ અવતરી ॥ ૨૩૩

કુટંબ લોક નઇ અતિ વલ્લહી મુઝ વિણુ પિતા ન સક્કઇ રહી ।
પરિણાવીઇ નગરમાંહિ એહ વિરહ માત નઇ નહુઈ જેહ ॥ ૨૩૪

રત્ન મેદિનિઉ રૂપકુમાર વિવાહ તેહ સિઉં કીધઉં સાર ।
મુઝ યૌવન રૂપ ધન ગર્વ ચિંતઉં જેહ કરૂં તે સર્વ ॥ ૨૩૫

દુકખ એક મોટઉં મુઝ આજ ભર્તા દેહિ નપુંસક રાજ ।
કુબ્ધ અંગ તેહનઉં સદા મુઝનઇ એ મોટી આપદા ॥ ૨૩૬

વચન સંતોષ નહી તેહતણઉ અહિનિશિ ક્રોધ અંગિ ઝઇ ઘણુ ।

તેહથી નવિ પામિઇ સુષભોગ દીઠઇં રતિનહીં વિધિનુ યોગ ॥ ૨૩૭

ઘણુઉ કાલ ભગતિમઇં કરી ન લહિઉં સુક્ખઅંગિ દુષભરી ।
આજ વિરાગઇ હૂં નીસરી સુક્ખતણી મઇં ઇછા ધરી ॥ ૨૩૮

અતિ સુંદર નાટક સાંભલી રસ જોવા આંહાં આવી વલી ।
રંગાચાર્ય સિલોક મઇ સુણિઉ તેણઇ અર્થિં હૃદય રણુઝણુઉં ॥ ૨૩૯

મુઝ લલાટિ લિખિઉં જઉ ઇસિઉં હવઇ સુક્ખ કિહાંથી પામિસું ।
માતા પિતા સસરાનઇ લાજ કુલિકલંક કરતાં એ કાજ ॥ ૨૪૦

ભર યૌવન ગયું ગઉ હવઇ મન્નિ રહિઉ મનોરથ સવઇ ।
ઘણુઉ કાલ લજ્જાઇ ગયુ થોડઉ યૌવનનઉ વય રહિઉ ॥ ૨૪૧

કામ એતલા માટિ કુણ ગમઇ કીરતિ લાજ ધર્મ ભવ લગઇ ।
દીધઉં દાન દર્પ ગિઉ ગલી હઉઉ બોલ જાઉં ધરિ વલી ॥ ૨૪૨

વધૂતણી કથા એ સુણી દેઇ કચોટી એ કુણ તણી ।
પૂછઇ રાય નટ તવ ભણઇ એહ આચ્છિ આ તાપસ તણઇ ॥ ૨૪૩

મુનિવરનઇ તેડી તવ રાય પૂછઇ તુમ્હે કિમ દીધ પસાવ ।
કિસી રીઝ તુમ્હનઇ મનિપડી કહઉ સાચ દિઉં છઉં આખડી ॥ ૨૪૪

તે તાપસ કહી સુણિ ભૂપાલ તુઝ આગલિ નવિ જંપઉં આલ ।
શીકર વ્યવહારીનઉ પુત્ર નયર એહ મોટઉં ઘરસૂત્ર ॥ ૨૪૫

એ બંધવ કુટંબનઉ ધણી એક દિનિ વનિ ગુરુ આવ્યા સુણી ।
યતી વંદિવા અમ્હે સવિ ગયા પ્રણમી સુણિઉ ધર્મ તિહાં રહ્યા ॥ ૨૪૬

એ સંસાર અસારુ જાણિ સુક્ખ નહીં રોગ દુષ વાણિ ।
જાણઇ જીવ જન્મ છઇ મરણુ તુહઇ ધર્મ નઉં લઇ નહીં શરણુ ॥ ૨૪૭

જલ કલ્લોલ ચપલ તિમ રમા સુષ સંગમ સુપનંતર સમા ।
વાઉલિ પરિ યૌવન નઉ ભાગ જીવેવઉં સંધ્યાનઉ રાગ ॥ ૨૪૮

હૂં એકલઉ માહરુ કો નહીં નવિ અનેરા નઉ હું અહીં ।
જેહનઉ હૂંઅ ન દીસઇ તેહ માહરા મુજઝ ન દેષઇ જેહ ॥ ૨

ઇમ વિચારતાં હૂઉ વિરાગ જાૂઉ તન ધન યૌવન રાગ ।
જાણી માત પિતા વારતાં લીધઉ વ્રત સવિ જન પેખતાં ॥ ૨

સવિ કુટુંબ વલી ધરિ જાય મુનિઆચાર કઠિન કહિવાય ।
દંત મીણ ને લોહમય ચિણા ચાવેવા દુષ સહિવાં ઘણા ॥ ૨

હૂં કાયર નવિ પલઇ આચાર વ્રતિ ચાલિવઉં ષાંડાની ધાર ।
ગુરુ લજ્જાઇ નવિ છંડાય અતિ 'વિખવાદ ચિત્તસઉં થાય ॥ ૨૫

મનિ ભણુઇ ગુરુ શિરથી ટલઇ મેહલી વેષ જાઉં ઘર વલઇ ।
ધન ઘર ભાગ નારિનઇ લેય સુષ ભોગવઉં નવનવે ભેય ॥ ૨૫

ઇમ ચિંતી કીધઉં એય કુટુંબ માત મિલવાનઉં લેય ।
ગુરુ આદેશ લેઈ આવીઉ નાટક જોવા ચિઉ ભાવીઉ ॥ ૨૫

રમ લાગઉ મુઝ જોતા રંગ હઊઉ પાછિલી નિશા પ્રસંગ ।
પાત્ર સચેત કરેવા ભણી બોલિઉ શ્લોક નટાવઈ ગુણી ॥ ૨૫૫

ઘણુઉ કાલ વહી ગિઉ હવઇ થોડઇ સમય શેષ સંભવઇ ।
સાવધ્યાનિ સમારઉ કાજ અલ્પ કાજિ કાં ચૂકઉ રાજ ॥ ૨૫૬

ધરી વિવેક તસ કીઉ વિચાર તપકરતાં યૌવન ગિઉં સાર ।
જઉ નવિ સરજિઉ પહિલુ ભોગ હિવઇ લાધઉ કિમ છંડીઇ યોગ ॥ ૨૫૭

માત પિતાસિઉં કરી વિવાદ ઘર ધન લીધઇ કિમિઉ સવાદ ।
એ ઉપદેશ ચઢુટઉ ચીંતિ હિવઇ આચારન છંડઉં નીતિ ॥ ૨૫૮

માહરઇ કુલઇ એહજિ આથિ રીઝિઇ સંપી નટનઇ હાથિ ।
તપાઈ આપ કયા ઇમ કહી સુણી રાય રીઝઉ મનિ રહી ॥ ૨૫૯

નટાવીઇ શ્લોક તે સુણી થઇ સચિંત નાચિવા ભણી ।

રાજા મન સિઉ ચિંતઇ ઈસિઉ શ્લોક વષાણ કીજઇ કિસિઉ ॥ ૨૬૦

જે જીવીઇ ધર્મ કીજઇ સુખ સંયોગ લાહ લીજઇ ।
પર ઉપકાર દીન જન થાય તે એ શ્લોક તણઉ મહિમાય ॥ ૨૬૧

કુંચ વાલનૂં ગૂઢ્ય જેહ દાખુ એહનઉ દાતા તેહ ।
સેઠિ પુત્ર લેઇ આગલિ ધરિઉ પૂછઇ રાય ઊનટઇ ભરિઉ ॥ ૨૬૨

સકલ સભા પેખતા તેય કહૂઉ કારણ કેહૂ ગેય ।
વાઢી ડાઢી છુરીઇ કરી બાપ તણી દાનઈ લેઈ ધરી ॥ ૨૬૩

રીસઇ રાય આગલિ તે કહઈ દુષ મોટઇ મુઝ હઇઉં દહઇ ।
મહાશત્રુ મુઝ માહરુ બાપ દેષી દાન ઊપનઉ તાપ ॥ ૨૬૪

હૂ લઘુ પણિ ન ભણાવિઉ એણિ શ્લોકારથ નવિ સમઝિઉ તેણિ ।
બાપઈ વઈરિ એ મોટઉં કીઉં રીસઇ કુંચ લુખો હુઉ લીઉ ॥ ૨૬૫

હસિઉ રાય તે ઉત્તર સુણી દીધી દ્રેડિ સેઠિ મુખ ભણી ।
નાચિંતઉ તેડિઉ તે સાહ પૂછિઉ કિમ્હિઉ સામટાઉ ઉત્સાહ ॥ ૨૬૬

લુણઇ કુંચિ નાચઉ જે તુહ્મે કહઉ એહ પૂછઉ છઉં અહ્મે ।
સ્વામી કહ વીનતી સુણઉ પુત્ર પાડ માનિઉ મઈં ઘણઉં ॥ ૨૬૭

જે મુઝ શિર એણઇ છેદિઉ નહી મોટઉ વિઘન ગયુ એ વહી ।
જઉ મૂરખ એ મુઝ માગતુ કુંતુ એ પાપીનઇ કુણ વાગતુ ॥ ૨૬૮

એહ રોમ પણિ પષિ આવિસઈ શિર નાવઇ ગએ વરષસઉ ।
જીવતદાન હૂઉ મુઝ લાહ નાચઉ તેણિ અંગિ ઉત્સાહ ॥ ૨૬૯

હસિઉ રાય વયણ એ સુણી રીઝી સભાએ અચિરજ ભણી ।
કીઉ નટાવા બહુ પસાય તે ધન કંચન લેઈ ઘરિ જાય ॥ ૨૭૦

નૃપઇ પુત્રનઇ આપિઉ રાજ સીધઉં તેહ તણા મન કાજ ।
વધૂ યની ઠામિ આપણઇ પુહતા મનનિઇ ઊલટિ ઘણઇ ॥ ૨૭૧

મનનઉ દુક્ખ શોક સવિ ટલિઉ ગુરુ ઉપદેશ શુદ્ધ જઉ મિલિઉ ।
તિમ સુંદરિ તુઝનઇ હિત કહૂં મ ધરિ દુખ્ખ મિથ્યા સવિ લહૂં ॥ ૨૭૨

કેહની માત પિતા સુત કવણ બંધવ નારિ કેહનઉ રમણ ।
સર્વ મોહનઉ બંધન જાણિ ધર્મ એક સાચઉ નિર્વાણિ ॥ ૨૭૩

આણ સંબંધી એ પરિવાર પુત્ર મિત્ર પશુ જન દાર ।
લહિણઉ લેઈ સહૂકો જાઈ વેદના કિસી તસ થાય ॥ ૨૭૫

જે વિરૂઆ તેહસૂ સિઉ પ્રેમ પરનૂ વસ્તુ અપણૂ ન કેમ ।
અથિર વસ્તુ તેહની સી આસ નિણસઈ તેહનુ સિઉ વીમાસ ॥ ૨૭૬

અંબડ પ્રતિ નારિ તવ કહઇ સુણઉ વીર એક દુખ દહઇ ।
દ માહરિ પુત્ર મુઝ રોક મૂઉ તેહ કુનનઉ થિઉ છેક ॥ ૨૭૬

દૈવઇ દીધી હિવ સુઉ કરુ કેડઇ કાંઇ થાઇ નઇ મરુ ।
તુઝ બંધવનઇ એ દુખ કહિઉ વિણુ આધ્યારિ ન જાઇ રહિઉ ॥ ૨૭૭

બાલપણઇ માતાનૂ મરણ યૌવનવઇ સું ગી હરણ ।
વડપણિ પુત્ર તણઉ જે શોક એ ત્રણિ મહાદુખ જાણઉ રોક ॥ ૨૭૮

માનણિ પ્રતઇ અંબડ ઇમ કહઇ મૂરખિ મરણ કુણઇ નવિ રહઇ ।
તૂહઇ કાલિ મરણ પામેસિ તે વનતું કહઇ સત્ય નરેશ ॥ ૨૭૯

દીર્ઘ પંથ પરલોકહ તણઉ પ્રેમધર્મ સિઉ રાખઉ ઘણઉ ।
સ્ત્રીધન ઘર સુત મૂકી જાઇ સાચઉ ધર્મ સાથિ ઇક થાઇ ॥ ૨૮૦

સુણઉ સુર એણઇ સંસારિ પુત્ર સરીખઉ નહી સુખસાર ।
તેહના વિરહ ઊઠરઉ દુક્ખ જીવત હઈ છ સાવ પરિતિખ્ય ॥ ૨૮૧

ગમનાગમન સવે જીવનઇ નામ સંસાર કહઇ તેહનઇ ।
તૂ મકરણું સુણિ પુત્રહ તણઉ મોહ માતનઇ દુખ ઘણઉ ॥ ૨૮૨

એહ પુત્ર પાસિ હૂ સદા રહિતી દૈવયોગિ એકદા ।

કાલ સમઇ નવિ પાસઈ હુઈ મરતાં મુઝ મિઉ બોલિઉ નહીં ॥ ૨૮૩

તેણઇ કાષ્ટ ભક્ષ હૂં કરુ સવિ ઊંડી સુત સાથઇ મરું ।
મોહ પિશાચનઉં મોટઉં કષ્ટ ગ્રસઇ ગય રંકનઇ દુષ્ટ ॥ ૨૮૪

અંબડ તેહનઇ વલતું કહઇ કિમહઇ તૂ હિવ મરતી રહઇ ।
વદઇ નારિ તઉ દુખનઉ સખા ટાલીવીર વિરહ મુઝ તૃષા ॥ ૨૮૫

સુત બોલઇ મુઝ સઉ એક વાર ન ભણુ કાષ્ટ રહૂં આ દાર ।
મૂઉ ન જીવઈ જગમાંહિ કોય છત્રી દાન મુઝ તુઝથી કોય ॥ ૨૮૬

નારિ તણિ વાણિ એ સુણી અંબડ મહૂ બોલિવા ભણી ।
ત્યાગી નઇ પરકાય પ્રવેશ વિદ્યા બલિ તનુ કીઉ પ્રવેશ ॥ ૨૮૭

ઊઠિઉ પુત્ર મૃતક તેણીવાર માતા પ્રતિ બોલઇ સુવિચારિ ।
કાઇ રોઇ મુગધ તૂ માત પામિઉ મૃત્યુ હુઅ તુઝ જાત ॥ ૨૮૮

સુખઈ જીવિ તૂ માઇ મ રોઇ મૂઉ ન જીવઇ કહીઇ કોય ।
નાના પડઇ નિશ્ચઇ મનિ ઈસિઉ કરઉ વિચાર રોઇ ફલ કિસિઉ ॥ ૨૮૯

માતા પ્રતિ બોલી સુત એમ અ ગઇ નિર્જીવ હતુ થિઉ તેમ ।
દીઉ દાધ રંજી રામિણી અંબડ ચિત્તિ ચિંતઇ આફણી ॥ ૨૯૦

જઉ સૈગ્રહી રાખી હદિ માનિ વિદ્યા આજ આવી તે કાજિ ।
આગઇ સર્પ સૈગ્રહિયાવતી ગણી ધણિ આવિઉ નરપતી ॥ ૨૯૧

કથા તેહ કવિ કહઇ વિચારિ હુઇ આગઇ છઇ શાસ્ત્ર મઝારિ ।
કુણ રાણી સર્પ કુણ ગય કિમ સૈગ્રહીનઇ કીઉ ઉપાય ॥ ૨૯૨

પુરી વસુમતી ગય શ્રીપાન પટરાણી શ્રી જ્યાગ્માલ ।
રાજા ભોગી નાગી રત્ન જોઇ આણઇ કરી સહુ યત્ન ॥ ૨૯૩

ઇમ કરતા પાચસઈ મિલી અતિ રૂપવતી જોઈ વલી ।
એક સંન્યાસી તેહનઉ મિત્ર ગિઉ યાત્રા કરિવા સર્વત્ર ॥ ૨૯૪

અવસરિ તીરથ તઉ ભાવીઉ દિન કેતે નૃપ પાસિ આવીઉ ।
પૂછઇ તાપસનઇ તેણી વાર રાજા દેશ વિદેશ વિચાર ॥ ૨૯૫

કિહી દીઠી કન્યા સુંદરી સુઝ તોલઇ ગુણ રૂપઇ ભરી ।
તવ સંન્યાસી બોલિઉ તિસઇ સોરઠિ રાજસુતા એક અછઇ ॥ ૨૯૬

અરિ ગંજન પુત્રી ગુણવતી નામઇ ગુણરૂપઇ તે સતી ।
તેજઉ રાણી તુઝ ઘરિ થાય તુ મોટઉ તઉં ભોગી માહિં ॥ ૨૯૭

તેહનઇ તોલઇ નહી રતિરંભ નાગ કુંયરિ અપછરા દંભ ।
તુઝ પોતઇ બહુ ભાયગ હોય કન્યા રત્ન લહઇ તૂં સોઇ ॥ ૨૯૮

દેખાડિઉં અંતેઉર તાસ તાપસનઉ નૃપમનિ વીસાસ ।
કહઇ કુલપતિ ગુણવતી તોલિ નાવઇ કોઇ ઘણઉં મ મ બોલિ ॥ ૨૯૯

તાલાવેલી લાગી રાય તાપસને લાગઉ તવ પાય ।
સ્વામી તિહાં જઈ નઇ ખપ કરુ જે માગઉ સુખિ ઉચ્ચરઉ ॥ ૩૦૦

તાપસ કહઇ હું જાઉ પછઇ રૂપ લિખઉ પટિ જે તુહ્મ અછઇ ।
તે જાઉ લેઇ કન્યા પાસિ જિમ તેહનઇ મનિહુઇ વિસ્વાસિ ॥ ૩૦૧

ચિત્રક પાસિ લિખાવિઉ રૂપ સંમલ સાથિ સખા દિઇ ભૂપ ।
ખાડઉ લેઇ સોરઠિ ચાલીઉ રૂપ પટ્ટ રાય ઘરિ આવીઉ ॥ ૩૦૨

અરિ ગંજન તે દેષી કરી ભગતિ જુગતિ તેહની બહુ કરી ।
મોટઉ રાય જાણી શ્રીપાલ ષાંડાસૂ પરિણાવી બાલ ॥ ૩૦૩

સાથઇ કટક લેઇ પરિવાર વિવાહ તણઉ કીધઉ આચાર ।
વસુમતીઈ આવ્યા સહૂ ઉત્સવ કીઉ અરિગંજનિ બહૂ ॥ ૩૦૪

રાજા રૂપ દેખિ રીઝીઉ અતિ આદર તાપસ નઇ કીઉ ।
અહો ગતિ સુખ સેજઇ રમઇ વિલસઇ ભોગ જેમ મનિ ગમઇ ॥ ૩૦૫

શ્રીજયા પટરાણી તેહ સર્વ કોશ કરિ જેહ ।

તેહનઇ મનિ એ ઉત્તમ ઉપદેશ સંગ્રહ કીજઇ વસ્તુ અશેષ ॥ ૩૦૬

તેહ કારણિ સવિ સંગ્રહ કરઇ દેખેઇ તે ઘરમાહિ ધરઇ ।
ગરૂડ સરિસ બહુઅ ધરમાહિ સર્પ પડિઉ વ્યોમથી તિન્હાહિ ॥ ૩૦૭

સમલીઇ નાખિઉ ભુઇં તેહ ઘરમાંહિઇં ધરિ રાખિઉ લેય ।
પેખી રાઇ સભાઇ ગયુ નવી નારિસઉ પ્રેમ બહુ થયુ ॥ ૩૦૮

તેહને ગુણિ રીઝિઉ રાજાન કરઇ તિહાં ભોજન નઇ પાન ।
પટરાણી વઇર મનિ ધરઇ તિહા રાય ગમન નવિ કરઇ ॥ ૩૦૯

પાટોધરિ લઘુ ગણી કરી પહિલી ચિત્ત થિકી ઊતરી ।
સ્ત્રીનઇ છઇ એ મોટઉ દંડ જેહુઇ શેજપતિ પ્રીતિ વિહંડ ॥ ૩૧૦

ભર્ત્તારકાજિ રણઉ મનિ તપઇ ઔષધ મંત્ર યંત્રનઇ જપઇ ।
વશિનાવઇ કિમહિઇ ભૂપાલ ઘણા કરી રહી જંજાલ ॥ ૩૧૧

લઘુ પટરાણીનઇ ઇક વાર ગલઇ થયુ ગડતણઉ વિકાર ।
તેડિયા વૈદ્ય રાણીસજ કરુ એ મુઝકાજ મોટઉ મનિ ધરુ ॥ ૩૧૨

વૈદ્ય કહઇ રાજન એક સુણઉ મૂઉ ભુયગ વરસદિન તણઉ ।
આણી તેલ કાઢીઇ તાસ કંઠ રોગ તુ હુઇ વિણાસ ॥ ૩૧૩

રાઇ પુલવા ષપ ઘણુ કરિઉ મૂઉ સર્પ ન કિહી નીસરિઉ ।
તવ રાયનઇ સાંભરિઉ જેહ જૂન પટરાણી ઘરિ તેહ ॥ ૩૧૪

તે સર્વ વસ્તુનઉ સંગ્રહ કરઇ તિહાં જઇઇ તુ તે નીસરઇ ।
રાજા લઘુ પટરાણી કાજિ આવી ગયા વડેરઇ રાજિ ॥ ૩૧૫

દીઠા જવ રાણીઇ રાય નરપતિ પ્રતિ પ્રેમ તવ થાય ।
સર્વ રીસ હૃદયની સમી તવ રાણી આવી પયિ નમી ॥ ૩૧૬

તસ ભૂપતઇ દીઉ બહુ માન સર્વ કાજિ ગણી સાવધાન ।
પૂછિઉ આજ પધારિયા કેમ પડી ચાડ તુ આવ્યા એમ ॥ ૩૧૭

જૂનઉ સર્પ મૂઉ તુઝ તણુઇ  તે આપુ અહનઇ નૃપ ભણુઇ ।
ગણી ભણુઇ પસાઉ મુઝ કીઉ  આ ઘટ સર્પ નાયજી લીઉ ॥ ૩૧૮

લેઈ આવ્યા કીધઉ ઉપચાર  રાણી અંગનઉ ગયુ વિકાર ।
પહિલી નથી ભિટ્ સિઉ પ્રેમ  નરપતિ રાજ ભોગવઇ એમ ॥ ૩૧૯

વડી ગણીઇ શ્લોક એમ કહિઉ  તેહનઉ અર્થ ગુણવંતે ગ્રહિઉ ।
સર્વ વસ્તુ સંગ્રહ કીજીઇ  તેહથી ફૂલ આગલિ લીજીઇ ॥ ૩૨૦

શ્લો। सर्वसंग्रहकर्त्तव्यः कः कालफलदो भवेत् ।
घटसर्पप्रसादेन भर्त्ताशु गृहमागतः ॥ ૩૨૧

ચુ। તેહની પરઇ સંગ્રહ જે કરઇ  હેલાં યશધન લીલા વરઇ ।
જીવદાન માલણિનઇ દીઉ  મૂઉ પુત્ર બોલિઉ તિમ કીઉ ॥ ૩૨૨

હરિખી માલણિ કહઇ હોસંત  અંબડ ઉપકારી ગુણવંત ॥
પાઉ ધ્યારુ મંદિરિ માહરઇ  તુ સ્ત્રી સાથિ તેડી નીસરઇ ॥ ૩૨૩

ઘરિ આણી ગુરવ બહુ કીધઉ  ભોજન મજ્જન ભાવસ્યૂ દીઉ ।
માલણિ પ્રતઇ વાત ઇમ કહી રાજભુવનિ જાઇસિ કઇ નહી ॥ ૩૨૪

તુ માલણિ કહઇ અંબડ પ્રતિઇ રામિણિ રાજતણી હૂ નિતિઇ ।
જાઉં ગજિ તવ અંબડ ભણઇ  તઉ ઘરિ જા રાયકન્યાતણઇ ॥ ૩૨૫

પ્રવેશ  પરકાયા  વિખ્યાત  મૂઉ  પુત્ર  કરાવિઉ  વાત ।
એ વૃત્તાંત કન્યાનઇ કહે વલતુ વચન કહઇ તે અહે ॥ ૩૨૬

તવ રામિણિ રાય મંદિરિ ગઈ  કહઇ સંદેશ કન્યાનઇ જઈ ।
વસ્તી વાત માલણિ મુખિ સુણી હર્ષી હઈ ઇ કન્યા રોહિણી ॥ ૩૨૭

વલ તું રામિણિ હાથિ સંદેશ  કન્યા કહાવઇ અંબડ રેસિ ।
તવ અંબડ પુષ્પ કુંચલી  માલણિ હાથિ ભેટિ મોકલી ॥ ૩૨૮

સમરસિંહ  કન્યાનઉ ભાય તે જાણતઉ પ્રતિજ્ઞા રાય ।

સમાચાર અહિનિ તસ કહિઇ માહરુપતિ માત્રણિ ઘરિ રહઇ ॥ ૩૨૯

તેહ સાથિ મુઝ કરુ વિવાહ મિલિઉ સૈથ રાય મનિ ઉત્સાહ ।
પુહતુ અવધિ લગન તવ લીઉ રોહિણિનઉ વર અંબડ કીઉ ॥ ૩૩૦

હુઉ વિવાહ વિત્ત બહુ દીઉ ચતુરંગ સેન માથિ સૂંપીઉં ।
ચાલિઉ તિહાથી રોહિણિઆદિ કન્યા ચારિ લઈ આલ્હાદિ ॥ ૩૩૧

પુહતઉ ઘરિ દિન કેતા રહી પછઇ યોગિની પ્રનિઈ ગિઉ વહી ।
ભેટિ કીઉ દીવઉ રવિ ચંદ વંદઇ કન્યાપદ અરવિંદ ॥ ૩૩૨
ગોરખ યોગિનિ કન્યા વૃંદ પેખી પામી પરમાનંદ ।
મસ્તકિ ધરઇ માનપરિ હાથ આપઈ અંબડ હુઆ સનાથ ॥ ૩૩૩

ભણઉ વીર તૂ કહઇ યોગિની રહઉ સિદ્ધિ સદા સંગિની ।
દિઈ આસી અંબડ પય નમઈ લેઈ કન્યા ઘરિ ચાલિઉ નિરુહઈ ॥ ૩૩૪

અનેક વિદ્યા ધનપતિ હુઉ સત્વપણાનુ એ ગુણ જૂઉ ।
યોગિનિ આણ ધરઇ અમિગરી સો બાવીસ એનનઇ વરી ॥ ૩૩૫

સુખ ભોગવઈ નિરંતર તેહ પૂરણ સિદ્ધિ વસઇ જસ ગેહિ ।
જે જે મનિ ભાવઇ તે કરઇ યોગિનિ પયપંકજ મનિ ધરઇ ॥ ૩૩૬

અમીખાન નિજ જામ પસાય વિદ્યા ભણી ભાનુ ભટ પાય ।
મિત્ર લાડકી સુણિવા કાજિ વાંચી કથા સિકારંમી ગાજિ ॥ ૩૩૭

કહઈ વાચક મંગલ માણિકય અંબડ કથા રસઈ આધિકય ।
શ્રી ગુરુ તેહ કૃપા આવેશ સાતમાહિ પંચમ આદેશ ॥ ૩૩૮

॥ ઇતિશ્રી ગોરખયોગિની દત્ત સપ્તાદેશ અંબડવિદ્યાસિદ્ધકથાયાં
પંચમાદેશ પરિપૂર્ણ: ॥

# અંબડ વિદ્યાધર રાસ

**ષષ્ટમ** **આદેશ**

પર્વ ॥ ॐ નમઃ પરમાત્મને ॥

---

દૂ । શ્રી જિનપદપંકજ નમી સેવી સારદ માય ।
સદ્ગુરુ કવિજન જે હૂઆ નિત વંદી તસ પાય ॥ ૧

શતાનંદ શ્રીનાથ ગુરુ ગુરુ શ્રીકંઠ સમાન ।
માતા પિતા ગુરુ દેવતા સ્વામી પરમ નિધાન ॥ ૨

રલતુ ઈ ગિરિટોલ જિમ ગુરુ સુતારઈ જોય ।
દેવ પરઇ વંદિત કીઉ જ્ઞાન ટંકણુઈ લેય ॥ ૩

ગુરુ દિનમણિ ગુરુ હિમકિરણ ગુરુ દિવઉ ગુરુ દેવ ।
અપ્પહ પરહ પરંપરા જેણિ પયાસિઉ ભેય ॥ ૪

તે ગુરુને ચરણે નમી કહું છઠ્ઉ આદેશ ।
કૃપા કરી નિઇ જે દીઉ સેવક અંબડ દેસિ ॥ ૫

ચુ । ઇચ્છા ધરી અર્થસિદ્ધિની સમય લહી આવીઉ યોગિની ।
ચરણે તસ અંબડ સાહસી નમિઉ દેવિ માતા તવ હસી ॥ ૬

પૂછિઉ કુશલ અંગિ તુઝનીર અછઈ માત દીઠ પદનીર ।
કિંકર ઊપરિ કૃપા અશેસ કરી દીઉ છઠ્ઉ આદેસ ॥ ૭

વસ્તુ વચન યોગિની ભણઇ વડઉરીગ તૂં સાદમપણઇ ।
સત્ત્વસમુદ્ર તુઝ તણઉં નામ કરુ વેગિ કહું જે કામ ॥ ૮

વ । સુણઉ અંબડ સુણઉ અંબડ દેશિ સોરઠિ ।
કૂમ્મંકરોડિ પુરી તિહાં દેવચંદ નૃપ જનસધારઇ ।
તિહાં સોમેશ્વર વિપ્ર છઇ દેવદત્ત ઉઃ નામ ભાગઇ ।
સરવાગ્ય શંકર તિહાં મંદિરિ દંડ પ્રચંડ ।
મહાજાણ સિદ્ધ જ તેહનઉ આણઉ વેગિ અખંડ ॥ ૯

ચુ । ગોગ્ય યોગિનીનઉ આદેશ લેઇ નમી ચાલિઉ પરદેશ ।
અંબડ તેહનઇ મારગિ જાય સાથિ સખાઇ સાહમ થાય ॥ ૧૦

આગલિ સજન નદી તિહાં વહઇ તસ ઉપકંઠ સમીપઇ રહઇ ।
તેનવઇ તિહાં નદીવિચિ માહિ જલકલ્લોલ ઊપરિઇ પ્રવાહિ ॥ ૧૧

કેલિથંભ પરણું બહુપણઇ મઢી એક તેણઇ છાહી ઘણઇ ।
દીઠી વલી પાસઇ રખવાલ બઇઠઉ યોગી જટા કરાલ ॥ ૧૨

આવીઉ અંબડ યોગી પાસિ મઢીમાહિં હરિણી છઇ વાસ ।
ગલી સુવર્ણં સાંકલઇ જડી નિગ્રેતા દષ્ટિઇ તે પડી ॥ ૧૩

મૃગલીનઇ તે વસ્ત્રે વાય યોગી કરઇ મનનઇ ઉચ્છાહિ ।
તેહ સ્વરૂપ દેખીનઇ હર્ષઇ ચિંતઇ કાંઈ કારણ દીસઇ ॥ ૧૪

એહ ભેદ જાણિઉ જોઈઇ સત્ત્વઇ સિદ્ધિ બલઇ લીજઇ ।
મઢી પાખિ જાઈ તવ રહિઉ યોગી અમલ ભુજા બલિ ગ્રહિઉ ॥ ૧૫

ઇમ જાણી અંબડ તિહા કરઈ મહારૂપ ગગનઇ વિસ્તરઇ ।
ઊપાડી લાખિઉ આકાશિ થંભી મઢી મંગલિ પાસિ ॥ ૧૬

ડાક ડાકલાં તાં લગિ વાય મહાનીસાણ જા પ્રગટ ન થાય ।
તા તાગ ગ્રહનઉ મહિમાય જા ચંદ્રમા ન ઊગઇ આય ॥ ૧૭

ફાગતાં ફણ ફણીંદ માડઇ જા પડઇ ગરુડ ન ફાડઇં ।

તામ હસ્તિ મદ માચત ગાજઇ જામ કેસરી નાદ ન વાજઇ ॥ ૧૮

યોગી દુષ્ટ અંબડઇ લેય આકાશઇ આસ્ફાલિઉ તેહ ।
નવનવ યુદ્ધ મલ્લપરિ કરી તાસ મર્મઘાય તનિ ધરી ॥ ૧૯

વજ્રતુ યષ્ટિમુષ્ટિને ઘાય જોગી કીઉ અચેતન કાય ।
તાપસ અતિથિ યમતણું ભયુ જયજય નાદ અંબડનઇ હૂઉ ॥ ૨૦

જે યોગી હતુ સપરાણુ અંબડિ કિહુઉ તેનિ પગાણુ ।
પરવંચક કહુ કિમ ઊવલઇ આવી પાપ પાપીનઇ મિલઇ ॥ ૨૧

સરજિઉ તે અર્થ નગ લહઇ દૈવતણુઉ ટાલિઉ નવિ ગહઇ ।
મ કરુ હર્ષ શોક તેહથિકી જે આપણુઉ તે પરનઉ નથી ॥ ૨૨

અંતરાય હતૂ તે ટલિઉ ઊંભી મઢી કરિઉ મોકલૂ ।
મૃગી મઢીમાહિંઇ તે જોય અંબડનઇ અચિરજ મનિ હોય ॥ ૨૩

એક કાકસાકનીઇ જડી હરિણી આસનિ મઇપી ચડી ।
અંબડ દેખઇ પાસઇ તિહા હેમપુરુષ ધરિઉ છઇ જિહાં ॥ ૨૪

કુંડલ રતિનજડિયા તસ કાનિ અઉક હાય પુરુષનઇ માનિ ।
શ્વેતરક્ત તિહા કુંભા બેય દેખી મનિ થિઉ કૌતુક એય ॥ ૨૫

આપોપઇ તવ વિસ્મયભણી ગાતી કુંભાઇ તે હણી ।
હરિણી ટલી હુઇ સુંદરી અતિ સુરૂપ આભ્રણે ભરી ॥ ૨૬

નવયૌવન કન્યા તસ રૂપ દેખી ચિંતઇ અંબડ ભૂપ ।
વિદ્યાધરી અથ એ કિન્નરી નાગકુમરિ કઇ સુરસુંદરી ॥ ૨૭

તેહનઉ રૂપ વર્ણવુંઉ એમ મુખ પૂર્ણિમા શશીપરિ જેમ ।
અધર તાસ અમૃતનઉં ઠામ દંતપંક્તિ મણિ શ્રેણિ સમાન ॥ ૨૮

દેહકાંતિ શ્રી ગતિ ગજરાજ પારિજાત પરિમલ તનુ ભાજ ।
વાણી કામધેનુ તસ કહી મન ચિંતિત રસ બોલઇ રહી ॥ ૨૯

ધનુસારિંગ ભમહિ વલ્લરી દીકઇ ન સકઇ નર પય ભરી ।
ધન્વંતરિ કામજ્વર હરઇં મદિરા પરિમદ યૌવન કરઇ ॥ ૩૦

ચિત્ત ચપલ સમમુખ અશ્વ રંભારૂપઇ મોહિઉ વિશ્વ ।
નાભિ પૈયરાતે શંખ કામસૌખ્ય પૂરવઇ અશંખ ॥ ૩૧

કાલકૂટ વિષ જાણિ કટાક્ષ રત્નરૂપિ જગ પૂરઇ સાક્ષિ ।
ઉદધિ મથિઉ સુરઅસુરઇ મિલી ઓઈ રત્ન લીયાં સવિ છલી ॥ ૩૨

ઇમ કન્યાનઉ રૂપવષાણ વાર વાર કરઇ ગુ(ણ) જાણ ।
વિસ્મય થયુ ગયુઉ તસ જોય આદિ કથા તસ પૂછઇ સોય ॥ ૩૩

હે સુંદરિ તાહરુ કુણ ઠામ માત પિતા કવણ તુઝ નામ ।
એહ યોગી હાથઇ કિમ ચડી કેલિ થંભ(કિસ્યુ)કિન્નિજલિ મઢી ॥ ૩૪

હરિણી રૂપ કરિઉં સ્વાભણી રાઉલ મેવ કરતુ સ્વઇં ધણી ।
કુંડક સહિત પરસુ કેહનઉ સવિ સંબંધ કહુઉ તેહનઉ ॥ ૩૫
લોચન નીર ભરી સુંદરી બોલી ગદગદ કંઠઇ કરી ।
મોટઉં દુકખ માહરઉ ગયુ આજ પુણ્ય મુઝ પરગટ ભયુ ॥ ૩૬

માગ્યા વિણુ જિમ વરસઇ મેહ સહજિઇ તિમિર હરઇ રવિ જેહ ।
મારગિ વૃક્ષ છાહ ફલ દીઇ વહઇ નદી જલ સહુકો પીઇ ॥ ૩૭

તૃણું ચરી પશુ પય ઝરઇં માતપિતા સુતનઇ હિત ધરઇ ।
ચંદ્ર અમૃતઇ પોષણ કરઇ ભૂ જગ ધ્યારઇ જગનઇ ભરઇં ॥ ૩૮

પરોપકારી જિમ હુઇ સંત નિઃસ્વારથ વિણુ તૂય મહંત ।
મુઝનઇ એ ઉપકાર બહુ કીઉ જઉ સુણઇ વાત તઉ ચમકઇ હીઉ ॥ ૩૯

પૂછઇં અંબડ આદર કરી વીતક આપ કહઇ સુંદરી ।
કલિંગ દેશિ ભોજકટ પુરી આનંદ ઋદ્ધિ વૃદ્ધિ સિઉં ભરી ॥ ૪૦

વૈરીસિંહ રાય તિહાં તપઇ તસ દરસનિ દુખ દારિદ્ર છપઇ ।

તેહ દેશમાંહિં પારદકૂપ તેહનઇ નિશિદિનિ રાખઇ ભૂપ ॥ ૪૧

મોટઉં દામ યાત્ર તિહાં મિલઇ દેશદેશના નર તિહાં મિલઇ ।
ઉચ્ચનીચ અસુરસુર બહૂ યોગી જંગમ આવઇ સહૂ ॥ ૪૨

વરસદીસ માંહિં બહુ વાર મહાસુંદરી કરી શૃંગાર ।
પાછે પગે ઝેત્નઈ તુરી કન્યા કન્હઇ રાખીઇ ધરી ॥ ૪૩

મુખિ તંબોલ ભરી હયિ ચડઇ નિત જાઇ કૂઆ કેડઇ ।
ડમડમ કૂપ નામ તસ કહિઉ પારદ તિહાં ભરાઈ રહિઉ ॥ ૪૪

કૂયામાંહિં નાખઇ તંબોલ તવ પારદનઇ કહેઇએ બોલ ।
અહો રસેંદ્ર મુઝનઇ તઉં વરે આવિ વેગિ જાઉ છઉં ઘરે ॥ ૪૫

એહવઉં વાર ત્રણિ મુખિ વદઈ તવ માંહિયુ રસ ઊકદઇ ।
જિમ કંઠા ઉપરિ તે ચડઇ તિમ કન્યા પાછી દડવડઇ ॥ ૪૬

સાગરલહરિ પરઇ રસ ધ્યાય તિમ તુરંગ પાછે પગિ જાય ।
કન્યાહયમુખ કૂયા ભણી વેગઇ રસ ચાલઈ આફ્ણી ॥ ૪૭

ઇમ કરતાં રસ ધ્યાઈ મિલઈ તુરીનાગ્નિઇ લેઈ વસઇ ।
તાણી ધાલઇ કૂપમઝારિ ન નીસરઇ તે કેણિ પ્રકારિ ॥ ૪૮

સઅસઉ પાછે પગિ ઊજાય તાણિઇ વાયુ વેગિ ઘણ આય ।
કન્યા હય ધરિ આવી મિલઇ પારદ ઠાલઉ પાછઉ વસઈ ॥ ૪૯

મારગિ ગોપહિલાં નર કરઇ જાતુ તુચ્છ તુચ્છ તિહાં ગિરઈ ।
બીજઉ પૂર કૂઇ વહિ જાઇ જોવા જન ગોપહિલે ધ્યાઇ ॥ ૫૦

થોડઉ થોડઉ તિહાંથિ ઉદ્ધરઇ ઇમ પારદ એકઠઉ કરઇ ।
હૃ વિપરીત તુરંગમિ ચડી એકદા રહી કૂછ છઉં પડી ॥ ૫૧

કીંહયિ આવિઉ યોગી પાસિ સઅસરૂપ મુઝ દીઠઉ દાસિ ।
વ્યાકુલ થયુ દેખતાં વાર મુઝમહવાનઇ રચિઉ ઉપચાર ॥ ૫૨

આવી રાજસભાઈ તેહ ઊભઉ રહિઉ નૃપ આગી દેવ ।
ગોરખ નામ મુખઇ ઉચ્ચરી અભિનવ રૂપ દેખાડિઉ પૂરી ॥ ૫૩

કંથાકોટિ પગે પાઉડી ઝમકઇ દીના જિમ આખડી ।
ડમરુ હડ કરિ ધરિઉ ત્રિશૂલ ભસ્મ શરીરિઇ કરિઉ અદ્દૂલ ॥ ૫૪

શીસિ જટા મૌન મુખિ ધરી મુદ્રા કાનિ સીગી ઉરિ કરી ।
કેડિ મેખલા અધ્યારી માલ કરિ કિન્નરી પીઠ જમાન ॥ ૫૫

કઝોટઉ ઉઢિઉ વ્રક ચર્મ્મ મંત્ર મૈત્રના જાણઇ મર્મ્મ ।
સર્વાભરણ યોગના ધરી બઇઠઉ આસન પૂરી કરી ॥ ૫૬

ભક્તિઇ માનભાવ બહુધરિઉ રાય યોગિનઇ આદર કરિઉ ।
ચમત્કાર પ્રગટ તેણઇ કીઉ જેહદેખિ રીઝિઉ નૃપ હઇઉ ॥ ૫૭

સભામાહિ કેવિનુ થંભ પ્રગટ કરિયુ વિદ્યાબલિ દંભ ।
યોગીનઉ એહવઉ સ્વરૂપ દેખી લોક વિસ્મયઉ ભૂપ ॥ ૫૮

વિદ્યા યોગ પ્રગટ તવ કરી મૂકીઉ દેહ પવનસૂ ભરી ।
બાહિરિ માયા એણિ પરિ રચી મઝા કપટિ મૂકઉ છઈ પચી ॥ ૫૯

જિમ શુક મુખિ ઉચ્ચરઈ રામ હાથિ આપીઇ શાલીગ્રામ ।
કરડઇ ચાંચઇ વણુકેહણઇ દેવપણઉ મનિ કિહાં તેહતણઈ ॥ ૬૦

પોપટ પરિ તે યોગધારણા વિના તત્ત્વ તે વિપ્રતારણા ।
દંભકપણઉ દાખનઇ લોક કપટ અછઈ અભ્યંતરિ રોક ॥ ૬૧

મહિના મયગલ જે નર ધુત્ત દીસઈ શાંત માહિ મદમત્ત ।
બાહિરિ જૂયા દાખવઇ દંત માહિ તણા ચાવી લિઇ અંત ॥ ૬૨

રાજા પૂછઇ ભાવઇ કરી તુમ્હ ભુમિગાહ તુ સવિ ફિરી ।
કો એક ચમત્કાર જે નવઉ કૃપા કરી અમ્હનઇ દાખવઉ ॥ ૬૩

કહઇ યોગી નરનાયક સુણઉ થંભ વિચારુ કહવી તણઉ ।

યોગઇ થંભ ચીરિઉ તેહ પ્રકટી માહિથિકી નવ દેહ ॥ ૬૪

યૌવનવયિ કન્યા સુંદરી દેખઇ જન નૃપ વિસ્મય ધરી ।
પ્રત્યક્ષિ રંભા રૂપ રસાલ કરી યોગીઇં અદ્ભુત ચાલ ॥ ૬૫

યોગીનઇ તવ પૂછઇ ભૂપ ઇંદ્રજાલ કઇ સત્યસ્વરૂપ ।
કહઇ યોગી રાજન એ સાચ સુણઉ કથા નહીં જૂઠી વાચ ॥ ૬૬

ગિરિ વૈતાઢ્ય રાજપુર નામ નૃપ મણિવેગ વિદ્યાધર ઠામ ।
એહ રતનમાલા ધૂય તાસ મઇં આણી વરિવા તુઝ પાસિ ॥ ૬૭

તૂ છઇ યુધિષ્ઠિર વાચા કરી દયા યૂ તુઝ યોગ્ય છઇ પરી ।
કરુ વિવાહ એહનઉ તુમ્હ એણઇ અર્થિ પપ કીધઉ અમ્હે ॥ ૬૮

પણિ પહિલઉં મુજ રાજ ઇક કરુ તુમ્હે પિતા બોલ દિઉ ધરુ ।
સીતલ વચન તેહનાં સુણી યોગીસૂં બોલિઉ ધરધણી ॥ ૬૯

હે યોગિન તુઝ છઇ સૂ કાજ કહઇ તે મુઝ પૂછઇ નરરાજ ।
તવ કપટી બકચેષ્ટા ધરી કરઇ રંચના માયા કરી । ૭૦

મિનતાસૂં ધૂરત અતિમિલઇ મધુર જંપી માંહિં ભિલઇ ।
અછતે ગુણે પ્રશંસા કરઇ ધ્યાન એહ અર્થ નિજ સરઇ ॥ ૭૧

કમલ પગિઇ વિહસઇ જાસ વાચા સીતલ ચંદન વાસ ।
કાતી પગિઇ હૃદય ગતિ ધરઇ દેખી ચિત્ત વિત્ત અપહરઇ ॥ ૭૨

મોલઉ થઈ કાજ પર કરઇ આગિમસૂઝઇ ધન વાવરઇ ।
ગુરુ દેવની ભગતિ આચરઇ કારણ વિણુ આદર અતિ ધરઇ ॥ ૭૩

મહા ધૂર્તના લક્ષણ એહ તે સઘલાં યોગીનઇ દેહિ ।
રાજા પ્રતિ બોલિઉ તેણિવારિ કઇ વાત રાજન અવધારિ ॥ ૭૪

આવઇ કાલી આઠમી દિન્ન સાંઝે સમયિ તૂ થઇ પ્રસન્ન ।
એહ નદી શ્રી પક્ષુણી નીરિ તુઝ પુત્રી રત્નવતી તીરિ ॥ ૭૫

આણુઉ સાથિ વેશ શુભ કરી  પાસિ ગહિઇ તૂ સાહમ ધરી ।
વિદ્યા સાધઉ અનસરિ અહ્મ  ઉત્તર સાધક થાઇ વઉ તુહ્મે ॥ ૭૬

કહઇ ભૂપ સવિ કરિસિઉ સાચ વદઇ નાથ તુ દિઉ નૃપ વાચ ।
રાજા મુગધ વાચ તુ દીઈ કપગી યોગી હરખ્યઉ હઇઇ ॥ ૭૭

કહી રાયનઇ યોગી ગયુ સભા લોકનઉ અવસર હુઉ ।
દીધી વાચ પ્રધાને સુણી ઉતાવના આના નૃપ ભણી ॥ ૭૮

મૈત્રી વીનવઈ કરિઇ પ્રણામ સ્વામી કિમિઉ કરિઉ એ કામ ।
પડિઉ વરાંસઉ મોટઉ એહ દીધ વાચ યોગીનઇ જેહ ॥ ૭૯

કપિવ ક્ષુદ્ર નાણીઇ વિસાસ કાલઉ વિપ્ર સર્પ્પ પશુ ગશ ।
નહરી નદી રોગ રાજાન દુર્જ્જન રિપુ નારી અજ્ઞાન ॥ ૮૦

તિમ યોગી કુટિની છઇ એહ  ન ધીરીઇ ધૂરતિ મતિ ગેહ ।
તુહ્મ પુત્રી જે સાથઇ લીઇ વિયાગિની વાત એ હઈઇ ॥ ૮૧

રાજા બોલઇ સુણઉ પ્રધાન મઇ દીધઉ વાચાનૂ દાન ।
કહઉ કેમ તે પાછઉ થાય લોપિઇ વાચ પુણ્ય સવિ જાય ॥ ૮૨

સંતતણઉ છઇ એ આચાર નિદ્રાવશિ બોલઇ તે સાર ।
પાહણિ રેખ પડી કિમ જાઇ વચન લોપ ધીરનઉ ન થાય ॥ ૮૦

સાધુ વાણિ જેમ ગજદંત નીસરયા પાછા નવિ જંત ।
ગિરિથી વાહુલ જે નીસરિઉ ટલઇ નહી તે પાછન કરિયુ ॥ ૮૪

કાલકૂટ ઈશઇ આદરીઉ કછવિધર મંડલ શિરિ ધરિઉ ।
વડવાનલ સાગરનઇ દહઇ અંગિકરિઉ ઉત્તમ નિર્વહઇ ॥ ૮૫

અષ્ટ કુનાચલ ચલઈ કિન્હારિ ચલઇ શેષ ભૂમિનઇ ભારિ ।
સાગર સીમા લોપઇ કદા સંત ન લોપઈ વાચા તદા ॥ ૮૬

રાજ જાઈ જઉ લચ્છી જાઇ પ્રાણ અંગથી અલગા થાઇ ।

ઉત્તમ મુખિ જે બોલી વાચ મ મ જાઉ વચન એ સાચ ॥ ૮૭

એહ ન્યાય તુ નવિ મૂકિઇ કહી વાચનઇ કિમ ચૂકિઇ ।
એતલઇ આઠમી દિન આવીઉ તવ રાઉલઇ દિષાડઉ દીઉ ॥ ૮૮

આરી દેઈ તેડિઉ રાય સજ્જ હૂઉ લેઈ સમુદાય ।
સુજ્ઝ પિતા સાથે સાંચરઇ ગય પ્રતિઇ યોગી ઉચ્ચરઇ ॥ ૮૯

રાજન ગ્નનવતી તવ સુતા કિમ આવઉ એહનઇ મૂકતા ।
રાઇ કહઇ રાઉલ તુહ્મી સુણઉ તેહનઉ કામ કિસિઉ તિહાં ભણઉ ॥ ૯૦

તે આવીનઇ કરીસઇ કિસિઉ સર્વકાજ કરિવા ઇ અછઉ ।
યોગી કહઇ રાય તુઝ વાચ તૂં ચૂકઉ મતવંત ઇહી સાચ ॥ ૯૧

સુણિ ઉત્તરઇ ઉન્નમઇ મેહ તે વરસઇ એ નહી સંદેહ ।
સુપુરિમ વયણ તેહ ઉચ્ચરઇ સરઇ નિર્વાહ જેહનઉ કરઇ ॥ ૯૨

એણઇ ન્યાયિ સંતનાં વચન્ન હુઇ પ્રમાણ જે દુજ્જણ જન્ન ।
કાઠમ કોટ પરઇ તેહનાં ભિછાં અધિક હીપટ ચિત્તના ॥ ૯૩

જઉ તુજ્ઝ પુત્રી નાવઈ સાથિ મુઝ વિદ્યા કિમ આવઇ હાથિ ।
અહ્મ સરીષાનઇ જૂઠા બોલ રાજન દીજિઇ નિટોલ ॥ ૯૪

દીધઇ બોલિ કામ કીજીઇ કીધઇ કામિ સિદ્ધિ લીજીઇ ।
જઉ તઉં કુશલ વાંછઇ રાજિ તુ મ કરિ વિલંબ અહ્માચરઇ કાજિ ॥ ૯૫

સુણી વયણ યોગીનઉ એહ કંપિઉ ભયથી ભૂપતિદેહ ।
ચકિત ચિત્ત ઇ લીધી સાથિ ચાલિઉ રાય રાઉલ સંઘાથિ ॥ ૯૬

અપવર્ગા નદી તટિ ગયા પાસઇ વન્ન તિહાં જઇ રહિયા ।
તવ યોગી વનમાંહિં જઈ બિઇકૈમા સ્થાવિઉ કરિ ગ્રહી ॥ ૯૭

તિહાં પાસઇ એક પર્વત અછઇ આગલિ ગુહા અસિકૈડ છઇ ।
પાસઇ મઢી પાહણની જિહાં હું લેઈ તેણઇ રાખી તિહાં ॥ ૯૮

પછઇ શ્વેત કૈબાઈ ઘણી તેતલઇ હનિંણી હુઇ આફણી ।
અગ્નિકુંડ તિહા રાષિઉ ગાગ યોગી હોમ કરઇ તીણિ ઠાય ॥ ૯૯

દેષી હોમ રાય ચિંતવઇ એ વિરૂઉ સિઉં કરિવઉ હવઇ ।
હાથિ વિસાઈ લીધઉં જેહ કેહનઇ દૂષણ દીજઈ તેહ ॥ ૧૦૦

કપિલ શુદ્ર એ યોગી જાણિ રાક્ષસ રૂપ ન જીવૂ પ્રાણિ ।
કિસઉ કરઉ હવઇ એકવઉ એહનઉ જાપ ન દીસઇ ભલઉ ॥ ૧૦૧

અર્પ્પ છછૂંદરની પરિ મિલી સકઇ પેટ ઘટમાંહિં અલી ।
જઉ મૂકઈ તઉ લોચન જાય વિષમ કર્મ્મગતિ સિહુ પગિ થાય ॥ ૧૦૨

રાજા વિપ્ર ચિત્ત તવ ભયુ એતલઇ હોમવિધિ પૂરુ થયુ ।
અનમુખ દેષિ યોગી બોલીઉ રાજા મૌન ધરી છઇ રહિઉ ॥ ૧૦૩

હે રાજન ગુટિકા લિઉ ત્રણિ બહસી હોમ કરુ એણઇ વહ્નિ ।
કહી એમ નઇ કરુ પ્રણામ અગ્નિદેવ સિદ્ધિ દિઉ કામ ॥ ૧૦૪

મુજ સાહસથી યોગી તણી વિદ્યા પ્રગટ થાઉ આફણી ।
દીધી સીષ યોગીઇ હસી સુણી રહિઉ રાય સાહસી ॥ ૧૦૫

કહિઉ યોગીઇ બીજી વાર હોમઉ ગુટી મ લાઉ વાર ।
યોગીઇ વળી આહુતિ દઇ રાય નીચઉ ભૂમિ નમેવા જાય ॥ ૧૦૬

તવ યોગીઇ મારીઉ તતકાલ નાષિઉ કુંડિ બળતી ઝાલ ।
તતખિણિ સોવન પુરિસઉ હૂઉ પિતા મોહિ એણિ પગિ મૂઉ ॥ ૧૦૭

સ્વર્ણ પુરુસ થિઉ કુંડલ સહિત કાઢિઉ કુંડથકી તે વહીત ।
મઢીમાહિ મુઝ પાસઇ ધરિઉ વિદ્યાબલિ તિહાથુ નિસરિઉ ॥ ૧૦૮

વ્યોમમાગિ આવી એણઇ ઠાહિ જલ ઉપરઇ મઠી તે માંહિ ।
મુઝનઇ રાષિ પાઆઇ રહિઉ અહનિશિ દમઇ પોલી થયુ ॥ ૧૦૯

એહવા કર્મ્મ તણા અવદાત વીર સુણઉ કહુ તુમ વાત ।

આહીરણી તણી પરિ દૂઈ ગયુ છાસિનટ રોઈ નહી ॥ ૧૧૦

પૂછઇ અંબડ તે કુણ નારિ આહીરણી દૂઇ સંસારિ ।
તુ ગલત્રઇ વતુ કઇઇ સુણી અંબડ વિસ્મય થઇ ગહઇ ॥ ૧૧૧

લખિમી પુરી રાજા શ્રીચંદ પ્રનમહિ અભિનવઉ ઇંદ્ર ।
નનાડીઇ ગિમવા ઇક વાર હય ખેલવઇ થઈ અસવાર ॥ ૧૧૨

થંપિઉ તુરી ચઉહટા મુઝારિ સાત આઠ આહીરી નારિ ।
દૂધ દહીં છાસિ ઘટ ભરી સાહસી આવઇ માહિંઇ પુરી ॥ ૧૧૩

તુરગ ઢૂકડઉ આવિઉ જામ બીહની સવિ આકુલ હુઇ તામ ।
દહીં દૂધ છાસિના માટ સવિ ફૂટી ગયાં મારે વાટ ॥ ૧૧૪

રોવા લાગી સવિ સુંદરી છેલ્લિ નારિ તવ હર્ષિઇ ફરી ।
હસઇ ઘણુઉ તવ પૂછઇ રાય રાખિ તુરંગમ તેણઇ ઠાય ॥ ૧૧૫

આ નારી ગેઈ દહીં માટ ફૂટઇ તુ તુહનઇ નહીં ઉચાટ ।
રોઇવા થાનકુ હાસુ કિસઉ કારણ કહુ સાચૂ હુઇ જિસઉ ॥ ૧૧૬

તે ભદ્રા આહીરી ભણઇ રોઉં કિસ્યૂં તઉ આપણઇ ।
મહાદુખઇ જઉ રોઈ નહીં તે કહુ કથા ભૂપ કહિ સહી ॥ ૧૧૭

શ્લો ।  હત્વા નૃપં પતિમવેક્ષ્ય ભુજંગદષ્ટં
દેશાંતરે વિધિવશાદ્ ગણિકાસ્મિ જાતા ।
પુત્રં ભુજંગમ ધિગમ્ય ચિતા પ્રવિષ્ટા
શોચામિ ગોપગૃહિણી કથમદ્ય તક્રં ॥ ૧૧૮

સુ ।  વહિલઉ રાય હણિઉ રુઇ જેહ
સાપઇ ડસિઉ દીઠઉ પતિ તેહ ।
વલિ દેશાંતરિ ગણિકા ભઈ
પુત્ર ભોગવિઉ જાણિઉ નહી ॥ ૧૧૯

પાપ માટિ પથડી ચિહિમાંહિં પૂર થણી 'કાઢી ધરિ ઐાહિ ।
થઈ આહીરતણુઈ વસિ આજિ હિવ સિઉં રોઉં પ્રાસિનઇ ક્રાજિ ॥ ૧૨૦

રાઇ રહી પૂછઇ તેહનઇ માંડી કથા કહુ મૂંહનઇ ।
વલતી તે આહીરી કહઇ રાજા મર્મ કર્મ્મનઉ ગ્રહઇ ॥ ૧૨૧

પહિલું હૂં વિવહારીવહૂ ધનદપુરીઇ જાણુઇ સહૂ ।
પતિસું પ્રેમ પ્રથમ અતિ હતુ હૂઇ પુત્ર ઇક જનમોહતુ ॥ ૧૨૨

હૂં ભર્ત્તાર કહિઉં નવિ કરું સાસુસસરાનઇ નવિ ઠરું ।
તનુ ધન યૌવનનઉ મુઝ ગર્વ તૃણવત ગણું તેહ તઉ સર્વ ॥ ૧૨૩

મૂકી પતિઇ તવ પીહરવાસિ રહી પુત્ર મેહલી પતિ પાસિ ।
લેવા સુજન આવ્યા બહુ વાર હઠ મારઇ ન ગઈ એકિ વાર ॥ ૧૨૪

વરસ દીસ જવ પૂરૂ થયુ મિત્રે મિલી કંતનઇ કહિઉ ।
પાપી અરે વિણુ અપરાધ પત્ની કાં છંડી તઈં સાધ ॥ ૧૨૫

એકવાર કુટુંબે મિલી દીધઉ ઊલંભઉ તસ વલી ।
દિન કેતે આવિઉ સ્વયિ દેહ મુઝનઇ આણુઉ હરિવા તેહ ॥ ૧૨૬

માયબાપ મુઝનઇ ઇમ કહઇ નિસુણિ વત્સિ ચતુર જઉ હુઇ ।
આવિઉ જમાઇ જઉ તેડિવા જાવઉ સમય નહીં જોડિવા ॥ ૧૨૭

સઘલે પ્રેરી જવ હૂં ઘણુઉં છંડી મનનૂં કાગ્રલીપણુઉં ।
રથિ બઇઠી ચાલી પતિ સાથિ ઘણુઉ પ્રેમ ધરિઉ મુજ નાથિ ॥ ૧૨૮

આવ્યા પુરનઇ પાસઇ જામ કહિઉં પતિઇ મુઝનઇ તામ ।
રથ વડતલિ રાખિયો તુહો સેકું મોકલઉં માંહિં જઈ અહો ॥ ૧૨૯

ઇમ કહિ કંથ ઘરે જવ ગયુ કટકસમૂહ પ્રકટ તવ થયુ ।
ઐાતલઇ તો એક મોટઉ રાય નીય ધરિ વાટઇ ચાલિઉ જાય ॥ ૧૩૦

તેણુઈ નૃપઇ હૂં દીઠી જિસઇ અતિસુરૂપથી મોહઇ તિસઇ ।

ઊપાડી પાલખીઇ ધરી કટક ચલાવિઉ વેગઇં કરી ॥ ૧૩૧

પૂઠિઇ દેઉર લેવા કાજિ આવિઉ પડિઉ કટકનઇ માઝિ ।
નવિ દેખઇ રથ નારી કોય પાછઉ વલિઉ ફિરીનઇ સોય ॥ ૧૩૨

વલી ભર્ત્તાર જોઇવા ભણી આવિઉ ભૂમિ ષઉલી તેણિ ધણી ।
નવી દીઠી નારી જોયતુ ચાલિઉ કટક પૂઠઇ ધુલતુ ॥ ૧૩૩

વિદ્યાનયરિ કટક તે ગયુ સહૂ આપણે થાનકિ થયુ ।
તે રાઇં પટરાણી કરી રાખી રાજિ પ્રેમ બહુ ધરી ॥ ૧૩૪

ભર્ત્તા યોગી વેશઇ ભમઇ દોહરાનિ સોધંતુ ગમઇ ।
એક વાર રાય મંદિરિ ગયુ ભિક્ષા મસઇ તિહાં ઊભુ રહિઉ ॥ ૧૩૫

ગુખઇ બઇઠી તે સુંદરી નિરખિઉ પતિ તિહાં દૃષ્ટઇ કરી ।
દાસી હાથિ તેડિઉ તામ યોગીનઇ પૂછિઉ કુણુ નામ ॥ ૧૩૬

યોગીઇં તે સ્ત્રી ઊલષી દેવિ તુઝ વિરહઇ થિયુ દુષી ।
પહિલઉ સમાચાર તેણઇ કહિઉ રાણીઇ તે સઘલઉ લહિઉ ॥ ૧૩૭

રાણી કહઇ પરવશિ સિઉં કરું તુઝ સાથઇ હઉં કિમ નીસરું ।
નગર બાહિરિ દેવપ્રાસાદ તુઝનઇ મુકઇ કરિસિઉં સાદ ॥ ૧૩૮

મારી રાય અવિસિઉં તિણિ દાય ઇંમ તેહનઇ કહિઉં સમઝાય ।
યોગી જિમ તિહાં જઇ રહિઉ પૂઠિઇ સ્ત્રીઇ અવસર લહિઉ ॥ ૧૩૯

રમી રાય નિશિ સૂતઉ જામ તત્ત્વવરતુ લેઇં રાણી તામ ।
હણિઉ રાય લેઇં હથિયાર પછઇં નીસરિ નયરનઇં બારી ॥ ૧૪૦

આસાદિઇ પઇઠી જેતલઇ સૂતુ દીઠઉ પતિ તેતલઇ ।
ઘણુંઉ જગવિઉ ન જાગઇ તેહ સાપિઇં ડસિઉ તેહનઉ દેહ ॥ ૧૪૧

મૂઉ જાણીનઇ પતિ મૂકિઉ વેશ પાલટી મારગ લીઉ ।
ગઇ પરદેશ ભણી તે દૂરિ પ્રચ્છન્ન રહી ઊગતિઇ સૂરિ ॥ ૧૪૨

વલી રાતઇ તે ચાલઇ જાઇ પણી ભૂમિ વઉલી વન કાદિ ।
મોમપુરી આગલિ છઇ જેહ આવી રહી વેગા ધરી તેહ ॥ ૧૪૩

ગણિકા કર્મ કરી તિહાં રહૂં નદી કો સગુ જાસ દુખ કહૂં ।
વરસ કેતલાં ગયાં જેતલઇ રાતઇ નર આવિઉ તેતલઇ ॥ ૧૪૪

ભોગ સેજિ તેહસિઉં ક્રિયૂ દેઇ હૃદય આલિંગનિ લીઉ ।
તવ કુચથી મુઝ પાહનઉ ઝરિઉ તેનઇ તે મઇં દુરિઇ કરિઉ ॥ ૧૪૫

પૂછિઉ દેશ વાસ કુલ ઠામ માતપિતા કારણ તુઝ નામ ।
તેણઇ સંબંધ આપણુઉ કહિઉ તઉ મઇં પુત્ર પેટતઉ લહિઉ ॥ ૧૪૬

અતિ વઇરાગ ઊપનઉ મુઝ્ઝ પાપ કીઉં અણુજાણઇ ગુઝ્ઝ ।
આહરઇ મનિ ચીંતા નવિ જાય પાવા કાઇ આવિ નદિમાંહિં ॥ ૧૪૭

રચી ચિતા જવ પઇઠિઇ માંહિં આવિઉ પૂર તાણિ પરવાહિ ।
જલિ વિલગી કાઠ ચિહિ તણઇ ઇમ રેલાતી ગઇ હું ઘણઇ ॥ ૧૪૮

દિન ત્રીજઇ નદી વનમાંહિં જિહાં આહીર નેશ તિહાં જાઇ ।
મિલી રહિયા જાટ નદિકંઠિ પૂરિ આવતી પડી હૂં દેઠી ॥ ૧૪૯

પઇઠા કાહિવા પાણીમાહિ તાણી લીધી સાહી બાંહિઇ ।
તેણઇ ઘરિ રાખી સ્ત્રી કરી દહીં છાસિ વેચઉં હું ફિરી ॥ ૧૫૦

કર્મવિટંબન કેતી કહૂં વીતૂ અંગિ કહિઇં તે સહૂ ।
આવી ઘુહ નગરીઇ આજ ફિરિઉ રોઉં છાસિનઇ કાજિ ॥ ૧૫૧

શ્રીચંદરાઇ કથા તે સુણી કર્મતણી ગતિ વિસમી ભણી ।
તે સંતોષી સઘલી નારી સહુ આપણા ગયુ ઘરબારિ ॥ ૧૫૨

આહીરણી પરઇં મુઝ હુઇ રત્નસુંદરીઇ વીનતી કહી ।
સુણિ અંબડ મનસિઉં ચિંતવઇ ગહન કર્મતણી ગતિ સવઇ ॥ ૧૫૩

તઉં આવિઉં મુઝ ભાગ્ય ફલિઉં તુઝથી વઇર પિતાનઉં વલિઉં ।

વા લઈ ગયું તે અર્જુન તીર તઉં ઉપકારી સાહસ ધીર ॥ ૧૫૪

તુ અંબડ કહઈ આદર કરી તુજ વૃતાંત સુણિઉ સુંદરી ।
હવઈ કુંડલ મૂલ વૃતાંત કહુ તે પુરુષાકાનિ દીપિત ॥ ૧૫૫

તવ રત્નવતી કુંડલકથા કહઈ અંબડ આગલિ સર્વથા ।
વાટઈ લેઈ આવંતાં મુજઝ કહઈ યોગી શીષ દિઉં તુજઝ ॥ ૧૫૬

કાલી દેવતા તઉં આરાધિ આપઉં મંત્ર એકમના સાધી ।
મઈ આરાધી વિદ્યા તેહ થઈ પ્રસન્ન આપ્યું મુઝ એહ ॥ ૧૫૭

સોવન કુંડલ બે ઝલકંત કહઈ દેવી એ છઈ ગુણવંત ।
જઉ મૂકીઈ એહ આકાશિ ચંદ્રપરઈ હુઈ તેજ પ્રકાશ ॥ ૧૫૮

સઘલી ભૂમિ કિરણ વિસ્તરઇ નિશાલણા તિમિર સવિ હરઇ ।
એહ વાત અંબડઇ સુણી નિજ સ્વરૂપ પ્રકટિઉં આપણી ॥ ૧૫૯

અતિસુંદર અંબડનઉં રૂપ દેખી ચિંતઇ મનિ કો ભૂપ ।
કઈ વિદ્યાધર યક્ષ ઉદાર નવિ સામાન્ય સત્વભંડાર ॥ ૧૬૦

તુ કન્યા અંબડ પ્રતિ વદઇ તૂં સ્વામી મુઝ બઇઠઉ હૃદઇ ।
ભવિ આપણઈ એક તઉં ભર્તાર તૂહજિ ગંદર છેદણહાર ॥ ૧૬૧

મુઝનઇ અંગીકરિ હિવ એમ ગયૂ વાલી રાખીઇ જેમ ।
ઘણી પ્રાર્થના વરવાતણી પ્રેમપણઈ કીધી તિહાં ઘણી ॥ ૧૬૨

કરગ્રહણ ગંધર્વવિવાહિ કન્યા રત્નવતી ઉત્સાહિ ।
કીઉં અંબડિઈ અવસર લહી સુખસંયોગ પામ્યાં બે સહી ॥ ૧૬૩

રત્નવતી વરનઇ વીનવઇ સ્વામિ કામિ પિતાનઇ હવઇ ।
જઈઇ સમરસિંહ મુઝ બાપ સવિ સંબંધ જણાવીઈ તામ ॥ ૧૬૪

કરી પ્રમાણ રત્નાવતી લેય ગગનમાગિ ચાલી ગ્યા બેય ।
પુરપાસઈ વનિ રહ્યાં ઊતરી દીઠી કટકે વીંટી પુરી ॥ ૧૬૫

જાણ્યું રિપુ આવ્યા લેઈવા દેશ ગામ લોક લૂસિવા ।
રત્નાવતી કહઇ વઇરી નહીં ગોત્રીએ પુર વીટીઉં સહી ॥ ૧૬૬

સ્વામી રાવ મૂઉ સાંભલી લેવા રાજ આવિયા સવિ મિલી ।
તાહરા સબલ પરાક્રમ માટિ હે પ્રભુ એ વઇરી નિર્ધાટિ ॥ ૧૬૭

અંબડ પત્નીઈ પ્રેરિઉ વિદ્યાબલિ મોગર કરિ લીઉ ।
ધ્યાયુ વેગિ ગગનિ ઊછલી ભયંકર દેહિ કરી કલકલી ॥ ૧૬૮

રાક્ષસરૂપિ હાક મૂકતુ અતિ ઊંચઉ વ્યોમિ વ્યાપતઉ ।
મુખિ મૂકઇ દાવાનલ ઝાલ ચિહું દિશિ દેખઇ દેતઉ ફાલ ॥ ૧૬૯

નાઠા કાકપરઇ સવિ તેહ વાનરની પરિ ફાલા દેય ।
હરિણગતઇ ગયા હાલતા શશકપરઈ જાલે પઇસતા ॥ ૧૭૦

ઘૂક પરઇ ઊલવઈ આપ સૂકરપરિ મનિ ધરઇ સંતાપ ।
રોઝપરિઇ નાસઇ નઈ જોઇ દૂરિ સિયાલ પરઇ કે રોઈ ॥ ૧૭૧

તવ આકાશિ વાણિ ઊછલી ભિડવાઇ રિપુ ગ્યા નીસલી ।
જય જય શબ્દ અંબડનઇ હુઉ પુણ્યવંતનાં પૌરુષ જોઉં ॥ ૧૭૨

નગરબાર મોકલાં હૂઆં રત્નવતી નગરીમાંહિં ગયાં ।
બાપ સમરસિંહનઇ મિલ્યાં પિતદુખિઇ આંસૂ અતિ ઢલ્યાં ॥ ૧૭૩

હર્ષિઉ યોગી શુદ્ધિ તે સુણી ધરિઉં દુખ મનિ વેલા ઘણી ।
પૂછી બહિનિ જે વીતી વાત કેણીપરિ હણ્યુ પાપીઈ તાત ॥ ૧૭૪
તે વીતક નીપનઉં લહિઉં વજ્રતું સમરસિંહિ ઇમ કહિઉં ।
મોટઉ પુરુષ કિસિઉં બલ કરઈ પ્રેરિઉ કર્મિ નીપજઇ સરઇ ॥ ૧૭૫

બુદ્ધિ તેહવી અંગિ ઊપજઈ તેહિજિ વાસના અતિ સંપજઇ ।
તેહવા નરનઇ મિલઇ સખાય જેહ હુણારઉં હુઇ તે થાય ॥ ૧૭૬

જેણી વેલાંઇ જેણઇ દેશિ જેણી ઘડીઇં જેણઇ નેશિ ।

હાથિ વૃદ્ધિ સુખ યશ નઇ લાભ તેણી વેલા તે હુઇ શીતાભ ॥ ૧૭૭

મૂકી પિતાતણુઉ તે શોક દીઇ અહિનઇ થયુ સંતોષ ।
પૂછીઉં તુઝ કંત છઇ કિહા રિપુવશિજણુ જઇઇ તિહા ॥ ૧૭૮

કહઇ અહિનિ પૂર્વં વનમાહિ સમરસિંહ તુ મૈત્રી પાહિ ।
સજ્જન કની મે ॥ બહ અતિશીઘ્રટિ મિલવા ગિઉ સહ ॥ ૧૭૯

અનેક ઉત્સવ સિઉ કલ્યાણ બહિજન બહુ કરઇ વખાણ ।
તણીઆં તોરણ પુર શૃંગાર કીઉ શ્રીમડઇ પુરીપઇ સાર ॥ ૧૮૦

અતિ આદરમાનસિઉ ઘણુઇ તેડી આણ્યા ઘરિ આપણઇ ।
ભક્તિભાવ કીધઉ તિહાં ઘણુઉ થાપિઉ રાજિ સાલક આપણુઉ ॥ ૧૮૧

રત્નવતીનહિત તિહાં રહિઉ કેતુ કાલ સુખઇ નિર્વહિઉ ।
એક દિનિ પુહુતઉ નિજ આવાસિ પુઉઢી રત્નવતી છઇ પાસિ ॥ ૧૮૨

રાતિ પાછિલી હૂઈ જામ મૂકી રત્નવતી ઘરમામ ।
ત્રિણુ મોકલાવિઇ નારી ગયુ તિહાથી નદીનઉ મારગ ગ્રહિઉ ॥ ૧૮૩

પંથિ ચાલતા કૂર્મકરોડિ પુહુતુ નયરિ જિહા મંદિર કોડિ ।
વનપાલક ઇ વનમાહિ હતુ પૂછઇ તેહનઇ થઇ સાંસતુ ॥ ૧૮૪

બ્રાહ્મણ સોમેશ્વરનઉ ગેહ અહ્મનઇ ઠામ વતાવઉ તેહ ।
વનતુ માલિ કહઇ સુણિ ભાય સોમેશ્વર સરિખા દ્વિજરાય ॥ ૧૮૫

અછઇ નયરિ તેહવા અનેક તે ન મિલઇ જોતાં વરમેક ।
મંઇ અહિનાણ કહિઇ તુ લહુ પછઇ વિચારી થાનક કહું ॥ ૧૮૬

શ્રીમડ નવિ જાણઇ અહિનાણ અપ્રુમોલિઉ પુરમાહિં ગિઉ જાણ ।
કામદેવભુવનિ તે રાતિ સુતુ વાત મિલી તે પ્રાતિ ॥ ૧૮૭

નયણે નિદ્રા આવી નહી સોમેશ્વર ચિંતાઇ સહી ।
તેતલઇ તે પ્રાસાદમઝારિ દેખઇ આવી કો એક નારી ॥ ૧૮૮

છાનઉ રહિઉ તેહનૂ ચરિત્ર જોવા લાગઉ બઇઠઉ તન ।
એતલઇ ત્રણિ પ્રાસાદમાંહિથી પ્રગટ પૂતલી થઇ ફીટથી ॥ ૧૮૯

આવી રૂપ નારીનઉ લેય ઓતઇ કહઇ કન્યાસિઉ તેહ ।
ચંદ્રકાંતા રાતઇ આજ મૂકી આવી રહી સહૂ કાજિ ॥ ૧૯૦

અહ્મને કહઇ તે વસતુ વદઇ ઘણઉ આવિવા વિમાસિઉ હઇ ।
પણિ સ કરુ માહરઉ પિતા ગોગેશ્વર રાજમાહિ હતા ॥ ૧૯૧

તે હવણાં આવ્યા જઉ ઘરે તેણઈ વિઘ્ન હૂઉ બહુ પરે ।
તે કન્યા ત્રણ્હઇ પૂતલી કરઇ નાચ રંગિ સિઉ મિલી ॥ ૧૯૨

કામવતા આગનિઇ મુદા કરઇ વિનોદ રંભાવિણુ તદા ।
અંબડ સમવઉ કરી હુંકાર ઊઠિઉ અટ્ટહાસ ઉચ્ચાર ॥ ૧૯૩

તુમ્હે કવણુ રે હાકી ચ્યારિ ત્રાડી દૂરિ ગઈ મડ બારિ ।
બીહંતી માંહોમાંહિ કહઇ પ્રગટી હાક કિમી કો લહઇ ॥ ૧૯૪

તે ક્ષણુ માત્ર રહીનઇ બાગિ ચંદ્રકાંતા દેઉર મઝારિ ।
આવી કહઇ કવણુ પ્રાસાદિ મધ્ય રાતિ ભયંકર સાદિ ॥ ૧૯૫

બીહાવઇ છઇ અહ્મનઇ જેહ થાઉ પ્રકટ નામ કહુ તેહ ।
અંબડ વદઇ બાલિકા સુણઉ પીથી ૬ પશ્ચિમ દિશિતણઉ ॥ ૧૯૬

પંચશીર્ષ માહરુ નામ દેઉલરૂપિ રહિઉ એણુઇ કામિ ।
ચંદ્રકાંતા પ્રતિઇ પૂતલી છાની માનિ કહઈ તે વલી ॥ ૧૯૭

વાસવદત્તા આપણી સહી ગિરીઈ આજ રસાતલિ જઈ ।
તેહનઇ મિલઇ ઘણા દિન હુઆ ભલઉ જઈઇ કહઇ દ્વિજધૂઆ ॥ ૧૯૮

સાથિ સખાઈ લીજઇ કોય તેડુ પથિક દેઉલમાંહિ સોય ।
એક કહઈ પંચશીર્ષનઈ અહ્મે સાથિ તેડઉ તૂહનઇ ॥ ૧૯૯

સારથિ થઈ આનિ પાતાલિ જઈ આવિસિઉ એકહૂ તાલિ ।

પીંચશીર્ષ તસતુ બોલીઉ તઉ આવઉં માગિઉં જઉ દિઉ ॥ ૨૦૦

માગઇ કિસ્યું કન્યા ઇમ વદઈ સુખી વિદ્યા જે તુહ્મ હૃદઈ ।
તે આપુ તઉ ઊલગ કરું તૂં કહેસિ તે દેસિઉં પરું ॥ ૨૦૧

કહી એમ બાહિરિ નીસરી બાલકની શકટી કરિ ધરી ।
સવથી બધડી તેણુઇ ચડી વાહનવિણુ ચાલઇ દડવડી ॥ ૨૦૨

અંબડ અચિરજ જોઈ રહિઉ જાસઇ રથ કિમ વાટઇ વહિઉ ।
તે કહઇ પંથિ બઈસિ તું આવિ શકટ ચલાવઉં મનનઇ ભાવિ ॥ ૨૦૩

કહઇ પથિક એ ધ્યોરી વિના કિમ નિર્વાહ કરઇ પંથના ।
બોલઇ તે તૂં કિસિઉં કરેસિ પુહચાડૂં પાતાલ પ્રદેશિ ॥ ૨૦૪

તેહને વચને બઈઠઉ તેહ હાથિ પરુણુઉ આપિઉ લેવ ।
ચૂકે ધૂસરનઇ બિહુ પાસિ એ શકટી ચાલિસઇ અસાસિ ॥ ૨૦૫

એ સારથી નહીં સામાનિ આપણુપિકીન બીહઇ મન્નિ ।
ભણી મીત્ર રથ ફૂંકિઉ નારિ ચાલિઉ વેગિ રસાતલ બારિ ॥ ૨૦૬

ચૂંકઇ ધૂસર તવ સારથી વાયુવેગિ શકટી ત્યાંહથી ।
ચાલી કુમરીને મહિમાય રંગઇ અધ્યોલોકિ તે જાઇ ॥ ૨૦૭

અર્દ્ધપંથિ જવ શકટી ગઈ શૈભી વિદ્યાબલઇ તે રહી ।
પથિકઇ જવ કીધી એ ચાલ નવિ ચાલઇ બિહુ પ્રેરઇ બાલ ॥ ૨૦૮

કરઇ વિમાસણુ કન્યા તેહ કહિઉં કામ સારથિનૂં એહ ।
બોલઇ કન્યા સારથિ કિસ્યૂં કરિઉં વિઘ્ન અધિવચિ કાં ઇસ્યૂં ॥ ૨૦૯

કહઇ સારથિ તુહ્મે જે કહી દિઉ વિદ્યા તઉ ચાલઈ સહી ।
બીલુ પરઇ ન ચાલઇ કિમ્હઇ જુ બલવંત ધણુઉ ઉદ્યમઇ ॥ ૨૧૦

તુ સધલી વિમાસઇ મિલી ફરિવઉં 'કિસ્યૂં' અછઇ એ બલી ।
આપ્યા તણુઉ સમય એ અછઇ રજની વહી જાઇ છઇ પછઇ ॥ ૨૧૧

ચિંતી એમ તેહનઇં દીધ વિદ્યા વૈજિન મનની લીઈ ।
તુ સારથિ મૈનજય કરઇ કહિઉ ચાલિ રે વેગિ નીસરઇ ॥ ૨૧૨

તે જિહાં વાસવદત્તા અછી મોહી તેહનઇ ઘરિ જઇ રહી ।
ચિંતઇ ચ્યારઇ કન્યા જેહ દીસઇ અધિક આપણુથી એહ ॥ ૨૧૩

આપીતાં અધિવચિ આપણી વિદ્યા લઈ સિદ્ધ નગ ભણી ।
મતિ ઇમ ચિંતી આવી તેહ વાસવદત્તા મંડપિ ગેહ ॥ ૨૧૪

દીઠી દૃષ્ટિ સહીયર મિલી વાસવદત્તા ગેતાવલી ।
સાહામિ આવી ઉલટિ ઘણુઇ અતિ આદર કીધઉ તેહતણુઇ ॥ ૨૧૫

પૂછિ પ્રેમ આલિંગન દીઉ સુખ્યાસ્નાન ક્રિગિ અંગઇ કીઉ ।
બીડાં દીધ અડાગર તણા વાસવદત્તાઇ ફૂલ ઘણાં ॥ ૨૧૬

તેણીઇ અંબડ કરિ દિયાં લેઈ આપણુ પાસઇ ગ્રહિયાં
દેઈ રહિઉ સહીયરનઈં પાસિ વાસવદત્તા કહઇ વિમાસિ ॥ ૨૧૭

કુણ નવીન પુરૂષ છઇં એહ કહઇ પૈથી છઇ સહીયર તેહ ।
તેતલઇ વાસવદત્તા તણુઇ આવી દાસી ઘરિ નુહતણુઇ ॥ ૨૧૮

બોલઇ તે નાગશ્રી ઘરે સ્વામિનિ આવઉ ઊનટભરે ।
આડામંડપિ બઇઠી ગેહિ મિલવઉ વૈછઇ તુહ્મનઇ જેહ ॥ ૨૧૯

તે ઊલટિઇ સઘી વરિ ગઈ નાગશ્રી મીટઇ સવિ થઈ ।
સાથિઇ અંબડ છઈ તસતણુઇ સહુ પુહતૂ તેહનઇ આંગણુઇ ॥ ૨૨૦

નાગશ્રી ઊઠી સનમુખી આવી સ્વાગત કીધઉ સખી ।
હર્ષિઇ મંડપિ બઇઠી મિલી કરઇ વાત તે મનની રુલી ॥ ૨૨૧

ચંદ્રકાંતા તુ અંગડ પાસિ માગઇ પાનબીડાં ઉલ્હાસિ ।
પઇમાહિ ફૂલચૂરણુ ધરી આપઇ પતિ જિમ પ્રીતઇં કરી ॥ ૨૨૨

ચંદ્રકાંતા બીડૂં લીઈ થોડૂં ચાવી સવિનઇ દીઈ ।

મીતઇ નાગસિરી સવિ લેય સઈ હમ્મિઇ મુવિ ષાધઉં તેહ ॥ ૨૨૩

નાગસિરી રાશભી હૂઇ પ્રહ્લસુતા વ્યાકુલ તવ ભઈ ।
શ્વેત કૂંપ અંબડ તવ લેય ચ્યારઇ સટકાવી તેણુઇ લેઇ ॥ ૨૨૪

આપોપઇ શકટીઇ ચડી પાછઉ નગરિ ગયુ દડવડી ।
કૌતુક જનનઇ ઉપજાવતઉ રસિક લોકનઇ મન ભાવતઉ ॥ ૨૨૫

હરિણી ચ્યારિ નારિ તે હૂઈ નાગશ્રી રાશભી જૂઈ ।
દૈષી રસાતલઇ ઉતપાત કુટિલ કરિ કૂણઇ કિધુ ઘાત ॥ ૨૨૬

સવિ પાતાલતણી તવ નારિ શોધંતી હીંડઇ ઘરબારિ ।
ન જાણુઇ કારણુ તેહનઉ જેણુઇ રૂપ ફેરિઉં દેહનૂં ॥ ૨૨૭

વાસવદત્તા ચિંતી હઈ ચંદ્રકાંતા પ્રતિઇ ઇમ વદઈ ।
કિહાં શકટી લ્હુમચઉ સારથી નવિ દીસઇ કિમ ગિઉ આંહથી ॥ ૨૨૮

જાણિઉં કુટિલ તેહનઉં ગેહ ધૂરત વિદ્યાનઉં તે ગેહ ।
પૂછઈ સહીનઇ કીજઇ કિસ્યું ઘણુઉ વિગોણુઉ થિઉ એહસ્યું ॥ ૨૨૯

ભલ્લાનઇ નર ભલ્લા મિલઇ મહાધૂત ધૂરતનઇ છલઇ ।
મયગલનઇ સિંહ જિમ દમઇ સિંહમાન અષ્ટાપદ ગમઇ ॥ ૨૩૦

અષ્ટાપદનઇ મેઘ સંગ્રહઇ મેઘમાલ પવન નિગ્રહઈ ।
જેમ તિમિર લોકનઇ ગ્રસઇ તમનઇ સૂરકિરણુ ઊકસઇ ॥ ૨૩૧

રાહુ સૂરબિંબનઇ ગિલઇ રાહુદૈત્યનઇ કેશવ કલઇ ।
જિમ પાવકિ વનમાલા બલઇ પાવકનઈ જલધારા છલઇ ॥ ૨૩૨

જલનઈ પવન પીઇ તતકાલ પવન નિગ્રહઇ નાગકરાલ ।
મહાનાગ નાગનઇ ગિલઇ તેહ ભુજગનઇ ગરુડ નીગિલઇ ॥ ૨૩૩

નગરનીર વાહુલીઆ ભિલઇ વાહુલીયા નદી લેઇ વલઇ ।
નદીનીર સાયર સવિ ષલઇ સાગરજલ વડવાનલ ગિલઇ ॥ ૨૩૪

પછઇ વિમાસી મગની મ્યારિ પાતાળથી નીસરી આગિ ।
કૂર્મકરોડિ નગરીઈ જઈ કામદેવભુવનમાહિ રહી । ૨૦૫

ચંદ્રકાંતા મૃગી થઇ જેહ સોમેશ્વગિ ધરિ પુહતી તેહ ।
વંગી પૂરતિ થઇ નીય ઠામિ હરિણી ત્રણિણ ગહી સુગ્ધામિ ॥ ૨૩૬

લોક કૌતુકઇ જોઈ તિહાં અંબડ રાખ્ટિઇ બઇઠઉ જિહાં ।
વિણુ વાહન વેગિઈ પ્રેરતુ હસઇ લોક હીડઈ ફેરતુ ॥ ૨૩૭

મોટઉ પુરુ ચિતિ ચિંતવઇ નયરીલોક વિચારઇ સવઇ ।
એહવઇ સોમેશ્વરની ધૂઆ મૃગી સુણી તે વિસ્મય હૂઆ ॥ ૨૩૮

તે વૃત્તાંત ભૂપતઇ સુણિઉ પીડિઉ દુખિ નીય સિર તવ ધુણુઉ ।
પૂજ્ય પુરોહિતની તે સુતા મગી હૂઇ એ મોટી વતા ॥ ૨૩૯

જેહ ચતુર એહનઇ સજ કરઇ તે મુઝથી સુખિ માગિઉ વરઇ ।
લોકે મિલી વાત તવ કહી રાઇ પંચશીર્ષ સુધી લહી । ૨૪૦

જઉ નર તેહ કૃપા મનિ ધરઇ સોમેશ્વરધૂનઇ સજ કરઇ ।
સુણી નાય મનિ વિસ્મય હૂઉ ચાલી પંચશીર્ષ તિહાં ગયુ ॥ ૨૪૧

કરી સ્તવન બોલિઉ ભૂપતિ સુણુઉ સિદ્ધનર અમ વીનતી ।
નયરીમાહિ પ્રગટ સુહટઇ વિણુવાહન શકટી ઊમટઇ ॥ ૨૪૨

અણુખેડઇ વાયુનઈ વેગિ તતખિણી જાઇ જોયણુ અગેગિ ।
એહ શક્તિ નવિ માણુસતણી દીસઇ કો વિદ્યાધર ગુણી ॥ ૨૪૩

કઈ તૂ નર સિદ્ધ દેવતા નાગકુમર પરિ નિશંકતા ।
ખેલઇ નિજ ઇચ્છાઈ બહી કૃપા કરઉ હિવઇ પ્રીતઇ ગિની ॥ ૨૪૪

રાયવચન સુણી ક્ષણુ એક મૌન કરીનઇ બોલિઉ છેક ।
રાજન હૂ વિદ્યાધર વીર ઇચ્છા આપણી ખેલઉ ધીર ॥ ૨૪૫

સુણી એમ રાયપરિવાર પય લગ્ગા પુરજન જે સાર ।

જંપઈ રાય રૂપ આપણઉં કૃપા કરી દાષઉ અહ્મ ઘણઉં ॥ ૨૪૬

સુણી અંબડ આપણઉં સ્વરૂપ પ્રકટ કીઉં દેવમય રૂપ ।
એ વિદ્યાધર સાચઉ હોય રાજપ્રજા ચિંતઇ સહુ કોય ॥ ૨૪૭

બોલઈ રાય અહો નર સિદ્ધ પરહિતકાજિ પ્રતિજ્ઞાબદ્ધ ।
તેણઇ તુહ્મસું કરૂં વીનતી દેવતણી પરિ વિનયસંયુતી ॥ ૨૪૮

પ્રજ્ઞપ્તી આદિ જસ હોય વિદ્યાધની જાણિવઉ સોય ।
બીજાં ધન પૂરઇ ખરચતાં વિદ્યાધન વાધઇ વિલસતાં ॥ ૨૪૯

ન લીઇ ચોર રાજા નવિ ગ્રહઇ વિદેશિ થકિ ભાર નવિ રહઇ ।
એ ધન ધૂરત નવિ છેતરઇ મોટઉં સર્વ સારમાંહિં સરઇ ॥ ૨૫૦

માનિઉ રાજાઇ નર જેહ વિદ્યાવંત ધન્ન હુઇ ગેહિ ।
રણિ સૂરઉ તપસી દાતાર નાહના નહીં એ મોટિમધ્યાર ॥ ૨૫૧

કહઇ રાજા મુઝ વલ્લભ ઇષ્ટ સોમેશ્વર પરોહિત શિષ્ટ ।
ચંદ્રકાંતા સુતા તસતણી વલી સખી તેહની ત્રણિ જણી ॥ ૨૫૨

તે ચ્યારઇ હરિણીનઇ રૂપિ કુણઇ કરી ન જાણઇ વિરૂપિ ।
કરૂ સ્વભાવ રૂપિસિઉં તહ્મે કૌતિ વરતુ આપસિઉં અહ્મે ॥ ૨૫૩

ગજકન્યા રાજનઉ આધ દેવસુંદરિ દિઉ તુઝ સાધુ ।
સુણી વયણ રાયનઉં એહ વદઇ સિદ્ધ દેખાડઉ તેહ ॥ ૨૫૪

રાજા કહઇ પધારુ તિહાં સોમેશ્વર વિપ્ર ઘર જિહાં ।
સુતા કુરંગી થઈ છઇ રહી સુણી સિદ્ધ બોલિઉ ગહિગહી ॥ ૨૫૫

બઇઠઉ શકટીઇ તે સિદ્ધ પરોહિત પોલિ પ્રવેસ હ કિદ્ધ ।
સાથઇ રાય સહિત પરિવાર આવ્યા કુંયરીનઇ ઘરબારિ ॥ ૨૫૬

હરિણિ તેણિ ઉલષિઉ તેહ સોઇ જ પંચશીર્ષ સ્વવિદેહ ।
અહો વીર કુંમરીઇ કહિઉ ભણઉં દુઃખ તઈ અહ્માનઇ દીઉં ॥ ૨૫૭

સઘળાની લોકમાંહિ ઘણુઉ કિસિઉં ચરિત કહુ તુહાતણુઉં ।
વલતું કહઇ અંબડ સુંદરિ સુણઉ કહુ વાત તુહ પરિ ॥ ૨૫૮

જઉ સરવારથ રીકર હૈડ સર્વ કાજ સાધતુ અપીક ।
આપઉ મુઝાઇ ઊલટ ધરી તુ તુમ્હનઇ મૂકઉં સજ કરી ॥ ૨૫૯

વલતી ચંદ્રકાંતા વદઇ કહઇ કપટ મૂકી તૂં હઇઇ ।
કિમ જાણઇ હૈડ મુઝ પાસિ મદઇ વીર તત્ર ગુહ્ય અકાસિ ॥ ૨૬૦

ગોરખયોગિની વચને કરી જાણુઉં હૈડતણુઉ સવિ ચરિ ।
સુણી ચમત્કરી બ્રાહ્મણી બોલી અંબડ જાણી ગુણી ॥ ૨૬૧

પહિલઉં પરણુઉ મુઝનઇ નાથ પછઇ ત્રણ્ણિ પૂતલિ સાથ ।
પ્રાણનાથ અહ્મ તૂં ચિરંજીવ જિહાં હુઇ હૈડ તિહાં મુઝ જીવ ॥ ૨૬૨

આપ સરૂપઇ સાજી કરુ મૃગી રૂપ ચિહુનઇ અપહરુ ।
એહ વિગોણુઇ લાજઇ અહ્મે ઇમ અન્યાય કરિઉ કાં તુહ્મે ॥ ૨૬૩

અહ્મે ન કીધઉ તુહ્મ વિણસાડ દેતાં વિદ્યા ન કરિઉ તાડ ।
જઇ તઉ ગોરખયોગિનિદાસ અહ્મ પ્રીતડ઼ કિમ કરિઉ વિશ્વાસ ॥ ૨૬૪

એહ વયણુથી આણી કૃપા અંબડ તસ ઊતારઇ તૃપા ।
આણી હરિણી દેઉલી થિકી આહાંમાંહીં જોઇ તે અકી ॥ ૨૬૫

અંબડ ધ્યાન ત્રિણ્ણિ દિન ધરી કૈબા રક્ત પ્રકટ તવ કરી ।
પંચશીર્ષ મુખિ મંત્ર ઉચ્ચરી દીઉ ઘાય શિરિ પાછલિ ફિરી ॥ ૨૬૬

ચંદ્રકાંતા ત્રણ્ણિ પૂતલી મૃગીતણુઉં રૂપ ગિઉ ટલી ।
દિવ્ય રૂપ થઇ કન્યા ચ્યારિ અંબડ અંગિકરિઉ તિહ વારિ ॥ ૨૬૭

વિવાહ લોકસાખિ તવ કિઉ સર્વારથ સિદ્ધ હૈડ જ હિઉ ।
થયુ પ્રસન્ન પુરોહિત તદા રાય અંગિઇ રોમંચિઉ મુદા ॥ ૨૬૮

વિદ્યાધર જાણી બલવંત નિજ પુત્રી નૃપ દેઇ તુરંત ।

પરોહિત રાઇ વચન જે કહિઉં કન્યાદાન કરી નિર્વહિઉં ॥ ૨૬૯

દીધઉં દાન અંબડનઇ ઘણું સુખ વિલસઇ સ્ત્રી પીંચઇ તણું ।
બહૂ પરિવાર નિરંતર ભોગ સુખ સંયોગ દુકખ નહીં રોગ ॥ ૨૭૦

ચંદકાંતા કહઇ એક વાર સુણઉ વીનતી પ્રાણાધ્યાર ।
પાતાલઇ સહિયર માહરી અતિ લજ્જા પામઇ સુંદરી ॥ ૨૭૧

ધરી રૂપ દેહ પરવશઇ અસમંજસ દેખિ જન હસઇ ।
નાગશ્રીનઇ નિજ કરિ ધરુ મહારૂપવંત તનુ કરુ ॥ ૨૭૨

અંબડ તેહના આદર વતી સાથઇ ચંદ્રકાંતા સતી ।
લેઈ ગયુ પાતાલનિવાસિ રાતિ રહિયાં નાગશ્રી પાસિ ॥ ૨૭૩

વાપીજલ તસ પાયઉ જામ રાસભ રૂપ ટાલિઉં તામ ।
આપ રૂપ પામી તત્કાલ કીધી દેહ તણી સંભાલ ॥ ૨૭૪

હર્ષદંડ ભેટિ તસ ધરી અંબડનઇ બહુ પૂજા કરી ।
કંઠિ માલ રોપીનઇ વરિઉ નાગશ્રીઇ કંત તે કરિઉ ॥ ૨૭૫

આગઇ જોયૂ તસ વીવાહ પરિણેવા નુહનઉ ઉચ્છાહ ।
એનલઇ પામી અંબડ યોગ કન્યા વરઇ તે સહી સંયોગ ॥ ૨૭૬

લોકમાંહિં અછઇ એ વાત જાં ચડિયઉ મંગલ નહીં જાત ।
તાં કૌમારપણઉં નર લહી કન્યા વરનઇ સઉ ઘર નહીં ॥ ૨૭૭

તે વાસવદત્તાઇ સુણી વાત નાગશ્રી વરિવા તણી ।
સહિયરમાંહિં રહેવા ભણી હવઇ વરું અંબડ વર ગુણી ॥ ૨૭૮

ઇમ વાસવદત્તાઇ વરિઉ તે અંબડ પ્રીતઇ પતિ કરિઉ ।
પુણ્યઇ સર્વ પદારથ ફલઇ લિખિમી લિખિમી ઊપર મિલઇ ॥ ૨૭૯

વેગઇ નાગલોકથી વલિઉ આવિઉ નયરિ નારિસઉં મિલિઉ ।
દિન કેતે મોકલાવઇ ભૂપ કહિઉ પરોહિત ગમન સરૂપ ॥ ૨૮૦

સાત સુકખ વિલસતઉ વલી સાતઇ નારી સરિસી મિલી ।
પછઇ ભોજરટ દુગ્ગઇ ગયુ કેતા દિન ઉલટી તિહાં રહિઉ ॥ ૨૮૧

પૂછી સમરસિંઘ તિહાં રાય ગ્રનવતી લીધી તેણઇ હાય ।
બેદૂ દંડ સહિત ચાલીઉ આહિ રથપુરી ઉત્સવ કીઉ ॥ ૨૮૨

પછઇ વેગિ ધનગિરિ તે ગયુ સિદ્ધ યોગિનીદ્રષ્ટઇ થયુ ।
સરવારથ રીકર જે દંડ બીજઉ હર્ષમઇ દંડ અંડ ॥ ૨૮૩

ગોરખયોગિનિ આગિલિ તેહ ભેટિ કરી નાગી સવિ નેહ ।
પ્રણમી માતતણા તવ પાદ અંબડનઇ બહુ કીઉ પ્રસાદ ॥ ૨૮૪

મહાસત્વ અંબડ તૂં વીર ધન્ય ધન્ય પુહવીતલિ ધીર ।
મહા યોગિનિ દીઇ આસીસ ગુણ અપૂટ ભોગવિ નિશિદીસ ॥ ૨૮૫

એ વાણી વંદિ પય નમી યોગિનિકૃપાદષ્ટિ સિઉ રમી ।
આવિઉ ઠામિ રિધિ લઇ સવઇ ત્રીય નારિસિઉ સુખ ભોગવઇ ॥ ૨૮૬

ભટ્ટીપાન નિજ નામ પસાય વિદ્યાભણી ભાનુભટ પાય ।
મિત્ર લાડજી સુણિવા કાજિ વાચી કથા વિક્રાર્કથી રાજિ ॥ ૨૮૭

કહઈ વાચક મંગલમાણિક્ય અંબડ કથા રસઇ આધિકય ।
તેહગુરુકૃપાતણઉ આવેશ સાતમાહિ છઠઉ આદેશ ॥ ૨૮૮

॥ ઇતિશ્રી ગોરખ યોગિની દત્ત સપ્તાદેશ અંબડ કથાનકે ષષ્ઠાદેશઃ ॥

# અંબડ વિદ્યાધર રાસ

**સપ્તમ** **આદેશ**

પર્વ ॥ ૐ નમઃ પરમાત્મને નમઃ ॥

---

દૂ । વંદી સ્વામી જિનતણા પયપંકજ નિશિદીસ ।
જગમાતા સરસતિ તણે ચરણે નામી સીસ ॥ ૧

અવિરલ શબ્દ તણે જલે ધોયાં ધરા કલંક ।
મહાતીર્થ સેવઇ યતી પાણિ હરૂ કલિ પંક ॥ ૨

અજ્ઞાનઇ નર અંધ જે જ્ઞાન શિલાકા સેવ ।
જેહ નયન નિર્મ્મલ કરઇ થી ગુરૂ અણુમૂં તેહ ॥ ૩

ભાનુ તિમિર જિમ પાપહર શશિથી સાયર વૃદ્ધિ ।
પુણ્ય મિલઈ કિરાય ટલઇ સુગુરૂ તત્ત્વ દઇ સિદ્ધિ ॥ ૪

ચુ । અંબડ અતિ આનંદિઇ ભરિઉ ધનગિરિ જાવા ઉદ્યમ ધરિઉ ।
પુહુતઉ ગોરસ યોગિનિ પાસિ પયપંકજિ લાગુ ઉલ્હાસિ ॥ ૫

મસ્તકિ હાથ ધરી કહઇ માત તુઝ પરિવાર કુશલ છઇ તાત ।
સ્વામિનિ સમાધિ હુઇ અંગકી જગ ભઇ દષ્ટિ તુમ્હ પ્રેમકી ॥ ૬

માત સાતમુ દિઉ આદેશ તુમ્હ શુભ ચિંતનિ સિદ્ધિ અશેસ ।
હુઈ વંછિતની નહીં સંદેહ તુજ દર્શન સુખ સંપદ ગેહ ॥ ૭

લહિઉ ભક્ત અંબડ પરતિક્ષ સકલ કાજ કરિવાનઇ દક્ષ ।
સત્ત્વવંત નર માંહિ વિશેસ તુ યોગિની દીઇ આદેશ ॥ ૮

વ । દેશ દક્ષિણિ દેશ દક્ષિણિ વસઇ સુવિશાલ ।
શ્રી સોપારઇ પટ્ટણિઇં પ્રજા પાલ નરપતી જાણુઉ
ચંડેશ્વર નામઇ તિહાં મહામુકુટ તસશિરિ પધાણુઉ ।
તેહ માંહિઇ પછે વડઉ તસ મહિમા નહિ પાર ।
આણુઉ તે અવિલંબ સિઉં સકલ વસ્તુ માંહિ સાર ॥ ૯

સુ । મહા સહાય તેહ આદેશ લેઇ ચાલિઉ છઇ દક્ષિણુ દેશિ ।
ઘણુઉં પંથ ઉલ્લંઘિઉ જૂઉ તે સોપારા પાસઇ ગયુ ॥ ૧૦

વાપી કૂપ કુંડ વિશ્રામ પડો પલી નદી સર ઠામ ।
ચિહું પખિ વનવાડી અભિરામ અનેક વૃક્ષ દીસઇ આરામ ॥ ૧૧

અગર અંબ અંજીર અખોડ અશોક અમૃતફલના છોડ ।
અમૃતૌષધી આક મંદાર અર્જુન અરડૂસા અમીયાર ॥ ૧૨

અગથીયા અપનસ આમલી રાઇ આમલાં આલિ આંબિલી ।
અરલૂ અરણી એરંડ આટ આક ઇંગારિ અરીઠા ધાટ ॥ ૧૩

અંકુલ આસંદ્રા કરણુ વીર કેસર કરણી કગર કરીર ।
કમંદ કદંબ કુરુબક કુઉડ કૃષ્ણાગર કંપિંટ કૌકદ ॥ ૧૪

કડાહીયા કૈતાખણુ કાસ કદલી એઉ કેતકી વાસ ।
કંચેરીયા કીર કણીયાર કંઝણિ કાયફલા કચનાર ॥ ૧૫

કાલઉ ચિત્રક કાલૂ બરૂ કલીબક ઊંબર કૂંદરૂ ।
કડ બદામ કમલ કંથેરિ કૌબ કરંઝક વાંકડ બેરિ ॥ ૧૬

કાસંદા કાસીયા સકોલ કડ જંબૂક મરચ કંકોલ ।
કલ્પવૃક્ષ કોરંટ કંઠલ કખોઈ કાંકચી કસેલ ॥ ૧૭

કાકલિ કોરણીયા ખીરણી ખજૂરિ ખિરણી ખારિકિ ઘણી ।

ખજૂરૂ ખુરસાણિ થોહગી ખુરાસાણિ આંબિલિ ખાજડી ॥ ૧૮

ખડથીપા ખઈર ખરડીયા ગોટા વડ ગુલ્લાલ ગુંદીયા ।
ગુંદા ગેગેટી ગૂગલી ગોરડીયા ગિરિમાલા ગુલી ॥ ૧૯

ગજ પીંપરિ ગિરિમરિ ગહિગડી ઘૂલટ ઘૂટ સોપારી વડી ।
ઘન સાગ હચુલા ચંદન ચિણુમોરી ચારુલી વન ॥ ૨૦

ફૂલ પીત મિત સદાફલ ભુચપકા એ ચારઈ ભલા ।
ચેલ મોપારી ચિત્રક ચિણી ગૂદિ શ્રેણિ છાયા તરુ તણી ॥ ૨૧

જંબુ જંબીરી જયતૂન જાલિ જાંઘ જૂહી જાસુન ।
જરદાલુ જાયફલી ઝીઝ ઝીંઝણિ ટીબરૂઉ તરુ રીંઝ ॥ ૨૨

ટીટૂ ઢૂઢણીયા તિહા ઢંક તગર તમાલ તાલ વન તિલક ।
તુંબડી તિમિર તણુછિ તજતૂતિ થોહર દૂધી દ્રાષ પ્રસતિ ॥ ૨૩

દારુ હલદ દાડિમ દેવદાર શ્વેત બીજવિણુ દાડિમ સાગ ।
દમણઉ ધામણ ધવ ધાહુડી ધૂહરલા ધમાલી ભિડી ॥ ૨૪

ધીતૂરા નાયણિ નારિંગ નાયેરી નીસાણી થીગ ।
નગુડિ નીમાલી નેઉની નાગનિ નામૂ નેત્રડાવગી ॥ ૨૫

નરાજી પારધિ પારિજાતિ પુંનાગ પારસપીપલ ભાતિ ।
પીપરિ પિસ્તા પીલૂ ઝાડ પલાસ પાડલ પાનહ વાડ ॥ ૨૬

પનાસી પીલવણી પ્રિયંગુ પત્તજીવ પીડવલિ પતંગ ।
પદમખ પીપલ ફણુસ ફાલસા ફોફલ બરૂ બોરડી તિસ્યા ॥ ૨૭

બિલ્વિલ બીજૂરી બાઉલી બોલ બબૂલ બકાયણિ વલી ।
બીયા બાવનચંદન બાણ બિપુડીયા બહેડ બદામ ॥ ૨૮

ભિરોલ ભોજપત્ર ભિલ્લામ ભીંડા મસક મહુડા નામ ।
મીંઢલિ મોંતી મરમિ માયણી મિલીવાગિરિ મરૂયા મંડિણી ॥ ૨૯

માહિવ મરૂદ મોવઈ મૂંજાલ મોગર મચકુંદા મંદાર ।
રાયણુ તાડ રસાલ રાયણી રતંજણિ રોહીં સરોહિણી ॥ ૩૦

રોહીડ રારિમ બિંધ લીંબૂઈ લોદ્ર લવંગ લીંબ લુણિ લઈ ।
વડલા વુલસિરી વાંસલા વડબદામ વગદા વણુપડા ॥ ૩૧

વાયમ વીકુલ વાઉલવેલ વરુણઉ વરણુઈ વેરણિ વેલ ।
વજ્જગોટ વિરહલ વેતસા સરસ સવનિ વાનીરા તિસ્વા ॥ ૩૨

સંતાનક સોવનકેરડી સકરપદ્દામ સેવમેલડી ।
સાલઇ સરઘૂ સીસમ સાગ મેવનકેલિ સદાફલ નાગ ॥ ૩૩

સંપતાલૂ સરૂ સાતુલી સુકડિ સેવંત્રી સીંબલી ।
શિલ્લ વિશલ્યા નઈ શરકડા સુરભી સંધે સર શિણકડા ॥ ૩૪

સાદરીયા સિંબતિ રાસાલ સંધ્યાસાત્ર વની હંતાલ ।
હલદુ હીરવુણી તરુ હિંગુ હરઇ દ્રાખ ચંગ હીરવી ॥ ૩૫

જાણ્યાં બિસઈ અડસડિ તે કહિયાં તરૂપર અન્તર પાર નવિ લહિયા ।
જાલક વેલિ ઓષધી નિવાસ પંખી જનની પૂરઈ આસ ॥ ૩૬

પત્ર પુષ્પ છાયા ફલ ફૂલિ શાષા છાલિ પલ્લવ થુડ મૂલિ ।
ક્ષુધ્યા તૃષા તાપ શ્રમ હરઈ રોગશોગ છેદઈ ઉપકરઇ ॥ ૩૭

ફૂલ્યાં વન ફૂલ દેખી ફરી ઈક નાલીવરંઇ ગિઉ તે ફિરી ।
ફલ લેવા કર વાહઇ જામ ઝાલઇ વાનર દીઠઉ તામ ॥ ૩૮

બઇઠઉ કપિ બોલઇ તેંહ પ્રતિઇ હૂં જે વચન કહૂં તુઝ હિતઈ ।
તે પહિલઉં સુણિ ફલ લિઇ પછઇ ન સુણઇ તુ ફલથી મરણુ છઇ ॥ ૩૯

એહ વાત માને તઉં સાચ વલતી અંબડ કહઇ તસ વાચ ।
અહો સાધુ કપિ કારણુ કિસિઉં તે મુઝનઈ કહઈ હુઇ જિસઉ ॥ ૪૦

કહઇ વાનર સાંભલિ તે વીર જોઇને સાહઉ થઈનઇ ધીર ।

આગલિ વાડી દીસઇ તેહ પાસઇ છઇ યમ પર્વત જેહ ॥ ૪૧

તેહ પૂંઠિઇ એક તરુ સહિકાર તેહનઉ ફલ આણુઇ તુ સાર ।
જુ એહ ફલ તુ પામઇ સહી ભૂખ તરસ તુઝ પીડઇ નહીં ॥ ૪૨

ઇમ સાંભલી અબડ તિહા ગયુ તે સહકાર તલઇ જઈ રહિઉ ।
ઘાલિઉ હાથ ફલ લેવા જામ શાષા ઊંચી ચાલી તામ ॥ ૪૩

તવ તે આંબા ઊપરિ ચડિઉ એતલઇ વૃક્ષ આભ સિઉ આડિઉ ।
ચાલિઉ વેગિ ઊતરિઉ દૂરિ રહિઉ જઇ મહાવન પૂરિ ॥ ૪૪

તઉ અંબડ તિહાથી ઊતરિઉ અચિરજ દેખી મનિ ગહિગહિઉ ।
અગ્નિકુંડિ ઊમટઈ ઝાલ તેહમાંહિ પથ છઇ પાતાલ ॥ ૪૫

દેખઇ નગ્નાગી તેણઇ માગિ પઇસઇ આવઇ માહિ આગિ ।
તેહમાંહિથી મુગ્જ પોકાર નીસરતુ સુણિઉ તેણી વાર ॥ ૪૬

અદ્ભુત દેખી અચિરજ ભયુ અહુ પહુ જોઈ તિહાં રહિઉ ।
નવિ દીસઇ વાનર સહકાર શબ્દ અનાહત પણિ પોકાર ॥ ૪૭

એહ કિસઉ દીઠઉ ઇંદ્રજાલ દૃષ્ટઇ થઇ ગયુ તતકાલ ।
એતનઇ પુરુષ એક અતિરૂપ શીંગારિઉ ભૂષણે સ્વરૂપ ॥ ૪૮

હસિવા સરિખુ કૌતુક દેખિ તે પૂછિઉ અંબડઇ પેખિ ।
અહો મહાપુરુષ તઉં કવણ કિસિઉ અગ્નિકુંડનૂ ભુવણ ॥ ૪૯

નાદ મૃદંગ સિઉ નાટારંભ કહુ સાચઉ મૂકીનઇ °ભ ।
તે નર કહઇ હે અંબડ મુઝ્ઝ પૂછઇ સાચ કહૂં સુણિ તુઝ્ઝ ॥ ૫૦

એ પાતાનિ વસઇ સુશ્રીક લખિમીપુર પત્તન નિર્ભીક ।
રાજહંસ વિદ્યાધર નામિ વૃક્ષ રુપિ આવિઉ એણઇ ઠામિ ॥ ૫૧

તે તરુ ઊપરિ વાનર સોય વિદ્યાધર રૂપઇ તે હોય ।
બંધઉ તુઝ તેડિવા કાજિ વાડી બિમ દાખિઉ વન આજ ॥ ૫૨

હવઇ વૃત્તાંત નૃત્યનઉ સુણઉ ધુરથી તુઝ કહું તેહતણઉ ।
આગઇ આહાં સુંદરપુર હતું તે વિદ્યાધર વાસઇ શોભતઉ ॥ ૫૩

રાજ કરઇ વિદ્યાધર ધણી શિવંકર નામઇ રવિ ધણી ।
તે અપુત્રીઉ લોકમાહિં લાજિ બહુ ઉપાય કરઇ સુત કાજિ ॥ ૫૪

મંત્ર યંત્ર સાધઇ દેવતા ઘણઉ કાલ ગિઉ ઇમ સેવતાં ।
તુહઇ પુત્ર પણિ લાભઇ નહી વિણુ દીધા પામઇ કિમ સહી ॥ ૫૫

તાપસ કોઇ આવિઉ ઇકવાર વિશ્વદીપક નામ વિસ્તાર ।
તેણઇ પુત્ર કાજિ ફલ એક આપિઉ મહિમા કહિઉ વિવેકિ ॥ ૫૬

ભૂપ શિવંકર તૂ તુઝ નારિ વહિંચી ફલ ખાવઉ નિરધારિ ।
નિશ્ચઇ પુત્ર પામિસઉ તુમ્હે ન ચલઇ વચન કહ્યું જે અમ્હે ॥ ૫૭

શિવંકરિઇ આપોપઇ લેય કર્મવશઇ ફલ ષાધઉં તેય ।
ભવીત યતા કિમ્હઇ નવિ ટલઇ જઉ ચક્રી અસુર સુર મિલઇ ॥ ૫૮

ગર્ભ ઉદરિ હુવઉ આખ્યાન વાધિઇ ચૈત્રે વધઇ જિમ ધ્યાન ।
દિનિ દિનિ ગર્ભ પુષ્ટ ઇમ થાય હૂઉ દુખી વિદ્યાધર રાય ॥ ૫૯

બોલિઉ શાસ્ત્ર માંહિ છઇ એમ ભાનુ પશ્ચિમઇ ઊગઇ જેમ ।
ચલઇ મેરુ અગ્નિ હિમ થાય કમલ શિલા ઊગી વિકસાય ॥ ૬૦

એહ જોગ જઉ આવી મિલઇ વિહિનું લખિઉ તુહઇ નવિ ટલઇ ।
રાજિઉ રાય ધરમાહિ રહઇ અસંભમ કહઇ નઇ કહઇ ॥ ૬૧

આવી વાત લોકમાહિ ગઈ છાની વણુઉ રાખી નવિ રહી ।
રાજ વર્ગ દેશ પુર લોક અદ્ભુત સુણી ધરઇ મનિ શોક ॥ ૬૨

છાની રમતિ ચંદની કલા ખુર મુંડિત ચોરી જે ઇલા ।
રાજ મ ઝૂરતિ ઘણુ ઢાંકીઇ ત્રીજઇ દિવસિ તુહઇ પ્રગટીઇ ॥ ૬૩

સાત માસ હુયા ગર્ભનઇ ધણી બાધાવાધી દેહનઈ ।

ભોજન શિય્યા રામતિભણી બઇઠાંઇ રતિ નહીં તનુતણી ॥ ૬૪

બહૂ પીડા ઊપની જામ નૃપસરૂપ ન રહિઉં તવ ઠામિ ।
ઇંડિ પ્રાણ આવ્યા જિણિ કાલિ વિદ્યાધર મિલીયા તેણઇ તાલિ ॥ ૬૫

વિમાસઇ માંહોમાંહિં તેહ લોકિ થઇ લજ્જા ઘણુ એહ ।
કહી ન જાઈ કેહનઇ વાત અણચીંતવિઉ હૂઉ ઉતપાત ॥ ૬૬

અસંભમ વાત કહી નવિ જાય કહિઇં લોક કોઈ ન પતીઆય ।
શાસ્ત્ર તણી એહવી જઈ ખ્યાત અસંભાવ્ય ન કહિવો વાત ॥ ૬૭

શ્લો ૧ અસંભાવ્યં ન વક્તવ્યં પ્રત્યક્ષં યદિ દશ્યતે ।
યથા વાનરસંગીતં તથા તરતિ સા શિલા ॥ ૬૮

ચુ । આગઇ કથા વણિત્રની કહી વાનર નાટકની પરિ રઈ ।
શિલા નીરમાંહિ જિમ તરી દીઠી વાત ન માની જરી ॥ ૬૯

મણિચંદ્રા નગરી સુવિશાલ કનકકેતુ નામિઇ ભૂપાલ ।
પ્રેમાવઇ રાણી છઈ રાજિ વિમલ બુદ્ધિમંત્રી તિહાં કાજિ ॥ ૭૦

વર્ણ્ણ અઢાર તણુ તિહાં વાસ વ્યવહારી રહઇ લીલ વિલાસ ।
સાહ શ્રીપાલ પુત્ર ધનપાલ કરઇ પ્રવહણ પૂરણી ચાલ ॥ ૭૧

મહૂરત જોઈ ચાલિઉ પુત્ર સાથઇ પિતા અછઇ વાણુત્ર ।
ચાલ્યા સમુદ્રિ સેતુનઇ બંધિ ગયા ત્રિકૂટ શૈલની સંધિ ॥ ૭૨

સાયર માંહિ આવિઉ ઇક બેટ તિહાં પર્વત આવિઉ સઇંફિટ ।
વારિ ભરેવા રાખ્યું નાવ જોવા ઊતરિયા સાગર ભાવ ॥ ૭૩

જલ વિચિ અચિરજ દીઠઉં એક સવિ જન જોવા આવ્યા છેક ।
બાવન હાથ પાહણની શિલા ઠેલઇ નીર લોઢ નીકલ્યા ॥ ૭૪

હાલંતી તરતી તિહાં ફિરઇ દેખઇ નીજન કૌતુક ધરઇ ।
કહઇ ધનપાલ પિતાનઇ તામ આપણિ જય જાસિઉં નિજ ઠામ ॥ ૭૫

કહીસઇ વાત અપૂરવ યદા તુહ્મે સાષી ભરેવી તદા ।
સઘને જને દીઠું પડવડું આગઇ નવિ દીઠઉ એવડું ॥ ૭૬

તિહાંથી ચાલ્યા વાહણ વેગિ વાઈ જોયણ જાઇ અણેગિ ।
થોડે દિનિ મણિચિંદ્રા પાસિ વાહણ તડિ આવ્યાં ઉલ્હાસિ ॥ ૭૭

નગરમાહિ હુઈ વદ્ધામણી સહુજન આવિઉ મિલવા ભણી ।
વસ્તુ ઊતારિઉ નયરીમાહિ સવિ કુટંબ હરિષિઉ ઉછાહિ ॥ ૭૮

દિન ચઉથઇ રાઉલિ તે ગયા કરી ભેટિ ભૂપઇ તેડિયા ।
પેમ કુશલ પૂછીઆ બઈ બઇસા રાયસભાઈ સહ ॥ ૭૯

પૂછઇ રાય કહઉ તુહ્મ વાત પરદેશની નવી વિખ્યાત ।
તવ ધનપાલ વીનતી કરઇ સાગરમાહિ શિલા જે તરઇ ॥ ૮૦

બાવન કર નામાંકિત જેહ દીઠી શિલાજલ ઊપરિ તેહ ।
અહ્મે બેટ વચિઇ જવ રહિયા પેખી કૌતુક વાટઈ વહિયા ॥ ૮૧

સુણી વાત સભા સહુ હસી અનાહૂત રાય આગલિ ધસી ।
વાત કહી કાંઈ તઈં મૂઢ કહઇ વિચારી જઉ હુઇ બૂઢ ॥ ૮૨

જે પુત્રાન હુઇ વાઉલા અવિચારિઉ બોલઇ આકુલા ।
વાલ એક પાથર આકરુ ન તરઈ કિમ્હઇ નીરિ કાકરુ ॥ ૮૩

બાવન હાથ શિલા કિમ તરઇ કિસિઉ અગાસઇ સહુ સિરઇ ।
ગહિલઉ કઈ સૂ લૈગિ વાવરી અવિચારિઉ રહિઉ ઉચ્ચરી ॥ ૮૪

કહઇ રાય વ્યવહારી જેય અણપૂછિઉ નવિ બોલિઇ તેય ।
કુમર ભણઇ અવધારુ નાથ એહ વાત જાણઇ મુઝ સાથ ॥ ૮૫

રાય ભણઈ જઉ સાચઉ હોય પૂરઈ સાષિ ભલઉ નર કોય ।
તુઅહ્મે તુહ્મનઇ વાહણ ભરી આપઉ નવઉ પ્રતિજ્ઞા કરી ॥ ૮૬

જઉ તુહ્મ બોલિઉ જૂઠઉ હોય લિઉ વાહણ તુહ્મે લાવ્યા સોય ।

કુંયર પ્રમાણ વદઈ એ વાત સાખિ પૂરિસઈ તુહ્મ મુઝ તાત ॥ ૮૭

ભલઉં કહિઉં રાય ઇમ ભણઇ પૂરી સાખિ પિતા તુહ્મ તણઇ ।
તુ તુહ્મ નિય હોડ દીજઇ જઉ ન કહઈ તુ નાવ લીજઇ ॥ ૮૮

રાય ભણઇ તેડઉ તુહ્મ પિતા ગયુ કુંયર નજક જિહાં હતા ।
નૃપ વૃત્તાંત બાપનઇ કહિઉ સુણી વણિગ શિર ધૂણી રહિઉ ૮૯

વલતું કહઇ વ્યવહારી તેહ બોલઇ ઈસિઉં મૂઢ હુઇ જેહ ।
હૂં તુઝ વાત ઊપરઇ સાખિ માને નવિ પૂરું મમ ભાખિ ॥ ૯૦

પુત્ર બોલ કિમ વેલઇ બાપ સહૂ કરિસિઇ એકવઉ થાપ ।
આમ એક પ્રવહણિ છૂટીઇ નહીંતરિ રાઇ ઘર લૂટીઇ ॥ ૯૧

નીગમીઇ એઉ વાત ન પૂત્ર બુદ્ધિ એણીઈ રહઈ ઘરસૂત્ર ।
જઉ અવિચારિઉં બોલ્યા તુહ્મે તુ હિવ ડહાપણ કરિવઉં અહ્મે ॥ ૯૨

બેહૂ જણ રાઉલિ તવ ગયા તેડી આવકાર તસ દીધા ॥
બઇઠા જવ ભૂપતિ કહિ વાચ પૂરઉ સાખિ સેઠિજી સાચ ॥ ૯૩

સાયરિ તરતી દીઠી શિલા કહઉ સાચ તુહ્મે છઉ ભલા ।
તઉ શ્રીપાલ રાય પ્રતિ વદઈ નહીં સાચઉં એ માનઉં હદઈ ॥ ૯૪

અણ પ્રીછિઉં એણઇ બોલિઉં બાલિ જલિ પાષાણ તરિઉ કેણઈ કાલિ ।
રાય ભણઈ ભલઉ તઉં સાહ કીઉ સાચ બોલ નિર્વાહ ॥ ૯૫

સુતનઉં પોત ઉદાલી લીઉં શ્રીપાલનઇ બહૂ હિત કીઉં ।
ઘરિ આવ્યા બેહૂ જણ તેહ મોહિઉં વાહણ રાખિઉં ગેહ ॥ ૯૬

વળી કેતે દિનિ પ્રવહણિ ચડિયા વાનર દીપિ જલઈ જઇ પડિયા ।
ભૂલા સાગરમાંહિ તેહિ દીઠઉં મંદિર તડનઇ છેહિ ॥ ૯૭

નાવ નાંગરિઉં સહૂ ઊતરિઉં દેખીઇ ભૂમિ સરોવર ભરિઉં ।
બાંધી પોલિ શિલાઇ કરી વન આરામ રહિયાં વિસ્તરી ॥ ૯૮

વડી પોલિ જોયંતુ જાય આગલિ દેષઇ નયરી ઠાય ।
પોલિ પગાર વડઉ વિસ્તાર સબલી રચનાનઉ પઇસાર ॥ ૯૯

પઇઠઉ પોલિમાંહિ તે વહી હટ્ટ શ્રેણિ અવાસઇ રહી ।
રાજભુવન દીઠાં અતિ ચંગ જોવા પઇઠઉ મનનઇ રંગિ ॥ ૧૦૦

જવ આવ્યઉ જોયે તઉ જાય શિવપ્રસાદ દીઠઉ તિણિ ઠાય ।
નમસ્કાર કરિવાનઇ ગયુ પૂજારુ પેષિઉ માહિં રહિઉ ॥ ૧૦૧

બીજઉ અવર પુરુષ કો નહીં પુરની શુદ્ધિ પૂછઈ જસરહી ।
હર પ્રણમી પૂજારા કન્હઇ જઇ મિલિઉ પૂછઇ તેહનઇ ॥ ૧૦૨

આ કુણ નયરી રાજા લોક સમલ વાસનઉ દીસઇ ફોક ।
સર્વ વસ્તુ રિદ્ધિ સવિ ભરી પ્રત્યષિ લષિમી દીસઇ ધરી ॥ ૧૦૩

માણુસ કો નવિ દીસઈ માહિ નારી બાલ કોઇ ઘર ઠાહિ ।
કહઉ વિપ્ર મુઝનઇ સંદેહ બોલિઉ વિપ્ર કુમર પ્રતિ તેહ ॥ ૧૦૪

અહો પુરુષ આંહાં કાંઇ આવીઉ જોવા કૌતુક થઇ ભાવીઉ ।
આ નગરી હનુમાન કુટંબ તેહનઉ રાજ દેવ છઇ પ્રેમ ॥ ૧૦૫

પ્રાતકાલિ રાઇ રમિવા જાય નહૂ નયર જન સાથઇ થાય ।
સ્યાવઇ રથ ફૂલફૂલે ભરી આવી આહા રહઇ ઊતરી ॥ ૧૦૬

શિવ પૂજિવા પ્રસાદમઝારિ આવઇ રાય સહિત પરિવારિ ।
પૂજા નાટક નવ નવ પરે ગીતનાદ રચી જાઈ ઘરે ॥ ૧૦૭

હવણા આહા આવેસિઇ રાય દેષી તુઝ મારિસઇ હાય ।
કુંયર કહઇ શરણિ હું તુજઝ આવિઉ ભાવઇ તે કરિ મુજઝ ॥ ૧૦૮

બલઉ વિપ્ર કહઇ તઉં મુઝ ભાય રાષઉ તુઝનઇ કરી ઉપાય ।
ફૂલ નિર્માલ પુંજ છઇ જિહા તે ધનપાલ ઢંકિઉ લેઈ તિહાં ॥ ૧૦૯

એતલઇ વાજ્યાં બહૂ વાજિત્ર આવિઉ રાજા થઈ પવિત્ર ।

પૂજા નાટક ઊલટ ભરે ગીતાગાન કરિ જાઇ ઘરે ॥ ૧૧૦

તવ પૂજતુ વાનર રાય પ્રતિઇ કરઇ વીનતી આય ।
સ્વામિ પાસિ માગઉં હું માન આપુ મુઝ ઇક મોટઉં દાન ॥ ૧૧૧

રાય ભણઇ તુઝ વંછિત દીજઇ શિવ સાંનિધિઇ વચન સંગીઉ ॥
આણઉ પુરુષ ભેટિ તુઝ પાય તઉ અનુમન કીવઉં કપિરાય ॥ ૧૧૨

વાનર કહઇ વિપ્ર તે વ્યાધિ કહું તેહ આવઇ તુઝ ભાવિ ।
કાઢિઉ માંહિથિકી નિર્મલ રાયપાયિ પાડિઉ ધણપાલ ॥ ૧૧૩

કપિરાઇ કર પૂઠિઇં ધરિઉ સાહીનીય કરિ બઇઠઉ કરિઉ ॥
પૂછિ સાનઇ તેહનઇ વાત વિપ્ર લહઇ બોલેવા ધ્યાત ॥ ૧૧૪

કુંયર કહઇ વિપ્ર તે સહઇ વિપ્રરૂપ સમઝાવી કહઇ ।
પૂછિઉ ઠામ દેશ તસ નામ કહિઉં સર્વ આવિઉ જેણઇ કામિ ॥ ૧૧૫

રાજાઇ માનિઉ તે બહુ ગયૂ આપણે ઠામે સહૂ ।
વિપ્ર ત્રણિગ વાહણુ તિહાં જઈ વસ્તુ ફૂલફલભેટણિ લઈ ॥ ૧૧૬

આવી રાઇ આગલિ તે ધરી લીધી કપિ પતિ ઊલટિ કરી ।
આપિઉ તિહાં નઉ વસ્તુ જે સાર મિલી પ્રીતિ ભૂપસું અપાર ॥ ૧૧૭

તવ ધણપાલિ વીનતી કરી સ્વામી અમ્હે જાઉં જવ પુરી ।
આ કૌતુતની કહિસિઉં વાત રાજ તુમ્હારા પુરની ખ્યાતિ ॥ ૧૧૮

રાય અમ્હારુ તિહા જે લોક કહિઉં આકરું કરિસઇ ફોક ।
આગઇ શિલા તરૈતી કહી નવિ માની લખિમી અમ્હ લઈ ॥ ૧૧૯

હવઇ નાથ તુહ્મ કહિસિઉ કથા નહી માનઇ પાપી સર્વથા ।
જઉ પૂરણ કૃપા અમ્હ કરુ તઉ મુઝનઇ બોલ દિઉ ખરૂ ॥ ૧૨૦

જવ સમરુ તવ તિહાં આવિવઉ એહ સ્વરૂપ સવિ દેખાડિવઉં ।
વાનરેશિ તવ દીધી સાચ જવ સમરઇ તવ આવઉં સાચ ॥ ૧૨૧

મોકલાવી તિહાંથી ચાલીયા મણિચંદ્રાઈ વેગિ આવીયા ।
હુઈ વધાવી નયરીમાંહ વાહણ વસ્તુ ધરિ લ્યાવ્યા સાહ ॥ ૧૨૨

રાય મંત્રિ સવિ જાણી વાત તેડિઉ કુમર પિતા સવિ સાથ ।
ભેટિ કરી ભૂપતિનઇ મિલ્યા બઇઠા પ્રધાન સરિસ તે ભિલ્યા ॥ ૧૨૩

પૂછઇ રાજા પરદેશની કહઇ વાત જે તિહાં નીપની ।
કહઇ વણિગ નવિ માનઉ તુહ્મે તુ કિમ કૌતુક કહીઇ અહ્મે ॥ ૧૨૪

કહઇ રાય જઉ કહિસિઉ સાચ તઉ માનસિઉં તુહ્મારી વાચ ।
દાપી હુઈ તુહ્મે તે કહઉ તઉ પસાય મુઝથી બહુ લહઉ ॥ ૧૨૫

તઉ નરિંદ સુણઉ અહ્મ વાત એક વાર સાગરમાંહિં પ્રાત ।
હુઈ વેલા તવ મંદિર એક આવિઉં વાહણ રાષિઉં છેક ॥ ૧૨૬

અહ્મે ઊતરિયા બેટિ તિહાં ગયા સરોવર કોટ પ્રગટ તવ થયા ।
દીઠઉ નગર રાય કપિ તિહાં વ્યાપારી જન બહુ ધન જિહાં ॥ ૧૨૭

દીઠુ ભગતિ નાટક રસ થાય ભેટિયા અહ્મિ તિહા કપિરાય ।
વસઇ વાસિ ધર્મ્મં વ્યવહાર વેચી વસ્તુ લીધ તિહા સાર ॥ ૧૨૮

વાનર રાય વિપ્ર પરધાન નિત ઉત્સવ દીજઈ બહુ દાન ।
સુણી સભા નાવિ માનઇ તેહ કિમ તાચ્યઇ વાનર પશુ જેહ ॥ ૧૨૯

પૂજા પુણ્ય દાનનય કિસિઉ કિમ આચાર માનવના જિસઉ ।
પહિલી વાત સિરીષી એહ અણમિલતી માનુ કિમ તેહ ॥ ૧૩૦

રાય કહઈ કો પૂરઇ સાષિ કહઈ વણિક દાષું તુહ્મ આષિ ।
જઉ પ્રત્યક્ષ દેષ્યાડિઉ મોહિ તુ પ્રથમ પોત પાછઉ દિઉ તોહિ ॥ ૧૩૧

દેષાડુ નહીં પ્રત્યષિ સાચ તુઝ વાહણ લિઉં માને વાચ ।
માંહોમાહિ પ્રતિજ્ઞા કરી સાચઇ વાત દેષાડું પરી ॥ ૧૩૨

જઈ જનવૃંદ ઘરે આવીઉં વણિક કુટુંબ સાષિ સવિ લીઉ ।

નગર વનિ પાધર ભૂ જિહાં સહૂ આવી નઇ મધ્યઇઉ તિહાં ॥ ૧૩૩

સ્નાન કરી આવ્યુ ધનપાલ વસ્ત્ર પવિત્ર લેઈ જપમાલ ।
બઇઠઉ ઉત્તરિ કરિવા જાપ કપિદ્વીપ મંડાણઉ વ્યાપ ॥ ૧૩૪

થયા મહાસર પોલિ પગાર નગરી દેવભુવન ઘરસાર ।
વાનર રાય મંત્રિ પરિવાર આવ્યા નાટક મંડિઉ સાર ॥ ૧૩૫

પેખઇ રાજ પ્રજા સહુ લોક ધણુ પાલઇ તવ જોઈ દ્રોક ।
કનક કેતુનઈ વણિક વીનવઇ આવિઉ કપિપતિ નિરખિઉ હવઇ ॥ ૧૩૬

રાય પ્રધ્યાન વણિગ તિહાં ગયા કરી ભેટિ પ્રણમીનઈ રહિયા ।
વ્યવહારીઇ હરિનાથ વીનવિઉ સ્વામી સાચ વચન અહ્મ કહુ ॥ ૧૩૭

શિલા તરંતી દીઠી અહ્મે તે સાચઉં કઈ જૂઠઉ તુહ્મે ।
કહુજી રાયમંત્રિ જિમ સુણઇ વલતું વાનરપતિ ઇમ ભણઇ ॥ ૧૩૮

સેતુબંધની શિલ ઊખડી અલગી થઈ ભુઇ ઊપરિ પડી ।
તિહા ઊગી તુ બિહુ બહુ વેનિ તે સીચાણી વરિષા રલિ ॥ ૧૩૯

મોટાં તુંબ અનંતા થયા તે શિલસૂં વેને વીટીયાં ।
ઊન્હા લઈ અંબુધિની વેલિ ઘાની શિલ સાગરમાહિ ઠેલિ ॥ ૧૪૦

તે તુંબડે વીટાણી તરી માનઇ ભૂપ વાણિ તે ખરી ।
કુમર રાયની આજ્ઞા લહી વાનરેશ ઠામિ આ વહી ॥ ૧૪૧

ગાઢ અચિરજ દીઠી વાત તેડાવિઉ વ્યવહારી સાથ ।
આપિઉ વાહણ લીધઉ જેહ વલી અધિક ધન દીધઉ તેહ ॥ ૧૪૨

નગરસેઠિ પદિ થાપિઉ વલી ધનપાલની આસ સવિ ફલી ।
અસંભમ વાત કહિઇ તે તણુઉ પામ્યુ બહૂ વિગૂવણુપણઉ ॥ ૧૪૩

તેહ કારણિ અતિ અદ્ભુત વાત દીઠી હુઇ વાર જઉ સાત ।
નવિ કહીઇ તે લજ્જામણુઉ વિદ્યાધરા વિમાસઈ ઘણુઉ ॥ ૧૪૪

મોટઉ કૌતુક લન્જ્જા ઘણી જે આખ્યાન ઉદરિ ધર ઘણી ।
મિલી સવે ઊડા ઇમ કહઇ કોપરિ કુંચ હઉ કીહી હુઇ ॥ ૧૪૫

એમ્ઇ કહિઉ મ મ ચિંતા કરુ એહ વિમાસણ સવિ પરિહરુ ।
વિદ્યાપતિ નાગેંદ્ર છઇ જેહ સેવઉ કષ્ટ છોડવઇ તેહ ॥ ૧૪૬

શિર ઊપેક્ષઇ ગૂતા જેહ વિગલા દતકૈકસ પરિ તેહ ।
સરલ કેશિ પપ્રસઇ તે ઘણા શીક્ટ ભંજણ થોડા જણા ॥ ૧૪૭

સઘલી વિદ્યાનઉ જે મૂલ તે ધરણેંદ્ર કરુ અનુકૂલ ।
તે આપણ સ્વામી શુડ છંડિ કો વિનગઇ તરુ શાષા પીડિ ॥ ૧૪૮

અવર દેવતા જપિઇ સૂકાજ પૂજઉ વિદ્યાધર ગુરુરાજ ।
એહવઉ વલી બીજઉકો અછઇ એકમનાં ધ્યાએવઉ પછઇ ॥ ૧૪૯

ધ્યાન મૂલ તે ગુરુનઉ અંગ પૂજામૂલ પાય ગુરુ ચંગ ।
મંત્રમૂલ તે ગુરુની વાણિ મુક્તિ મૂલ કૃપા ગુરુ જાણિ ॥ ૧૫૦

વિદ્યાધર સઘના જે અન્ય સુણી વાત કહી રહ્યા મૌન ।
જાસન દૂષઇ પાછાં પેટ હાસૂ આવઇ તેહનઇ નેટિ ॥ ૧૫૧

તિહાં શુભંકર સોદર ભાય તેણઇ સુણિઉ ધ્યાનનઉ ઉપાય ।
ધ્યાઉ હૂ વેગઇ ધરણિંદ કાહી બઉઠઉ નિર્મલ સુખચંદ ॥ ૧૫૨

વિધિઇ કરી સાધતા તેર પ્રત્યષિ હોઉ નાગપતિ જેહ ।
ત્રૂઠા એહ કૃપા મનિ ધરુ મુઝ બંધવ નીરોગી કરુ ॥ ૧૫૩

જેણઇ વૃક્ષિ ગરુડ વિશ્રામ તિહાં ભુજંગ રહઇ કિમ નામ ।
રવિ ઊગિઈ રાતિ કિમ રહઇ સાગરિ રેણુ ભરણુ કિમ વહઇ ॥ ૧૫૪

અમૃત કુંડિ વિષ કિમ નીકનઇ ગ્યાનઇ કિમ સંશય નવિ ટલઇ ।
સરવ માહિ કિમ દવ બલઇ કિમ હિમ કિરણુ સૂર પરિજનઇ ॥ ૧૫૫

જેહનઇ શિરિ ઠાકુર તુઝ જિસિઉ હૂઈ તાસ પરાભવ કિસિઉ ।

જિમ શુભ સ્વામિઇ પૃથિવી સુપી જઉં તુઝ મેવક તુકિમ દુખી ૧ ૧૫૬

ધરણ અધીગ મયા અક્ષ ધરુ દાસ શિવંકર નઇ સુષ કરઉ ।
ગર્ભાધ્યાન વેદના હરુ આપી સૌખ્ય ભગત ઉદ્ધરુ ॥ ૧૫૭

તવન કરી સંતોષ્યા સ્વામિ પાએ પાડિઆ સહુ શિર નામિ ।
તઉ વેદન ટાલી તતકાલ દેવરાજ મનિસિઉં હુષ જાલ ॥ ૧૫૮

અચિંત્ય શક્તિ દેવતા તણી પંડિત કો ન સકઇ મુહિ ભણી ।
કોડા કોડિ જોયણથી સુણઇ દેષઇ ત્રિણ્ણિ લોક તે ત્રણઇ ॥ ૧૫૯

નિમેષમાંહિ જગિ આવઇ ફિરઇ જે ચિંતઈ તે તત ખિણિ કરઇ ।
સાયર શોષી ભરઇ આકાશ તોલઇ ધરા નદી ગિરિરાશિ ॥ ૧૬૦

લ્યાવઈ હેમ રયણ મણિવરા આકર્ષઇ વસ્તુ સવિ ધરા ।
જાણઈ આગમ નિર્ગમ સર્વ વિકટ જંતુ ઊતારઇ ગર્વ ॥ ૧૬૧

દશ્ય અદશ્ય અણુછતું કરઇ વિષમ દુકખ રોગ અપહરઈ ।
ભૂકાં વન નીલાં કરિ ધરઈ મુયાં સજીવ પડયાં ઉદ્ધરઇ ॥ ૧૬૨

આપઇ વિદ્યા લખિમી દેહ મુક્તિ ભક્તિ દઈ નહીં સંદેહ ।
માનવ મનિ જે અચિરજ હોય તે પ્રતિખ્ય દેષાડઈ સોય ॥ ૧૬૩

અનંત રૂપ તેજ બલપણઉં જિમ મોટા સુર તિમ બલ ઘણઉં ।
તેણઈ સંસારિ સરાહિઉ કિંસિઉં નહીં બ્યંતરુઉ વશિઇ જે હસિઉં ॥ ૧૬૪

બ્યંતર ભાષઇ આગમ નિગમ આકર્ષઇ ધન નારી અગમ ।
રાજપ્રજા શત્રુ વશિ કરઇ મનચિંતિઉં સવિ આગલિ ધરઇ ॥ ૧૬૫

વલી પ્રસન થયા ધરણિંદ કહૂં વચન તુમ્હ સુણઉ નરિંદ ।
જનમ સમઈ સમરિજ્યો વલી કરિઉં પ્રમાણ વિદ્યાધરિ મિલી ॥ ૧૬૬

સ્વસ્થાનકિ પુહતઉ અસુરેશ સુખી શિવંકર હૂઉ નરેશ ।
અગતણી ભવિ વેદ ન ગઈ વાધિઉ ગર્ભ ઉદરસ્યુ રહી ॥ ૧૬૭

ગર્ભ પુરુષનઇ લાંછન જોય મનિં આનંદ નારિનઇં હોય ।
જિમ જિમ વાધઇ તિમ મદ ચડઇ નર સગર્ભ કલા ઇમ પડઇ ॥ ૧૬૮

વિદ્યાધર જન હર્ષિત હુયા વિસ્મય ચિત્ત ચિંતવઈ જૂજૂયા ।
આગલિ કિસિઉ કુલોદય હુસઇ સવિ જનમન્નિ વિમાસણ વસઇ ॥ ૧૬૯

ચિંતા ચિતા બિહુ સરિષઇ જાણિ ચિંતાશૂન્યઇં અધિક વખાણિ ।
ચિતા અગ્નિ નજીવનઇ દહઇ ચિંતા જીવંતાં તનુ પ્રહઇ ॥ ૧૭૦

વયરણિ ચિંતા જીહમનિ વસઇ જિમ ઘણુતરુ તિમ કાલિજ ગ્રસઇ ।
પીંજરમાંહિં કટારી ઘાય મૂકઇ કમહૂં જીઉ લેઇ જાય ॥ ૧૭૧

ઇમ નવ માસ ગર્ભનઇ હૂઆ ઊપરિ વલી આઠ દિન ગયા ।
સમરિઉ વલી નાગનઉ નાથ આવિઉ વેગિ હરિષિઉ સનિ સાથ ॥ ૧૭૨

દેવ તણઉ મહિમા તસ દીઉ સુષ પ્રસવ રાયનઇ કીઉ ।
અમલ શક્તિ સુરતણી જાણિ પ્રસવિઉ નૃપઇં પુત્ર નિર્વાણિ ॥ ૧૭૩

વધ્યામણી હુઈ તતકાલ બંધઇ તોરણ વન્નરવાલ ।
દૃષ્ટઇ પિતા જોઈ જેતલઇ પ્રાણ શિવંકર ગ્યા તેતલઇ ॥ ૧૭૪

ઇક ઉત્સવ નઇ બીજઉ શોક એ સંસાર કારિમુ ફોક ।
મહામુનીશ્વરે નવિ કલિઉ અચઇ હર્ષ શોક બિહુ ભિલઉ ॥ ૧૭૫

કીહીં થાનકિ વીણા રસનાદ કીહીં એક રોદન અતિ દિ વિષાદ ।
કીહીં એક નારિ રૂપ સુંદરી કીહીં એક જરાઈ તનુ જાજરી ॥ ૧૭૬

કિહીં એક ચતુરતણી ગુણગોઠિ મદદથી કિહીં લાલ મુષિ કોઢિ ।
ન જાતીઇ સંસાર સ્વરૂપ કઇ અમૃત કઈ વિષમય રૂપ ॥ ૧૭૭

અતિ વિસમુ સંસાર જિ એહ સાર એક ધર્મ છઇ દેહિ ।
તેહ કારણતઉ કીજઈ ધર્મ નવિ કીજઇ શોક નઇ કુકર્મ ॥ ૧૭૮

ઇમ ધરણિંદ પ્રબોધી કરી ટાલિઉ શોક આરતિ સવિ હરી ।

જાત માત્રતઉં તેહ જિઆલ કીધઉ પિતાપાટિ ભૂપાલ ॥ ૧૭૯

ધરિઉ ધરણિંદિ ધ્યાવિનઉં રૂપ રહ્યા પાલવા બાલક ભૂપ ।
ત્રણિ વરસ માતા પરિ બાલ પાલિઉ પ્રીતઈં થઈ કૃપાલ ॥ ૧૮૦

દીધઉ નામ ચૂડામણિ તેહ ધરણિંદઇ નિજ સુખિસ્યું લેય ।
તેહતણી રક્ષાનઇ કાજિ વાસિઉ નયર રસાતલ માઝિ ॥ ૧૮૧

અસિકુંડ પાતાલહ બારિ કરી વાટ રચી નરનારિ ।
ગોત્રીશત્રુ તણઉ પઇસાર નવિ હુઇ કો લહઈ ન પાર ॥ ૧૮૨

તે પાતાલ નગરનઇ માઝિ ચૂડામણિ ભૂપ છઇ રાજિ ।
સુખી સુંદરપુરનઉ વાસ લોક સવિ તિહાં કીઉ નિવાસ ॥ ૧૮૩

તે પુરમાંહિં રચિઉ પ્રાસાદ દીઠઇ મનિ ઊપજઇ આહલાદ ।
ઊંચાં તોરણ જિમ કૈલાશ થાપ્યા ધરણિંદઇ તિહાં પાર્શ્વ ॥ ૧૮૪

અનાદિ સિદ્ધ જગમાંહિં પ્રસિદ્ધ મહિમા બહુ પૂરઇ નવનિધિ ।
દિઇ આનંદ વિઘ્ન સવિ હરઇ પાર્શ્વ દેવ દીઠઈ જય કરઈ ॥ ૧૮૫

વિદ્યાધર પ્રતિ કહઇ ધરણિંદ અહો સુણઉ સજ્જન જનવૃંદ ।
પ્રતિમા તીર્થનાથની પાસ એ પૂજવી નિત નિત ઉલ્હાસિ ॥ ૧૮૬

જનમ લગઇ વૃદ્ધ નર બાલ યૌવનવંત લોક નરપાલ ।
આઠમિ ચૌદશિ દિન પૂર્ણિમા પંચઈ પર્વ પંચમી અમા ॥ ૧૮૭

એણે પર્વે પૂજા સ્નાત્ર ભક્તિ વિશેષિ નચાવી પાત્ર ।
નાટક રચિસઇ ભાવઈં જેહ સુખ સમ્રાજ કરેસઈ તેય ॥ ૧૮૮

વિઘ્ન ન હુઈ પુણ્યઈ કરી વાઈ રેણુ જાઈ ઊતરી ।
જિમ તિમ જાસઇ સઘલા દોષ ઇમ ધરણેંદ્રિ કરિઉ અતિઘોષ ॥ ૧૮૯

વિણુ પૂજા વિણુ નાટક જેય ભોજન કરિસિઇ લહિસિઈ તેહ ।
કુષ્ટપણઉં વિદ્યાની હાણિ મહાદુખી થાસઈ નિરવાણિ ॥ ૧૯૦

ઈસિઉ તેહ પામેસઈ દંડ દેઈ શીખ ધરણિંદ પ્રચંડ ।
સણુ પો સહૂ થઈ એક ધ્યાન જેમ પ્રજાનઈ કહઈ રાજાન ॥ ૧૯૧

વલી ધરણિંદ મહા હિતપણઈ આપઈ ચૂડામણિ નૃપતણઈ
મહા સિંહાસન બઈસણિ કાજિ ચંદ્રકાંત મણિનૂં તિહાં રાજ ॥ ૧૯૨

ઇમ ધરણિંદ કરી ઉપકાર પુહુતા ઠામિ જિહાં પરિવાર
તે આજલગઈ વિદ્યાધર કરઈ નાટક સ્નાત્ર તવન ઉચ્ચરઈ ॥ ૧૯૩

તે મૃદંગ સુણીઈ ધ્યોંકાર પાસદેવ ભુવનિ હુઇ સાર
પૂરવ વાત્ વિદ્યાધર હંસ કહઇ અંબડ આગલી સવીંશ ॥૧૯૪

અંબડ હંસ પ્રતઇ ઇમ વદઇ તે જોવા મુઝ ઉલટ હદઇ ।
આપણિ બે જઈઇ તેણઈ ઠાઇ કરી પ્રમાણ કુંડ તિહાં જાઇ ॥૧૯૫

દીઠઉ વહ્નિ કુંડ વિકરાલ પઇઠા બેઉ જાણી દેઈ ફાલ
ગયા પાતાલ માગિ તે વહી પુરપ્રાસાદ પેખિઉ તિહાં સહી ॥ ૧૯૬

પ્રતિમા દેખિ હર્ષ મનરંગ અંબડ પ્રણામ કરઇ અષ્ટાંગ ।
પૂછઇ હંસ પાસિ તે વાત એ કુણ દેવ અછઇ વિખ્યાત ॥ ૧૯૭

એહનઉ લક્ષણ કુણ તે કહુ મુઝનિઇ શુદ્ધ તુમ્હે જે લહુ ।
વક્તુ ચરિત પાસનઉ હંસ સુણિ અંબડ ઇક્ષ્વાકુ સુવંશિ ॥ ૧૯૮

અશ્વસેન કાશીપુર રાય વારાદેવિ તણઉ એ જાય ।
મહાસ્વપ્ન ચૌદ પેખેવિ સર્વજાણ ગુણ જનમ્યા દેવિ ॥ ૧૯૯

નીલ વર્ણું ઉચ્ચ નવ હાથ કીધઉ જેણિ કમઠ મદ ઘાત ।
સ્વામી સર્પ લાંછન દેહ લોકોત્તર ગુણનું એ ગેહ ॥ ૨૦૦

તસ અવતાર જન્મનઇ દીષ કેવલ મુક્તિ ધર્મ જસ સીપ
પંચકલ્યાણ વાર્તા કહી પાસ તણી હંસઇ જે લહી ॥ ૨૦૧
સુણી ચરિત તવ અંબડ રાય ભગતિઇ નમઇ વલી જિન પાયા ।

ભાવઇ પૂજન નૃત્ય ઉત્સવે કર જોડી સ્તવન નવ નવે ॥ ૨૦૨

કરુણા સમુદ્ર લહરિ જસ દષ્ટિ પ્રકટ સૌમ્ય વદનની સૃષ્ટિ ।
સકલ લોક મનોહર રૂપ મૂર્તિમંત શીતરસ ભૂપ ॥ ૨૦૩

આપદ જન્મ જરા દુષ ખેદ હરઇ અચિંત્ય ચિંતામણિ વેદ ।
તે શ્રીપાસ જિણેસર દેવ જયુ ત્રિલોક કરઇ જસ સેવ ॥ ૨૦૪

ઇમ ચંબડ હર્ષઇ જિન સ્તવઇ મહાદેવ એ મનિ ચિંતવઇ ।
અપૂર્વ નાટક મંડિઉ તિહાં સવિ વિદ્યાધર મોહિયા જિહાં ॥ ૨૦૫

તઉ અંબડ પૂછઇ હંસનઇ કિસિઇ કામિ ઇહાવિઉ મૂહનઇ ।
બોલિઉ હંસ સાંભલઉ ભાય એક વાર ચૂડામણિ રાય ॥ ૨૦૬

વિણ જિન પૂજિયઇ ભોજન કરિઉં ઘણ સંભારિઉ તુહઇ વીસરિઉ ।
પ્રમાદ વયરી પ્રાણી તણઉ અહોરાતિ છલ જોઈ ઘણઉ ॥ ૨૦૭

મદ્યપાન વિષયની સેવ કષાય નિદ્રા વિકથા એવ ।
સેવ્યા ઘણઉં છલઇ દેહનઇ એ પ્રમાદ પાંચઇ જીવનઇ ॥ ૨૦૮

તતખિણિ ચૂડામણિ રાઇનઇ ગઇ વિદ્યા હુંતી જે કન્હઇ ।
હાહાકાર હૂઉ પુરમાંહિં ગયુ આધ્યાર મોટમિનુ પ્રાહિ ॥ ૨૦૯

વલી ધરણેંદ્ર તિણિ આરાધીઉ આપરૂપિ પ્રત્યખિ આવીઉ ।
મૌનપણઇ થંભ પરિ રહિઉ નવિ બોલઇ તે કોપઇ ગ્રહિઉ ॥ ૨૧૦

અદૃશ હૂઉ દેવ તતકાલ રોષઇ વદન કીઉ વિકરાલ ।
તઉ રાણી ચૂડામણિ તણી અનશન લીઉં મરેવા ભણી ॥ ૨૧૧

ખીણઇ પિતા કહીઇ સુત જેહ પતિહિત ચીંછઇ નારી તેહ ।
મિત્ર તેહ સુખિદુખિ થિર રહઇ એ ત્રણિઇ સુકૃતી જન લહઇ ॥ ૨૧૨

એકવીસ ઇમ થયા ઉપવાસ રાણી એમ રહઇ ઉદાસ ।
મરણ તુલ્ય રાણી દુષ યદા દીઉં સ્વપ્ન ધરણેંદ્રિ તદા ॥ ૨૧૩

નિદ્રામાંહિ દેવ કહઇ ઇમિ તઇ નૃપકાજિં લીઉ જિહ નીમ ।
કરું સાર તાહરા તપવતી ટલિવા કલેશ સુણઉ પદ્મની ॥ ૨૧૪

સોપારા પાટણનઇ પાસિ દેવરમ્ય વન તણઇ સકાસિ ।
તિહાં આવિઉ છઇ અંબડવીર આંહાં આણઉ દૂષ તૂલ સમીર ॥ ૨૧૫

પ્રતીકાર જઉ કરિસઇ તેહ નિરાબાધ હોસઇ નૃપદેહ ।
કહી ધરણિંદ્ર ઇમ અંતરિ થયુ રાણી સ્વપ્ન રાયનઇ કહિઉ ॥ ૨૧૬

રાઈ સુઅનઇ આના દીધ તુઝ અણિવા ઉપક્રમ કીધ ।
ચાલઉ આપણિ જઇઇ રાજિ વિલંબ ન કીજઇ સીધઇ કાજિ ॥ ૨૧૭

મારગિ અગનિમાહિં તે ગયા ચાલી નૃપ મંદિરિ જઈ રહ્યા ।
દેખી વિદ્યાધર સવિ મિલ્યા હિવઇ આપણા મનોરથ ફલ્યા ॥ ૨૧૮

અતિ સત્કાર દેઈ બહુમાન ચૂડામણિ નિરખિઉ ઇક ધ્યાનિ ।
આવ્યા કરિવા પાસ પ્રસાદિ અષ્ટાહ્નિકા મહોત્સવ નાદિ ॥ ૨૧૯.

કૂર્મ્મ દંડ તે અંબડ વીગિ લેઈ પષાલિઉ ગંગાનીરિ ।
પાયઉં જલ ચૂડામણિ રાય નિરાબાધ હૌઉ તસ કાય ॥ ૨૨૦

વિદ્યા અંગિ પ્રગટ સવિ હુઈ જયજય કરઈ પ્રજા ગહિગહી ।
વધિઉ મહિમા અંબડ તણઉ ઉત્સવ કીઉ વધ્યાવી ઘણઉ ॥ ૨૨૧

રાણી કરઇ પારણૂં વલી વિદ્યાધર અંબડ સવિ મિલી ।
સહૂ સંતોષિઉં દેઈ દાન અંબડ ભક્તિ કરઇ દેઈ માન ॥ ૨૨૨

મોટઉં મંગલ ધર્મ જ એક મોટઉ જિન પૂજના વિવેક ।
મોટઉં ઊપર દેવહ તણઉં પરષલ સુષ મોટઉં ભણઉં ॥ ૨૨૩

તઉ ચૂડામણિ ચિંતા ધરી પુત્રી દીઓ મન્ન મંજરી ।
અંબડનઇ વિદ્યા આપણી આપુ પ્રેમ ધરી ગુરુ તણી ॥ ૨૨૪

મહા સંયોગ સૂં કીઉ વીવાહ વિદ્યા બહુ દીધી ઊમહિ ।

અનેક વસ્તુ સિંહાસન તેહ ચંદ્રકાંત મણિમય છઇ જેહ ॥ ૨૨૫

ધગણેંદ્રઈ ભેરિ જે કીગ઼ં તે સવિ અંબડનઇ કરિ દીગ઼ં ।
કરી ભક્તિ ચૂડામણિ ધણી માગિઉં દીધ જમાઈ ભણી ॥ ૨૨૬

કેતુંકાલ રહી પાયાલિ મોકલાવી સસુરુ ભૂપાલ ।
સવિ પરિવાર આપણઉ લેય ગયુ સોપારઇ પાટણિ તેય ॥ ૨૨૭

સર્વ સૈન્ય વનિ મૂકી કરી યોગી રૂપ અંગિ નિજ ધરી ।
ચાલી આવિઉ નગરી મધ્ય જે દેખઇ તે જાણઇ સિદ્ધ ॥ ૨૨૮

ઇમ રીઝિઉ લોક સવિ મિલી આપકાજ પૂછઇ સહુ લલી ।
પાખંડ અંબડ મૈડઇ ઘણઉં કાજ કરેવાનઇ આપણઉં ॥ ૨૨૯

તુહઇ નૃપ મંદિરિ પઇસાર નવિ હુઇ મનિ કરઇ વિચાર ।
અંસતાના પ્રસાદ આલીયા ઉતાવલા ના હુઈ પાલીયા ॥ ૨૩૦

ધીરઠપણઇ કામની સિદ્ધિ કાલ ગમઇ ઇમ ચિંતી બુદ્ધિ ।
તેતલઇ વસંત ઋતુનુ રાય પ્રકટ હૂઉ સુંદર વન ઠાયિ ॥ ૨૩૧

ગણી રાય સકલ પુર લોક નરનારી બાલકના થોક ।
ચાલ્યા વનિ ક્રીડાનઇ કાજિ જિહાં વસંતિ ફુલી વનરાજિ ॥ ૨૩૨

અન્ય દિવસિ રાયની સુતા સુરા સુંદરી સખી સંયુતા ।
વનિ જાઈ વસંત ખેલિવા નાટક નાદ દોલ ઝીલિવા ॥ ૨૩૩

કૂપ કંઠિ બઈસીય જિહવારિ વારુ આવઈ રહઇ કિન્હારિ ।
અંબડ એહવઉ મનસિઉં કંઠિ ચાલિઉ રાજકુંયરિની પૂઠિ ॥ ૨૩૪

રાજકુંયરિ આંબાતલિ રહી યોગી અંબડ કેડઇ ગિઉ વહી ।
જપી મોહિની વિદ્યા તિહાં બઇઠઉ જઈ કુંયરિ છઇ જિહાં ॥ ૨૩૫

અતિ આશ્ચર્ય કરીઉં રૂપ પામી મોહ કુંયરી ભૂપ ।
કર જોડી જવ કીઉ પ્રણામ કહઇ આદેશ યોગી મુખિ તામ ॥ ૨૩૬

અંગ બંગ કુરુ કરલલાટ કુમેર કલિંગ કીર કર્ણાટ ।
મરુ કાશ્મીર કાસી મરહઠ માલવ મેદપાટ મોરડ ॥ ૨૩૭

ચુર્ણિર સિંગલ કુંકણ ગૌડ કોશલ કાહેલ કુંતલ ચૌડ ।
કચ્છ વિરાટ તિલિંગ નેપાલ કનુજ ખુરાસાણ પાંચાલ ॥ ૨૩૮

એ દેશની આરંભી વાત જે જે હતી કહી વિખ્યાત ।
તાસ વાણિ કાનિ સુણ દીઇ યોગી વસિઉ કૂંયરિનઇ હઇઇ ॥ ૨૩૯

ચાલિઉ અવધૂત જિહાં નિજ ઠામ કેડઇ થઈ કૂંયરી તામ ।
વારી સહિયરની નવિ રહઇ દાસી જઈ રાયનઇ કહઇ ॥ ૨૪૦

સ્વામિ સુતા યોગીનઇ સાથિ જાઈ ન રહઇ વિલગિઈ હાથિ ।
કોપિઉ સુણી ભૂપ ઇમ કહઇ કોઇ અછઇ જોગીનઇ મહઇ ॥ ૨૪૧

કપટી દંભરૂપ કુણ તેહ મુઝ પુત્રીનઈ વાહઇ જેહ ।
ધાઉ સુભટ સૂર જે બલી આણુઉ આંહાં તેહનઇ છલી ॥ ૨૪૨

ઠામિ ઠામિથી ધ્યાયા સૂર ચાલ્યા જિમ વાઉલિનાં પૂર ।
જે જે આધઉ જાઈ વહી યોગી પાસિ તે બઇસઇ જઈ ॥ ૨૪૩

મોહનઇ પામ્યા સેવા કરઇ બલીયા યોગીનઇ નવિ ધરઇ ।
તુ આપણુઉ સેનાની રાય કુપઇ મોકલિઉ યોગી ઠાય ॥ ૨૪૪

દીઠઉ સેનાની આવતુ રૂપ વેનઇઇ બીહાવતઉં ।
સાહમુ ધ્યાયુ છૂરી કરી સુભટ ન જોઇ પૂઠઇ ફિરી ॥ ૨૪૫

અરે જીવતુ જાઇસિ કીમ પૂઠઇ યોગી હાકતુ ઇમ ।
નાઠઉ સેનાની ધૂજતુ પુહૂતઉ રાજ પાસિ હાંફતુ ॥ ૨૪૬

રાજા સંમુખઇ ધ્યાયુ તામ હણુઉ હણુઉ યોગીનઇ ઠામિ ।
કહિઉં રાઇ તવ સુભટે બાણુ મૂક્યાં યોગી હરિવા પ્રાણ ॥ ૨૪૭

તે શર વજ્રદેહિ નવિ અડઇ લાગઇ જે તે ભાજી પડઇ ।

નહીં સામાન્ય ભૂપ થીતવઇ કે એક સિદ્ધ પુરુષ સંભવઇ ॥ ૨૪૮

પુત્રી કાજિ નરપતઇ બાણુ મૂક્યા સૂર કરી સંધ્યાણુ ।
તે યોગીઇ સુભટ થંભીયા વૃક્ષતણી પરિ નિશ્ચલ કીયા ॥ ૨૪૯

દીઅઇ સુભટ ધ્યાનિ જિમ હિયા ફિરી ચિનામિ નિપના તિમ થયા ।
સેવા કરતા મેવક જિસ્યા યોગી આગલિ ઉપઇ ઈસ્યા ॥ ૨૫૦

તેણઇ પ્રસ્તાવિ દૂંધસિઉ યોગીંદ મગટ ગ્રહિઉ નિરખતા નરિંદ ।
પડેવડઉ કાઢીનઇ લીઉ નવિ મારિઉ જીવિત તસ દીઉ ॥ ૨૫૧

કરી કાજ તવ પાછઉ વલિઉ ચિંતિઉ ચિત્ત મનોરથ ફલિઉ ।
આવી નઇ બઇઠઉ નિજ ઠાહિ પેષઇ જન કૌતુક પુરમાંહિ ॥ ૨૫૨

મોટઉ દંભ વિભવ એહનઉ થંભિઉ નૃપ જગિ જસ જેહનઉ ।
બીજા સૂર એ આગલિ કિસ્યા દષ્ટઇ જોઇ લોક મૃગ જિસ્યા ॥ ૨૫૩

થંભિયા સુભટ નરપતિ એમ મૂષક પારદ પીધ્યા જેમ ।
ટગમગ જોઇ ન ચલઇ પગહાથ ષાલ્યા સર્પ્પરિઇ નૃપસાથ ॥ ૨૫૪

અન્ય લોક સવિ અંજુલિ કરી માગઇ માન મુખિ અંગુલિ ધરી ।
અહો સિદ્ધ પ્રગટી નિય રૂપ કરુ મોકલા મેવક ભૂપ ॥ ૨૫૫

છંડી રૂપ યોગીશ્વર તણુઉ પ્રકટ કરિઉ રૂપ આપણુઉ ।
દેષી મોહ પામી કુઅરી નિરષિ પ્રેમિ લોચનઇ ભરી ॥ ૨૫૬

કહઇ નાથ મૂકી મુઝ તાત પ્રેમઇ કરુ મુઝ વાત ।
એબડ કન્યાવાણી સુણી સુભટ સહિત છોડિઉ ઘરધણી ॥ ૨૫૭

મંત્ર બલઇ કીધ્યા મોકલા સિદ્ધતણી દાષી ઇમ કલા ।
લોક સવે મનિ વિસ્મય હુઆ ભૂપતિ સૂર રીઝિયા જૂજૂયા ॥ ૨૫૮

અદ્ભુત મહિમા દેષી કરી ગઈ દીધી સુર સુંદરી ।
પરિણી તાં આપ્યા બહુ દાન પહિરામણી પામ્યા બહુ માન ॥ ૨૫૯

સેના તેડી જે વનિ હતી સાથઇ મદનમંજરી સતી ।
સોપારઇ પુરિ શોભા ઘણી પામી રિધિ દીધી નૃપ તણી ॥ ૨૬૦

હય ગય રથ દાન સનમાન મજ્જન ભોજન ધન અસમાન ।
પ્રોષિઉ અંબડ વરસ દિન રહિઉ સુખ સંયોગ હરિષ મનિ ભયુ ॥ ૨૬૧

મોકલાવી અવસરિ રાજાન સેના સ્ત્રી મિહુ રૂપનિધાન ।
ક્ષમિઇ રથપુરિ આવિઉ તેહ બંદી નન બોલઇ યશ જેહ ॥ ૨૬૨

કેતા દિવસ રહિઉ નિજ ઠાય સર્વ વસ્તુ લેઈ સમુદાય ।
જિહાં ગોરખ યોગિની પાય આવી પ્રણમઇ અંબડરાય ॥ ૨૬૩

દેવ પઠેડઉ યોગિનિ તણઇ આવી સર્વ કરિઉ ભેટણુ ।
અતિહિ પ્રશંસિઉ અંબડવીર ચિરંજીવિ મેરુ પરિ ધીર ॥ ૨૬૪

શત શર્કર ફલ આદિઇ જેહ રત્ન વસ્તુ પઠેડક છેહ ।
જે જિમ આણિઉ તે તિમ દીઉં અંબડનિઇ યોગિનિ હિત કીઉં ॥ ૨૬૫

નારી બત્રીસ સહિત તે સુકખ વિલસઈ સદા કદા નહી દુકખ ।
યોગિનિતણી કૃપાઇ કરી અષ્ટ સિદ્ધિ મંદિરિ અવતરી ॥ ૨૬૬

લેઈ યોગિનીનઉ આદેશ રથપુરિ અંબડિ કીઉ પ્રવેશ ।
માનઇ આણ સવે રાજાન ઘરિ વિદ્યાનઇ લછિ નિધાન ॥ ૨૬૭

સપ્ત સૌખ્ય ઘરિ વાસઇ સાત વ્યસનતણી નવિ જાણઇ વાત ।
સપ્ત દ્વીપ પૃથિવી વિખ્યાત હીંઉ પ્રસાદિ યોગિનિનઇ માત ॥ ૨૬૮

વિક્રમસિંહ રાય તુઝે સુણઉ તે અંબડ પિતા મુઝ તણઉ ।
વિદ્યા સિદ્ધ બીજઉં તસ નામ વિશ્વમાહિ હઉઉં અભિરામ ॥ ૨૬૯

નિતનિત ગોરખ યોગિનિ પાય નમઇ ત્રિકાલ નિત્ય મુઝ તાય ।
પ્રથમ નારિ ચંદ્રાવતિ તણઇ હૂઉ પુત્ર હર્ષિં માતિ ઘણઇ ॥ ૨૭૦

તે હૂં સુત તુઝ કુરબક નામિ નહીં ભાગ્ય કર્મનઇ વિરામિ ।

અનુક્રમિ આઠ વરસતુ ભયુ  પિતા સિદ્ધિ કરિ  પોઢઉ હૂઉ ॥ ૨૭૧

એકવાર જનક મુઝ ગયુ  કરી પ્રણામ યોગિનિનઇ રહિઉ ।
અતિ સ્નેહ અંબડનઇ ધરી  ધ્યાન કુંડિકા પાછી કરી ॥ ૨૭૨

શ્રી  હરિચંદ રાય  ભંડાર દેષાડિઉ અંબડનઇ સાર ।
તેહ નિધિ તણુઉ અગ્નિ વેતાલ  સદા રહઇ તિહાં રષવાલ ॥ ૨૭૩

સાન્નિધિ ગોરષ યોગિનિતણુઇ  સિદ્ધિ હુઈ સાધના પણુઇ ।
પ્રગટ હૂઉ અગ્નિક વેતાલ  કહિઉ માગિ વંછિત ભુપાલ ॥ ૨૭૪

અંબડ પય લગ્ગુ તેણુઇ વાર  આપિઉ રાય હરિચંદ ભંડાર ।
વલતુ અંબડ વેતાલનઇ  આપિઉ સિંહાસન જે કહનઇ ॥ ૨૭૫

ચંદ્રકાંતનઉં સસરઇ દીધ  તે બઇસિવાનઇ ભેટણિ કીધ ।
દેતાં લેતાં વાધઇ પ્રીતિ  મિત્રપણાની એહજિ રીતિ ॥ ૨૭૬

દીજઇ મિત્ર પાસિ લીજઇ  પૂછી ગુઝ  તેહસ્યું કીજઇ ।
જિમીઇ જિમાડીઇ નિત જેહ  છઇ લક્ષણ મિત્રનાં એહ ॥ ૨૭૭

વેતાલનઇ પિતા મુઝ દીઇ  દિન બત્રીસ ભુક્તિબલિ લીઇ ।
તેણુઇ સંતુષ્ટ હૂઉ વેતાલ  દાનિઇ વશિ સુર અસુર ભૂપાલ ॥ ૨૭૮

સોવન પુરુષ યોગિનિનઇ કહી  તેણુઇ ભંડારિઇ મૂકિઉ સહી ।
નદી નીરિ મઢીમાહિં હતુ  જે લીધઉ યોગી પાસિથુ ॥ ૨૭૯

વલી કોશ તિમ જ પૂરિઉ  દઢ પાષાણુ શિલા ભૂરીઉ ।
ધ્યાન કુંડિકા ઊપરિ ધરી  જે યોગિનીઇ આસનિ કરી ॥ ૨૮૦

વિક્રમસિંહ રાજન મુઝ માત  બત્રીસઇ કહિતી ઇમ વાત ।
કાલઇ યોગિનિ સ્વર્ગિઇ ગઈ  સહિજઇ પ્રાણુ વિનશ્વર સહી ॥ ૨૮૧

જિન ચક્રી હરિ હર રવિ ચંદ  બલા રામ હલી સુર ઇંદ ।
અકલ કાલ નવિ જીતુ કેણુિ  ત્રિણુ લોક વશિ કીધ્યા જેણુિ ॥ ૨૮૨

અવિનાશી એક છઇ ધમ્મર્મ ઇહ પરલોકિ સખા એ મમ્મર્મ ।
કોટા કોટિ ભવે દોહિલિઉં પુણ્યઈં તે પામઇ સોહિલિઉં ॥ ૨૮૩

તિહાં જિન વચન સત્ય ઇમ જાણિ લહી આલસ મ કરુ નિર્વાણિ ।
સ્વામી માત પિતા સુત ગેહ મિત્ર મહિલી સવિ દિઈ છેહ ॥ ૨૮૪

અંબડ ગોરખ યોગિનિ વિના વિરહઈ બાલ જિમ રહઇ માતના ।
તિમ અનાથ થયુ દુખ ધરઇ એ ભવની ગતિ કહુ કિમ કરઇ ॥ ૨૮૫

શોક નિવર્ત્તાવિઉ માતનઉ ગુણ સંભારઈ નિત તેહનઉ ।
અંબડ એકવાર વનમાંહિ નારિ સહિત રમિવા વનિ જાઇ ॥ ૨૮૬

તિહાં રમતાં વનિ દીઠા યતી કેશી ગણધર જે મહાવ્રતી ।
તે શ્રીપાસતણા અણગાર કરઈ પ્રણામ તસ સિઉં પરિવાર ॥ ૨૮૭

અંબડ બઇઠા આગલિ જામ ધર્મ દેશના ગુરુ દઇ તામ ।
શ્રી જિનવરનઉ ભાખિઉ ધર્મ તેહ તણઉ જણાવિઉ મર્મ ॥ ૨૮૮

ધમ્મથિકી કુલ ઉત્તમ હોય દેહ અરોગ આયુ યશ જોય ।
વિદ્યા સંપદ અર્થ સોહાગ દુખ કાંતાર મહા ભય ત્યાગ ॥ ૨૮૯

સ્વર્ગા પવર્ગા દેઇ ભવ પાર ઊતારઇ જગનઉ આધાર ।
એહવઉ ધર્મ માનુષ ભવ લહી સિદ્ધિ દાયક તે કરિવઉ સહી ॥ ૨૯૦

બોલઇ અંબડ જે તુમ્હ કહિઉ જૈન ધર્મ ભેદ સવિ લહિઉ ।
મોટઉં દર્શન સાંખ્ય જે અછઇ બીજા ધર્મ સવે તે પછઈ ॥ ૨૯૧

અંબડ પ્રતિ કેશી ગુરુ કહઇ બિંદુ પરઇ સાંખ્ય મત રહઇ ।
જિન જલરાશિન જાણઇ વાત તઉ તઉં કૂપ ભેક સાક્ષાત ॥ ૨૯૨

પરમાનંદન જાણિઉ જેણિ અલ્પ વિષય સુખ માનિઉં તેણિ ।
તિલનૂં તેલ મધુર તેણઇ કહિઉં જેણઇ ઘૃત દર્શનિ નવિ લહિઉં ॥ ૨૯૩

જિમ પ્રભાત જૈન મત જૂઉ કેવલ જ્ઞાન ઉદય રવિ હૂઉ ।

દીસઈ વસ્તુ પગઈ નવ તત્ત્વ જાણી પાગ લહઈ સવિ તત્ત્વ ॥ ૨૯૪

જીવ અજીવ પુણ્ય નઈ પાપ સૈવર સર્વ નિર્જરા વ્યાપ ।
બંધ મોક્ષ કહઈ જિનરાય એ નવતત્ત્વ છૂટિવા ઉપાય ॥ ૨૯૫

ઇમ પ્રતિબોધ અંબડ મનિ સુણી થયુ પ્રસન્ન લઘુકર્મા ભણી ।
મિથ્યા તત્ત્વ શિલ્પ નીકલિઉ અંબડ આસ્તિકમાહિઇ ભિળીઉ ॥ ૨૯૬

આદર કરિ તેડિયા નીય ઘરે પૂજ્ય ભક્તિ કરી બહુ પરે ।
સમ્યક તત્ત્વ તણુઉ તમ ભેદ કહિઉ વિવેક કરી અવિછેદ ॥ ૨૯૭

ભૂત પિશાચ પ્રેત જે શક્તિ કરઇ દાસ થઇ તેહની ભક્તિ ।
સાચઉ તત્ત્વ એક ચિતિ ધરઇ ગૃહી તણી સુગ સેવા કરઇ ॥ ૨૯૮

અંબડ કહઇ પૂજ્ય તે કહઉ કુણ સમ્યકતા વદઉ જે લહઉં ।
બોલઇ ગુરુ સુણિ તૂ મહાભાગ સેવઇ સુર શ્રીજિન જિતરાગ ॥ ૨૯૯

કેમ રૂપ્ય રત્ન પ્રકાર તેહમાંહિઇ પદમાસન ધ્યાર ।
રાગાદિક દોષ નહીં જાસ છત્ર ત્રણિ ।શશિ ચઉમુખ ભાસ ॥ ૩૦૦

પ્રતિકાર્ય આઠ સંયુક્ત સર્વ જાણુ સવિ દર્શી મુક્ત ।
ચઉત્રીસઈ અતિશય નઉ ધણી પંચત્રીસ વચન ગુણિ ગુણી ॥ ૩૦૧

સર્વ જીવ ઊપરિઇ પ્રસન્ન દેવતણુઉ દેવ ભગવન્ન ।
તેહનઉ શરણ શુદ્ધ મનિ જેહ સાચઉ પ્રથમ તત્ત્વ તે એક ॥ ૩૦૨

દયા મૂલ તસ ભાખિઉ ધર્મ્મ બીજા તત્ત્વ તણુઉ એ મર્મ્મ ।
ધર્મોપદેશ તણા દાતાર તે ગુરુ પંચ મહાવ્રત ધ્યાર ॥ ૩૦૩

ત્રીજઉ તત્ત્વ એ સમકિત કહિઉ સૂધઇ મનિઈ જોઈઇ ગ્રહિઉં ।
એહનઇ વિષઇ માણિસિ સંદેહ જઉ શિવ પદિ પૈઠઇ નિજ દેહ ॥ ૩૦૪

તે પ્રત્યક્ષ અછઇ જિનરાય જેણે હવઇ ચિત્તિ સૂં ધ્યાય ।
શ્રી મહાવીર નામ છઇ જેહ અનંત જ્ઞાન ઋદ્ધિનૂં ગેહ ॥ ૩૦૫

ગુરૂનૂ વચન સત્ય મનિ જાણિ અંબડ બોલઇ વલતી વાણિ ।
ઇંદ્રજાલ વિણુ કિમ એ ચિત્ર હુઇ તે કહઇ પ્રભો પવિત્ર ॥ ૩૦૬

તુ ગુરુ કહઇ આવિ મુઝ સાથિ દાખઉ તુઝ દષ્ટિઇં નિજ હાથિ ।
મહા ચિત્ર મન ચિઉ ભાવતઉ હઊઉ ગુરુ સાથઇ આવતુ ॥ ૩૦૭

તિમઇ વિશાળા નયરી પાસિ સમો સરિયા શ્રીવીર વિમાસિ ।
સેવઇ ચઉસઠિ ઇંદ નરિંદ મુખ પ્રસન્ન જિસિ પૂનિમચંદ ॥ ૩૦૮

અંબડ ચિંતઇ ગુરિ જે કહિઉ તેહથી અધિકુ મહિમા લહિઉ ।
અતિ વિસ્મયુ સાચઉ માનતુ હૂઉ ચિત્તિ જિન ગુણુ ભાવતુ ॥ ૩૦૯

જઉ મેલીઇં વિદ્યા બહુ સાર એવડી રિદ્ધિ ન હુઇ વિસ્તાર ।
નાવઇ સમોસરણની તુલા જઉ અનેક પરિ કીજઇ કલા ॥ ૩૧૦

નેત્ર યુગલ પ્રશમ રસિ ભિલઉ વદનકમલ પ્રસન્નતા કલિઉ ।
નારી સંગ શૂન્ય ઉત્સંગ બે કરપંકજિ શસ્ત્ર ન સંગ ॥ ૩૧૧

એહવઉ વીતરાગ તૂ દેવ અછઇ એક જગ કીજઇ સેવ ।
સ્વામી રૂપ વાણિ નઇ તેજ અદભુત દેખિ ઊપજઇ હેજ ॥ ૩૧૨

અમૃતથી અધિકાં જિનવચન સુણિ અંબડિ માનિઉ મનિ ધન્ય ।
દેવ સુગુરુ ધર્મ છઇ જેહ ત્રણિ તત્ત્વમય દેવ જ એહ ॥ ૩૧૩

સાચઉ સર્વ સૌખ્ય દાતાર અનોપઇ પર તારણહાર ।
મહા ભાગ્ય નઇં યોગિઇ મિલિઉ મિથ્યા મોહ હૃદયનઉ ટલિઉ ॥ ૩૧૪

જૈનધર્મ પ્રગટ સંપદા સાધુ સંગ પંડિત રતિ સદા ।
નિર્મલ વાણિ અંગિ બહુ કલા ન્યાય લછિ ગુરુ ભક્તિ કેવલા ॥ ૩૧૫

શુદ્ધ શીલ પવિત્ર મતિ જેહ મહા પુણ્યઇ પામીઇ એહ ।
એહવઉ મનિ અંબડ ચિંતવઇ સફલ જન્મ થયું મુઝ હવઇ ॥ ૩૧૬

મુઞ્જ પિતાનઉં ટલિઉં મિથ્યાત સત્ય ધર્મ જિન જાણી વાત ।
અસૌચ પુદગલ જિમ સવિ ટલઇ ગોમય પવિત્ર જવ આવી મિલઇ ॥ ૩૧૭

દિન આતલા અજાણઇં ગયા શુદ્ધ ધર્મ વિણુ નિષ્ફલ થયા ।
પશ્ચાત્તાપ સું ધરઇ અંબડ જિનમત અંગીકરઇ ॥ ૩૧૮

કેતાં એક ગામનઉ ધણી દીજઇ પ્રાણુ તમ ઉલગ ઘણી ।
કરતાં પ્રસન્ન હોઇ નવિ હોઇ અંબડ બુદ્ધિ વિચારઇ સોઇ ॥ ૩૧૯

પ્રથમ ન જાણિઉ ત્રિભુવનધણી બુદ્ધિઇ સેવિઉ વિધિ આપણી ।
હેલાં દેતુ નં લહિઉ એહ આલઇં દિન ખોહિયા દુખ તેહ ॥ ૩૨૦

પિનઉ પાદરેણુ પીયૂખ મુઞ્જ પિતા માનઇ મનિ સુક્ખ ।
લીઇ સમ્યક્ત્વ વીર જિન પાસિ અંબડનઇ દિઇં જિન ઉલ્હાસિ ॥ ૩૨૧

કર્મં ભારિ હૂં ભારિઉ હતુ ભવસાગર માંહિઇં બૂડતઉ ।
પ્રવહણ પરિ પ્રભુ તંઇં ઉદ્ધરિઉ ઇમં કેથી ગુરુ વર્ણ્ન કરિઉ ॥ ૩૨૨

કરી અંજલિ સ્તવિઉ પય નમી ગુરુદર્શનિ પાતક નીગમી ।
સમ્યક તત્ત્વ રત્ન લેઇ ગેહિ આવિઉ પિતા રોમિચિઉ દેહિ ॥ ૩૨૩

વળી વિટઇ ઇંદ્રિય બલ માટિ કામાકુલ મન નાવઇ ઘાટિ ।
મૂકઇ વલી લીઇ સમ્યકત્વ એણુઇ સંસારિ દુલભ એ તત્ત્વ ॥ ૩૨૪

પાપ કરી પુણ્ય આચરઇ તિજઇ પુણ્ય વલિ પાપ આદરઇ ।
ઝીલી જલિ શિરિ ઘાલઇ ધૂલિ ગજપરિ મુગધ જાણિવુ મુલિ ॥ ૩૨૫

ઇમ મૂકઇ હુઇ વાર અઢાર પુણુ સમ્યકત્વ લેઇ બહુવાર ।
વલી વીર બેદિંદ્દઇ જિસઇ બોલઇ જિન અંબડ પ્રતિ તિસઇ ॥ ૩૨૬

અહો વીર સુલસાનઇ જોય જિમ તુઝ મિત્તિ ધર્મ થિર હોઇ ।
અંબડ મનિસિઉં ચિંતઇ ઇસિઉં વીર નિદર્શન કહઇ મુઝ કિસિઉં ॥ ૩૨૭

મહાસતી નિજ ગજિટ કરી વીતરાગ ભક્તિઉ મનિ ધરી ।

નર સુર અસુર સભામાહિ જેહ કરઇ વખાણ આપમુખિ તેહ ॥ ૩૨૮

સુલસા અંબડ જોવી તુમ્હે કહિઉં વીરિ તુ જોવી અમ્હે ।
ઇમ ચિંતી રાજગૃહિ ગયુ સુલસા પરીખિવા સજ થયુ ॥ ૩૨૯

નયર પાસિ વાડી છઇ જિહાં રચીઉં અંબડિ આવી તિહાં ।
બ્રહ્મારૂપ જેહવઉં અછઇ આવઇ જન જોવા સહૂ પછઇ ॥ ૩૩૦

કિસિઉં રૂપ બ્રહ્મા તિહાં ધરઇ ચિહું મુખિ વેદ ધ્વનિ ઉચ્ચરઇ ।
સાવિત્રી અર્દ્ધાંગિઇ રહઇ બઇઠઉ કમલિ હંસ તનુ વહઇ ॥ ૩૩૧

દંડ કમંડલુ કંઠિઇ સૂત્ર જપમાલા કરિ કમલ પવિત્ર ।
પુસ્તક બ્રહ્મ વિધાનઉં લેઇ ચિહૂં ભુજે ઉપરકર એહ ॥ ૩૩૨

સનકાદિક મુનિ સેવઇ પાય સુતા સારદા તિહાં જગમાય ।
બહૂ અસુર સુર ઉલગ કરઇ નાટક પૂજા આગલિ ધરઇ ॥ ૩૩૩

નગર લોક વૃદ્ધ સ્ત્રી બાલ રાજવર્ગ રાણી ભૂપાલ ।
ભક્તાઈ સહૂ દર્શન દેખિવા કૌતુક ભાવિ આવઇ પેખિવા ॥ ૩૩૪

સુલસા રહઇ છઇ જેણઇ ઠાઇ પાડોસી તિહાં તેડઇ જાઇ ।
આવુ સુલસા જોવા તુમ્હે બ્રહ્માવંદનિ જાઉં અમ્હે ॥ ૩૩૫

વડઉં ભાગ્ય નગરનૂં એહ બ્રહ્મા આવ્યા છઇ સ્વયંદેહ ।
સકલ લોક ઉદ્ધરિવા કાજિ દરશનિ તવનિ દેઇ સમ્રાજ ॥ ૩૩૬

સુલસા ચિંતઇ મનસિઉં હસિઉં કપટ હુઇ કેહકનઉં જિસિઉં ।
શ્રીજિન વિના ન માનઉં કેહ જાં જગમાંહિં ધરું એ દેહ ॥ ૩૩૭

વલતું પાડોસિણિનઇ કહઇ અહો બાઈ જુ આજ તઉં રહઇ ।
કરિવઉં છઇ ગ્રહિધરનૂં કાજ નિવરી નહીં આવું કિમ આજ ॥ ૩૩૮

'દિન પૂરઉ જોઈ ઇમ વાટ દીસઇ લોક તણા બહુ થાટ ।
એક ન દીઠી સુલસા સતી જેહનઉ યશ બોલઇ જગપતી ॥ ૩૩૯

વલી અંબડ મનિસિઉં શ્રીતવઇ વિષ્ણુરૂપ નીપાઉં હવઇ ।
પહિલઉં રૂપ સંવરી કરી થિઉ અદષ્ટિ વલિ આવિઉ ફિરી ॥ ૩૪૦

નીપાયું નારાયણ રૂપ સ્યામ શરીરિ સુંદર સ્વરૂપ ।
મસ્તકિ મુકુટ તિલકસોહે ભાલિ કુંડલ કાનિ નેત્ર સુવિશાલ ॥ ૩૪૧

કૌસ્તુભ ગલઇ લલઈ વનમાલ હાથિગદા ચક્ર કરવાલ ।
શીખ સ્યમંતક મણિ છઇ બાંહિ અંગદ કંકણ ઊપઇ હાહિ ॥ ૩૪૨

ધનુષ સારંગ વંશલી વાય પીતાંબરિ બહુ શોભિતકાય ।
અર્દ્ધંગઈ રહી દેવી રમા અક્રૂર ઉદ્ધવ છઇ બિહું ગમા ॥ ૩૪૩

અનિરુદ્ધ અંગિઇ ઉલગ કરઇ નારદ તુંબર જય ઉચ્ચરઇ ।
ખેલઇ રાસ ગોપ અંગના ઘણુ ઘુઘ્ઘર ઘમકઇ પાયના ॥ ૩૪૪

બિહું ગોપી વચિ વચિ હરિરૂપ ખેલઇ સોલસહસ સિઉં ભૂપ ।
રાસ રમંતા ષષઇ જન્ન મોહિયાં ભગત તણાં સવિ મન ॥ ૩૪૫

તેહ વાત નગરિ વિસ્તરી હરિ જોઇવા ઊલટી પુરી ।
વલિ સુલસાનઇ તેડઇ સહી જાણી કપટ ગઈ તિહાં નહીં ॥ ૩૪૬

અહોરાત્તિ હરિ યાત્રા હૂઈ પછઇ વિષ્ણુકામિ ગ્યા વહી ।
વલી દિવસ ત્રીજઉ વિસ્તરઇ પ્રગટરૂપ શંકરનઉં ધરઇ ॥ ૩૪૭

આવી રહ્યા અવર વનમાંહિં લોક મિલી નિરખવા જાઈ ।
દેખઇ મહાદેવનઇ ઘણુઉં સૂર્યકાંત પરિ તનુ તેહતણુઉં ॥ ૩૪૮

પિંગલ જટા વિચિ ગંગ સહસ ફણ શિરિ શેષ ઉત્તંગ ।
ત્રિણ્ણ નેત્ર લલાટિ ચંદ્રમા ભસ્મિઇ લેપિઉ સર્વાંતમા ॥ ૩૪૯

સર્પાભરણ કાલ વિષ કંઠિ મુંડમાલ સહ મેખલ કંઠિ ।
કરિ પિનાક ખડ્વંગ ત્રિશૂલ પરશુ કપાલ ચર્મ ગજચૂલ ॥ ૩૫૦

વૃષ વાહન નિધિ સેવઇ પાસિ અર્દ્ધંગિ ઉમા રહિઇ વાસિ ।

નૂપુર ઘૂઘર ઘમકઇ પાય ભૂત પિશાચ પ્રેત સમવાય ॥ ૩૫૧

નંદિ ચંદિ ભૃંગી કંગાલ પાર્ષદ પ્રમથગણ સિઉ વેતાલ ।
ગણપતિ કાર્તિકેય પરિવાર અકલરૂપ ઈશ અવતાર ॥ ૩૫૨

નિરખઇ સહૂ બાલ ગોપાલ પ્રજાલોક આવઇ ભૂપાલ ।
અટ્ટહાસ સિઉ નાટક રંગિ મંડઇ તિહાં અપત્સરા સંગિ ॥ ૩૫૩

રંગભૂમિ પાઉ તવ દીઉ નરમોહન નાટક વર કીઉ ।
આવિઉ નગરજન જોવા સહૂ સુલસા સખીએ તેડી બહૂ ॥ ૩૫૪

જાણી કામ લીઉ નિજ હાથિ ઊનર કીઉ ન ચાલી સાથિ ।
સારુ દિન ઇમ જોયૂં રહી તુહઇ સુલસા દીઠી નહીં ॥ ૩૫૫

તઉ અંબડ ચિંતવઇ એમ હવઇ પારખૂં કાઢઉ કેમ ।
જિન ધર્મની એહનઇ વાસના બીજી પરિ ન નાવઇ આસના ॥ ૩૫૬

વિમાસી ગિયુ અંતરિ થઈ ચઉથઇ દિનિ વલિ આવિઉ વહી ।
ધરી રૂપ તીર્થંકર તણુઉ પીચવીસમુ આડંબરિ ઘણુઉ ॥ ૩૫૭

ભાવદેવ તીર્થંકર નામ સમોસરણ પ્રગટિઉ અભિરામ ।
હેમરૂપ રયણમય ત્રણિ ઊંચા ગઢ ચિહુ પોલે વર્ણિ ॥ ૩૫૮

મણિમય સિંહાસન ત્રય છત્ર શિરિઅશોક ચામર સુપવિત્ર ।
દિઈ ઉપદેશ સભા સવિ સુણઇ દેવ દૈત્ય નર જય જય જય ભણઈ ॥ ૩૫૯

વ્યોમ માગિ દુંદુભિ ગડઅડઇ પુષ્પ વૃષ્ટિ ધર ઊપરિ પડઇ ।
દેષઇ આવંતી દેવાંગના પૂરી ઇંદ્રજાલ મંડના ॥ ૩૬૦

જ્ઞાની આવ્યા જાણી લોક સવિ આવઇ મૂકી મદશોક ।
ભાવ ન ભાવઇ પૂજા કરઇ શત્રુ મિત્ર સમ લાચન ધરઇ ॥ ૩૬૧

સખી મિલી સુલસા તેડિવા આવઉ હિવ જિનજી વાંદિવા ।
ભાવ દેવ તીર્થંકર દેવ વનિ આવ્યા સુર સારઇં સેવ ॥ ૩૬૨

ત્રિગડામાહિ દેઈ દેશના મોહ્યા દર્શનિ જન આસના ।
જઉ તુહ્મે આવઉ કરુ પ્રણામ તઉ જાણીઇ સવિ કીધ્યાં કામ ॥ ૩૬૩

સુલસાઇ મનિ જાણિઉ કપટ જિન પંચ વિશમ એ ઊતટ ।
આગઇ નવિ કીઉ નવિ હસઇ એ સવિ ધૂર્ત ચિહ્ન મનિ વસઇ ॥ ૩૬૪

સખિનઇ કહિઉં જાઉ સવિ તુહ્મે ઘરને કામિ વિલૂધ્યાં અહ્મે ।
વલી જાણીસઇ આગલી વાત તિહાથુ ગયુ સહિયર સાવિ સાથ ॥ ૩૬૫

આરા દિન લગઇ જોયું સહૂ નવિ સુલસા દીઠી કુલવહૂ ।
સાચઉ કહિઉં જિનેંદ્રઇ જિસિઉં તેમઈ દષ્ટિઈ દીઠઉં તિસિઉં ॥ ૩૬૬

દિન એકનઉ વલી અંતર કરી આવિઉ સુલસા ઘરિ તે ફિરી ।
તાપસ રૂપઇ અંબડ તિહાં આવી ઊભઉ સુલસા છઇ જિહાં ॥ ૩૬૭

તવ સુલસા જિન પૂજા કરઇ આગલિ દાસી ઉલગ ધરઇ ।
દીઠઉ સંન્યાસી અંગણઇ સુલસાનિઉ જોડી તવ ભણઇ ॥ ૩૬૮

એ ભગવાન ભિક્ષા દીજઈ ઇમ સુલસાનૂં અનુમત લીજઈ ।
ભિક્ષા લેઈ મુનિનઇ જવ દીઇ તે કુબજા કરથી નવિ લીઈ ॥ ૩૬૯

પૂછઇ દાસિ કા લિઇ નહીં અન્ન તવ સંન્યાસી કહઇ વચન ।
એક કૂબડી વલી તું દાસિ મહા અમોચ આવી મુઝ પાસિ ॥ ૩૭૦

અહ્મે નીચના હાથનઉં અન્ન નવિ લિઉં લાખ મિલઇ જઇ જન ।
તાહરી ઠકુરાણી જઉ દેઈ તઉ ભિક્ષા લિઉં આણુઇ ગેહિ ॥ ૩૭૧

દાસી કહઇ સ્વામિનિ મુઝ તણી છાંડી ભક્તિ બીજ તુઝ ભણી ।
સહી દેવા આવેસઈ તુજ્ઝ કપટ વચન એ ન ગમઇ મુજ્ઝ ॥ ૩૭૨

ઇક ભિક્ષાચર ઊન્હા જિમુ એ આચાર નહી તુઝ સમુ ।
અભિમાનીનઈ ભિક્ષા ભમઇ ચાલઇ તિમ તૂં આપમનિ ગમઇ ॥ ૩૭૩

સુણી તાપસઇ ક્રોધ તવ ધરિઉ મુષ્ટિ પ્રહાર દાસિનઇ કરિઉ ॥

ચમત્કાર દાખિવા કામ વાગઉ પૂબક વાંસઈ તામ ॥ ૩૭૪

તવ કુબજ ઇમ દાસિનઉં ટલિઉં પૂરવ જન્મ પુણ્ય તસ ફલિઉં ।
સુંદરરૂપ થયું તતકાલ નવયૌવના હુઈ તવ બાલ ॥ ૩૭૫

બીજાથુ઼ી ઘરમાહિં ગઈ કહી વાત કુલીવાઇતિ થઈ ।
સુલસા આગલિ હુઈ જે કથા સ્વામિનિ જાણિએ દેવ સર્વથા ॥ ૩૭૬

મહા સિદ્ધ પુરૂષ છઇ કોય માહરા અંગભણી તું જોય ।
એહ કલ્પવૃક્ષ અંગણઇ આવિઉ સ્વયં દેહિ આપણઇ ॥ ૩૭૭

નહીં આપણે ઘરે સંતાન એહની ભક્તિ કરી બહુમાન ।
જઉ માગઉ તુ પામુ પૂત્ર જિમ આપણઉં રહઇ ઘરસૂત્ર ॥ ૩૭૮

વલતું સુલસા તેહ પ્રતિ વદઇ એ નિશ્ચય આણે તું હદવિ ।
તાહરું અશુભ કર્મ જઉ ટલિઉં ગડદઉ શુભિ આવિઉ એ મિલિઉં ॥ ૩૭૯

માહરા અંતરાય ક્ષય હસઇ તવ આપણઇ પુત્ર આવિસઇ ।
કર્મ ઊપરુ સબલ નવિ હોય દાનવ માનવ દેવ ન કોય ॥ ૩૮૦

સંન્યાસીઇ સુણી એ વાચ એહની ધર્મ તણી જે ખ્યાત ।
સંસી સમક્તિથી નવિ ટલઇ ઇંદ્ર ઉપેંદ્ર સુરાસુર મિલઇ ॥ ૩૮૧

ચિંતી મનિ અંબડ આપણઇ શ્રાવક રૂપિ આડંબરિ ઘણઇ ।
નિસ્સહી ઇમ ઉચ્ચરતુ તિહાં ગયુ પાસિ સુલસા છઇ જિહાં ॥ ૩૮૨

ઇચ્છાકારિ વાંદૂ ઇમ કહઇ સુલસા સાહીં ઊભી રહઇ ।
વલતુ અંબડ વંદઇ સતી પૂછી સમાધિ અછઇ ગુણવતી ॥ ૩૮૩

સુલસા વદઇ તુમ્હે કુણ વીર હૂં અંબડ વિદ્યાધર ધીર ॥
કિસઇ કાજિ પધારિયા દેવ અંબડ વળતું બોલઇ હેવ ॥ ૩૮૪

તું મહાસતી શુદ્ધ ઇમ જાણિ જસ ગુણ બોલઇ જિનવર વાણિ ।
ધન્ય તુઝ સમ્યક્ત્વ વિચાર હેલાં જીતુ તઇ સંસાર ॥ ૩૮૫

તાહરી જિનઇ પ્રશંસા કરી મુઝ આજ્ઞા દીધી એ પરી ।
અંબડ સુલસા જોઉ વીર ધર્મિષ્ઠ દૃઢ કરિવા જિનવીર ॥ ૩૮૬

ઘરિં આવિઉ તુહ્મ પુરપાસિ સુલસા પરિખુ રહી વનવાસી ॥
પછઇ બ્રહ્મ વિષ્ણુ શિવ રૂપ દેખાડિઉ વલિ જિન સ્વરૂપ ॥ ૩૮૭

સટ્રો જિન જોવા નઇ મિલિઉં પણિ તાહરું ચિત્ર નવિ ચલિઉ ।
ધર્મ વિષઇ સુધઉ વિશ્વાસ નવિ લાગઇ કપટ ભ્રમ વાસ ॥ ૩૮૮

એકમનઉ સુલસાઇ લહિઉ ધર્મબંધુ શ્રાવક તું કહિઉ ।
સુણઉ સુગ એકમના સિદ્ધિ હોવઇ તે હુઇ જડ બુદ્ધિ ॥ ૩૮૯

સમી ભૂમિ જાતાં આપડઇ કરકડિ પદ તુ ભાંજી પડઇ ।
જે પણિ મેરુ ગિરિથી ગિરઇ કહુ કિમ તે આખુ ઊગરઇ ॥ ૩૯૦

તુ મહાભાગ આણિ સમ્યક્ત્વ જઇ તઇ જાણિઉ સુધઉ તત્ત્વ ।
સદગુરુ પરઇ તસ સમકિત દીઉ નિશ્ચલ ચિત્તઇં અંબડિઇં લીઉ ॥ ૩૯૧

સમકિત ધ્યાગી શ્રાવક હુઉ પૂછઇ ધર્મથી ન પડિઉ જૂઉ ।
ધરિ આવ્યો ગજસુખ યોગ વિલમઇ સવિ નાગીસિઉં ભોગ ॥ ૩૯૨

મનિ વઇરાગ વસિઉ ઇકવાર સુત મુઝનઇ સૂંપિઉ ઘરભાર ।
નારી બત્રીસઇ નઇ સજી ધર્મ ધ્યાન રહિઉ મન ભજી ॥ ૩૯૩

સેવક ગોરખ યોગિનિ તણુઉ તેહ ઊપરઇ પ્રેમ અતિ ઘણુઉ ।
તેહનઉ દર્શન શિષ્ય તે ધરઇ શ્રાવક ધર્મ ચિત્તસું કરઇ ॥ ૩૯૪

મત બાગઇ યદા ઉચ્ચરઇ શ્રીવીર સિઉં પ્રતિજ્ઞા કરઇ ।
સચિત્ત ગંગાજલ મોકલઉ કહિયા વિના લેવા નવિ વલૂં ॥ ૩૯૫

ગુરુ સાંનિધિઇ અગડ એ વહઇ અણહિઉ અદત્ત વસ્તુ નવિ ગ્રહઇ ।
દંડ કમંડલુ પીછી હાથિ ઠાપ્યા શિષ્ય સાતસઇં સાથિ ॥ ૩૯૬

એક વાર કંપિલપુર થિકી કરી પ્રતિજ્ઞા અણનીરકી ।

ચાલ્યા પુરિ મતાલપુર ભણી ગુરુ પ્રતિ વેલા ગ્રીષ્મઋતુ તણી ॥ ૩૯૭

વારિ કમીંવ પૂર્ગ તિહાં આવ્યા ગંગાતટ છઇ જિહાં ।
તરસઇ પીડિઉ સવિ પરિવાર દીઠઉ સવિ ગંગાજલ સાર ॥ ૩૯૮

કેહના કહ્યા વિના તે નીર લીઈ નહીં તે સાકસ ધીર ।
સતા તટિઈ સાયરા કરી જલ લિઉ નવિ વાણી ઉચ્ચારી ॥ ૩૯૯

માહોમાંહિં કહઇ તુહ્મે કહઉ ગંગાનીર પીવાનઇ મહઉ ।
તે સન્યાસી સહુ કહઇ ન કહું અહ્મે ભગવત હુઇ ॥ ૪૦૦

પ્રાણ ત્યાગિ ન મુકું ધર્મ્મ આપમુખિઈ કિમ કરુ વિકર્મ્મ ।
લીઉ નીર ઇમ કોઇ નહિ કહઈ તે ગંગાતટિ તરસ્યા રહઈ ॥ ૪૦૧

પછઇ કીઉ અનશન ઉચ્ચાર એકમનઉ સઘલઉ પરિવાર ।
પંચમ લોકિ મરિ તે ગયા એકાવતારી સાતસઈં હુઆ ॥ ૪૦૨

એમ્વાર નગરઉ ભવ લહી મુનિઈ જાસિઇ દીક્ષા મહી ।
ઉપારજિઉ અંબડિ જિનપણઉ ઊચાં કર્મ મોટાં નિધ ઘણું ॥ ૪૦૩

પછઈ એકવઈ કરઇ તપ સહુ મહા લબ્ધિ રૂપની સહૂ ।
ધરઇ બહુ રૂપ એકવઉ ચાર સુઉ ઘરિ સઇ લીઇ આહાર ॥ ૪૦૪

સુણિ પૂછઇ અંબડની જેહ બહૂ રહઈ મુઝ ઘરિ છઇ તેહ ।
સર્વવ્યાપી રૂપઇ ધરે નિહા જોયુ તિહા દીઠઉ ઘરે ॥ ૪૦૫

અતિ આશ્ચર્ય લોક મનિ ધરઇ મહાયની ઇમિ વર્ણ્ણન કરઇ ।
દેખી મહિમા રીઝયા જન જેમ કમનિ ભમરના મન ॥ ૪૦૬

દેખી લોક બહુ સેવક હૂઆ તાપસ થયા તે સાતસઈ જૂયા ।
મહાવીર તવ આવ્યા તિહા રહઇ અંબડ નગરીઇ જિહા ॥ ૪૦૭

લોક મુખિઇ ગૌતમ સાંભલી જિનનઇ પૂછઉ કૌતુક વલી ।
જઈ પૂછ્યા વીર જિન તામ શતરૂપી અંબડ યતિ નામ ॥ ૪૦૮

લોક કહઇ તે સાચી વાત કઇ જૂઠી સંશય કહુ તાત ।
વદઇ વીર એ સાચઉં જાણિ મહા તપ તણી લબધિ મનિ આણિ ॥ ૪૦૯

અંબડનઇ આગલિ ગતિ કિસી હોસિઇ કહુ વીર કહઇ હસી ।
માસ એક અનશન ઉચ્ચરી બ્રહ્મ લોકિ રહિસઇ અવતરી ॥ ૪૧૦

બ્રહ્મ લોકિ દશ સાગર આય સુષ ભોગી સુર તેણઇ ઠાય ।
તિહાંથુ જંબુ દીપિ અવતરી વલી પાલિસઇ સંયમ સિરી ॥ ૪૧૧

જે ચઉવીસી આવતી હસઇ હોસઇ બાવીસમઉ જિન તિસઇ ।
દેવ નામિ જિન અંબડ જીવ ભવિષ્ય બીજ જિન કહઇ સદેવ ॥ ૪૧૨

શ્રી જિન વીર કથા એ કહી ઉવવાઈ સૂત્રઇ તે ગ્રહી ।
એ પ્રરૂપણા સવિ ગણધરે કરી સદહી શ્રાવકિ ષરે ॥ ૪૧૩

તે અંબડ અનશન ઉચ્ચરી અંતકાલિ શુભ લેશ્યા ધરી ।
પંચમ દેવલોકિ ઇમ ગયુ દેવાંગનાસુખ ભોગી હુઉ ॥ ૪૧૪

તસ બત્રીસ નારિ ભર્त्तार તેણઇ વિયોગિ આકુલી અપાર ।
તે મુઝ માતર સ્વર્ગઇ ગઈ નારીનું જીવન પતિ સહી ॥ ૪૧૫

ભાગ્ય સમૂહ હતુ તે ગયુ હૂં નિર્ભાગ્યપણઇ આંહાં રહિઉ ।
રાજ્યસૌખ્ય મઇં સવિ નીગમિઉં લાછિ રહઇ ભાગ્યઇ ઇમ કહિઉં ॥ ૪૧૬

ભાગ્ય વિના લષિમી નવિ હોય વિણ અભ્યાસિ વિદ્યા મ મ જોય ।
વિણુ સંતોષ ન સુખ ઊપજઇ ઉપશમ વિના ન મોક્ષ સંપજઇ ॥ ૪૧૭

અષય ભંડાર મુઝનઇ સાંભરિઉ અનેક રત્ન દ્રવ્યઇ તે ભરિઉ ।
કિમ હૂં હવઇ દરિદ્ર ભોગવઉં તિહાં થુ ધન કાઢી વિદ્રવઉં ॥ ૪૧૮

ઇમ ચિંતી ધનગિરિ હૂં ગયુ જિહાં માતા મઇ તિહાં જઈ રહિઉ ।
ધરી ધ્યાન બલિ પૂજા કરી નિધિ ષણવાની ઇછા ધરી ॥ ૪૧૯

ધ્યાન કુંડિકા યોગિનિ તણી પાછી કરિ નિધિ લેવા ભણી ।

ઊઘાડિઉ મઈ નિધિ જેતલઈ માત બત્રીસ દીઠી તેતલઈ ॥ ૪૨૦

તવ રાજન મુઝ અચિરેજ ભયુ ૫૫ લાગી માતા પ્રતિ કહિઉ ।
મૂઆ પછી કિમ પામ્યુ દેહ આહાં ગ્યા મિઉ કહુ સંદેહ ॥ ૪૨૧

ચંદ્રાવતી બોલી મુઝ માત મની વ્યંતરી થઈ સવિ જાત ।
પતિ સિંહાસનિ મોહ જ વતી થઇ પૂતલી રહી સવિ સતી ॥ ૪૨૨

આહાં આવિઉ પુત્ર મઈં કાજિ તે કહઇ અહાનઇ તું મ મ લાજિ ।
ખોહિઉ રાજ દ્રવ્ય સવિ ગયું આહાં ધન લેવાનઈ આવીઉ ॥ ૪૨૩

વનતી મધની બોલી માત તાહરુ ભાગ્ય નથી સુણિ તાત ।
ભાગ્ય વિના નવિ લહીઇ ધન્ન જાઉ ઘરિ થિર રાખઉ મન્ન ॥ ૪૨૪

ભાગ્ય ભોગ્યતા નહી તુઝ કર્મ્મ તુહનઇ સ્વસ્તિ હુજ્યો બહુ શર્મ્મ ।
પછઇ નમી માતાના પાય આવિઉ બાહિરિ રહિઉ તસ મઠા ॥ ૪૨૫

લેઈ આશીશ દાઢિઉ ભંડાર ઊપરિ ધરી કુંડિકા બાર ।
પાછઇ ઘરિ આવી ચિંતવિઉ ધન લેવા હું મતિ કેલવઉ ॥ ૪૨૬

ભાગ્યવંત નર આગલિ કરી કાઢઉ ધન હિવ એ પરિ ખરી ।
બીજી પરઇ ન આવઇ હાથિ ભાગ્ય તણઇ વશિ સઘલી આથિ ॥ ૪૨૭

તે માટઇ આહા આ યુ આજ તૂ છઇ ભાગ્યધણી મહારાજ ।
મઈ જાણુઉ દીઠઉ ભંડાર કરુ વિચારી જે હુઇ સાર ॥ ૪૨૮

વિક્રમસિંહ સુણી એ વાત કુરબક સહિત લેઈ સહૂ સાથ ।
ધનગિરિ ગયા યોગિની હાહિ કોશ દખાડિઉ ધન જે માંહિં ॥ ૪૨૯

ઊપરિ ધ્યાન કુંડિકા ધરી જેતલઇ તે નેઈ પાછી કરી ।
તવ અનાહત શબ્દ નીસરિઉ તુહ્મે હો જૂઠ પ્રયાસ કાં કરિઉ ॥ ૪૩૦

ઊજેણીઈં વિક્રમ નૃપ હસઇ એ ભંડાર તેહ વિનસઈ ।
એહવઉ ભાગ્ય ધણી નહી કોય બીજઉ જે ધન વિનસઇ લોઇ ॥ ૪૩૧

એ સવિ વાત જાણિવી સાચ એહવી હુઈ દેવતા વાચ ।
સણી વાણિ પાછઉ નૃપ જાય વિક્રમસિંહ આવિઉ નિજ ઠાય ॥ ૪૩૨

છીવન વૃત્તિ કુરબકનઇ કરી કીઉ સુખ પ્રેમ મનિ ધરી ।
દુર્બલનઉં બલરાજા જાણી એકઠ અછઇ શાસ્ત્રની વાણિ ॥ ૪૩૩

જૈ વિજયી ઊજેણી ઠાય હૂઉ સાહસી વિક્રમરાય ।
તૂઠઉ જામ અગ્નિ વેતાલ સોવનપુરસઉ દીધ વિશાલ ॥ ૪૩૪

મણિમય સિંહાસન પૂતલી બત્રીસઈ જટિત તે વલી ।
આપિઉ પાટિ બઇ સિરાકાજિ કરી ભેટિવે તાલઇ રાજિ ॥ ૪૩૫

ઊપરિ વિક્રમાદિત્ય તે રાય બઈઠઉ મસ્તક છત્ર ધરાય ।
પંચદંડ છત્રનૂં નામ રિદ્ધિસિદ્ધિ દાયક જય ઠામ ॥ ૪૩૬

તેણઇ પૃથિવી ઊરણ કરી આજ લગઇ રહિઉ તે ચરી ।
સંવત્સર આંક તેહતણઉ ચાલિઉ સયલ દેશિ છઇ ઘણઉં ॥ ૪૩૭

વિક્રમ પછી ભૂમિ ગત કરિઉ તે પીઠ ભોજ વારઇ નીસરિઉ ।
સિંહાસનિ બઇ સણિસજદ્દઉ પૂતલીએ વારિઉતઉ રહિઉ ॥ ૪૩૮

પૂતલીએ વિક્રમરાયના સુગુણતણી કીધી વર્ણના
કથા બત્રીસઈ પૂરી હુઇ પછઇ પીઠ અદશ થિઈ જઇ ॥ ૪૩૯

એ બત્રીસ પૂતલી ચરિત્ર જે સિંહાસનિ હતી વિચિત્ર ।
આદિ થિકી જાણિવી કથા વિદ્દુષે કહી પ્રથમ સર્વથા ॥ ૪૪૦

ઇમ શ્રી ગોરખ યોગિનિતણી પામી કૃપા અંબડઇ ઘણી ।
હુઉ સિદ્ધિ ક્ષિત્રી તેણઇ સાત કરિયા આદેશ વિશ્વ વિખ્યાત ॥ ૪૪૧

વ । એહ અંબડ એહ અંમડ સાત આદેશ ।
ફ્લ શત શર્કર વૃક્ષનૂ અંધ્યારી યોગી વખાણઉ ।
વિમલ રત્નહાર જ સુગુણ વલી નવલખી માંકડી જાણઉ ।

રવિ ચંદ્ર દીપક સરવ અરથ જ શેખર દંડ ।
મુકુટમાહિં પછે વડઉ એ સવિ કીયા અખંડ ॥ ૪૪૨

સુ । એ ચિત્ર રૂપ આગઈ નવિ હુઆ હોસ્યઈ નહીં તે કીયા જૂજૂઆ ।
સીખ્યા જે જે વિકટ ઉપાય તે સવિ સત્ત્વતણ‌ઉ મહિમાય ॥ ૪૪૩

સુવિહિત ગચ્છ આગમીયા નામ વિડાર્યથી પાટનઉં ઠામ ।
તે અણહિલપુર પટ્ટણ પાસિ ગુર્જર દેશિ મધ્યનઇ વાસિ ॥ ૪૪૪

શ્રીમુનિ રત્નસૂરિ ગચ્છ ધણી આનંદરત્નસૂરિ પદિ ગુણી ।
જ્ઞાન રત્ન ગુરુ ગણ શૃંગાર ઉદય સાગર વાચક પરિવારિ ॥ ૪૪૫

તાસ પટ્ટિ મંગલમાણિક્ય વાચક વિદ્યારસિ ચાણિક્ય ।
પંડિત આગલિ તે મતિમંદ ભાનુભટ્ટ ગુરુ વિદ્યાવૃંદ ॥ ૪૪૬

રચી ચઉપઈ તાસ પ્રસાદ અંબડકથાતણ‌ઉ અનુવાદ ।
બાડઉજ્ય સુત દરીયાતણ‌ઉ કીધ‌ઉ સાભલિવા ધપ ઘણ‌ઉ ॥ ૪૪૭

શિષ્ય સાધુ વાંચિવા કાજિ ભણિવા સજ્જનતણી સમાજિ ।
ઊમાહઉ અંગઇ અતિ ધરી ગુરુ કવિ સંત ચરણ અણુસરી ॥ ૪૪૮

ગદ્યબંધ ચઉપઇ નઇ બંધિ કીધ‌ઉ મિલી નવે સંબંધિ ।
ઊછઉ અધિક કહિઉ મઇ જેહ શુદ્ધ કરુ સંત ગુરુ તેહ ॥ ૪૪૯

સાત આદેશે અંબડ પર્વ દૂહા ચુપઈ વસ્તુ થઈ સર્વ ।
શ્લોક સહિત સંખ્યઇ સહી બાવીસસઇ સવા તે હૂઈ ॥ ૪૫૦

ત્રિસઇ ચઉરાસી પ્રથમાદેશ બીજઇ ત્રિસઇ અડસઠિ અસેસ ।*

---

*ભ પ્રત (૨૦૦ પાનાં ૧૦૦ પાન એટલે ફોલિયોના અંત) એટલા લગીની જ છે. પાનું ૨૦૧લુ ફોલિયો ૧૦૧ મુ ખોવાયું છે એટલે ૪૫૧મી કડીના ઉત્તરાર્ધથી જે ઉપર આપ્યો છે તે ગ્રંથ ભાગ સ પ્રતમાંથી ઉતાર્યો છે.

સિસિ વ્યાસી ત્રીજઇ જાણિ ચઉથઈ ત્રણિ સઇ છક વખાણિ ॥ ૪૫૧

ત્રણિ સઈ પાંત્રીસ પંચમઇ જોઇ છટ્ઠઇ બિસઇ બ્યાસી હોઈ ।
ચઉસઈ પંચમઈ સાતમઈ ચઉપઇ સાત આદેસે સવઈ ॥ ૪૫૨

સંવત સોલ ઉગણચ્યાલીસ કાર્તિક સુદિ તેરસિના દીસ ।
સિદ્ધિ યોગ નક્ષત્ર અશ્વિની અંબડરાસ ચઉપઇ નીપની ॥ ૪૫૩

ભણતાં બુદ્ધિ સરીરિઇ જોય બુદ્ધિયિકઈ સિદ્ધ સવિ હોય ।
સિદ્ધિઈ દેવધર્મ ગુરુ ભક્તિ ગુરુભક્તિથી પામીઈ મુક્તિ ॥ ૪૫૪

નવ રસમય અંબડરાયની શ્રોતા વક્તા જન પાવની ।
વીર કથા ભાવિ જે કહિઈ ચારિ પદારથ સહિજઇ લહઇ ॥ ૪૫૫

જાં રહઈ અંબર અવની ચંદ જાં રવિ તારા ગિરિ ઇંદ ।
સાગર સેષ દ્વીપનઉ વાસ તાં લગિ રહુ એ કથાપ્રકાશ ॥ ૪૫૬

શીજેણીઇ રહી ચઉમાસિ કથા રચી એ શાસ્ત્ર વિમાસિ ।
વિનોદ બુદ્ધિ વીરરસ વાત પંડિત રસિકમાંહિં વિખ્યાત ॥ ૪૫૭

ભટીખાન નિજ્જામ પસાય વિદ્યાભણી ભાનુભટ્ટ પાય ।
મિત્ર લાડજી સુણિવા કાજિ વાંચી કથા વિડાલંબી રાજિ ॥ ૪૫૮

કહઇ વાચક મંગલમાણિક્ય અંબડ કથા રસિ આધિક્ય ।
તે ગુરુ કૃપા તણુઉ આદેસ પૂરા સાત હૂઆ આદેસ ॥ ૪૫૯

( ભનો ઈતિલેખ ) ઈતિશ્રી મુનિરત્નસૂરિ વિરચિતે શ્રીગોરક્ષયોગિનિદત્ત સપ્તાદેસ અંબડકથાનકે ચતુષ્પદિકા સંપૂર્ણઃ ।

## શબ્દકોશ

[ શબ્દની સાથે નોંધેલા અંકોમાંનો પહેલો અંક આદેશ અને બીજા અંક એ આદેશમાંની કડીની સંખ્યા સૂચવે છે. ]

અઉઠ — સાડા ત્રણ, ૩-૧૩૯
અડાગર — એક પ્રકારનાં પાન, ૩-૧૦૩, ૬-૨૧૬.
અર્ડૂ — અરીણુ, ૨-૨૫
અભિધ્યાન — અભિધાન, નામ, ૧-૧૦૩
અરહું પરહું — આમ તેમ, અરુંપરું, ૧-૨૨૮
અલૂક — ઊલૂક, ઘુવડ, ૬-૧૭૧
અવદાત — વૃત્તાન્ત, ૧-૧૮૦, ૬-૧૧૦
અસંભમ — અસંભવ, ૩-૧૦૫
અંજુલિ — અંજલિ, ૭-૨૫૫
અંતેઉર — અંતઃપુર, રાણીઓ, ૧-૨૬, ૨-૮૫
અંતેઉરિ — અંતઃપુરમાં, ૨-૧૫૫
અંતેઉરી — રાણી, ૪-૮૧
આથ — અર્થ, સમૃદ્ધિ, ૪-૨૦૬
આથિ — અર્થ, ધન, ૧-૪૩, ૧-૧૦૫, ૨-૨૫૨
આધ્યાર — આધાર, ૧-૧૭૫
આધ્યારિ — આધાર, ૧-૧૦૩
આફુણી — પોતાની મેળે, ૨-૨૨૨
આલિ — શંક્તિ, ૧-૧૫૪
આહેડી — શિકારી, ૪-૧૭૩

| | |
|---|---|
| ઈતિ | અતિ, ૧-૨૦૧ |
| ઉપાણઉ | કોયડો, ૪-૨૧૬, જુઓ ઊખાણઉ |
| ઉડવઉં | ઉટજ, ઝૂંપડું, ૪-૧૦૬ |
| ઉમાહ | ઉત્સાહ, ઉમંગ, ૨-૨૨૪ |
| ઉરડી | ઓરડી, ૪-૨૦૫ |
| ઉલગ | સેવા, ૩ ૩૧૯-૩૩૩-૩૪૪, ૫ ૧૩૧ |
| ઉલગૂ | સેવક,૫-૮૭ |
| ઉલપતિ | ગુપ્તતા, છૂપી વાત, ૩-૯૪, ૪-૨૧૨ |
| ઉલવઈ | છુપાવે, ૪-૨૧૬ જુઓ ઊલવઈ |
| ઉલંભઉ | ઉપાલંભ, ઠપકો, ૧-૧૬૮ |
| ઉસર | સમારભ, અવસર, ૫-૨૨૪ જુઓ ઊસરઈ |
| ઊખાણઉ | કહેવત, ૫-૧૦૯ જુઓ ઉપાણઉ |
| ઊછઉં | ઓછું, ૭-૪૪૯ |
| ઊછલઈ | ફરકે છે, ૪-૨૦૫ |
| ઊજમ | ઉદ્યમ, ૧-૩૭ |
| ઊજાઈ | દોડે, ૬-૪૩ |
| ઊજાય | દોડે, ૬-૪૯ |
| ઊદાલઈ | ફેંકી દે, ૧-૯૩ |
| ઊદાલી | ઝૂંટવી, ૪-૨૮૯ |
| ઊમાહ | ઉત્સાહ, ૨-૯૧. ઊમાહઉ ૭-૪૪૮ |
| ઊરણ | અનૃણ, ઋણવિનાનું, ૫-૩, ૭ ૪૩૭ |
| ઊલવઈ | સંતાડે, છુપાવે, ૬-૧૭૧. જુઓ ઉલવઈ |
| ઊવલઈ | દૂર થાય, ૫-૧૫૮ |
| ઊસરઈ | સમારંભમાં, અવસરમાં, ૫-૨૨૪. જુઓ ઉસર |

| | |
|---|---|
| ઊહુટઈ | દૂર જાય, ૩-૨૬૩ |
| ઊંડાં | મ્હેણાં, ૧-૨૩૦-૨૬૭ |
| કજ | કમલ, ૫-૬ |
| કનક | ધંતુરો,૨-૨૫ |
| કલ્યાવંત | કલાવંત, ૫-૧૮૧ |
| કાકર | કાંકરો, ૨-૬૦ |
| કાણિ | ચિન્તા ૪-૧૦૮ |
| કાલિટિ | કાળાશ, ૩-૧૬૦ |
| કિવ્હારિ | ક્યારે, કેવારે, ૭-૨૩૪ |
| કુમલાઈ | કરમાય, ૧-૬૮૩. |
| કુંચ | દાઢી, ૫-૨૦૮-૨૧૨. |
| કેલવણિ | સંસ્કાર્યું, ૭-૪૨૬. |
| કોટીધજ | કરોડના માલિક તરીકેની સૂચક ધજા પોતાના મકાન ઊપર બાંધનારા, ૩-૧૨૪-૧૬૭. |
| કોડા કોડિ | કોટાકોટિ, એક કરોડને એક કરોડે ગુણિએ તે સંખ્યા,૭-૧૬૦ |
| કંમ | ચરણ, ૧-૮ |
| ખઉલી | ખોળી, શોધ કરી, ૬-૧૩૩ |
| ખડાપલી | નાનો કુંડ, ૭-૧૧ |
| ખપ | ઈચ્છા, ૫-૪૩ |
| ખાસર | ખાસડું, ૨-૫૫ |
| ખીંપ | હરકત, ૨-૨૧૧ |
| ખેલા | ખેલ (નાટકના), ૩-૬૩ |
| ખેલી | ખેલી (નાટકની), 'ખેલ'ની નારીજાતિ, ૩-૬૩ |

| | |
|---|---|
| ગદ્દઉ | ગદ્દો (પ્રહાર), ૭-૨૭૯ |
| ગય | ગજ, હાથી, ૧-૨૬ |
| ગવાક્ષુ | ગવાક્ષો, સરસામાનનો પોટલો, ૫-૨૦૭ |
| ગારૂડી | ગારુડી, ૫-૧૭૫. |
| ગુરુડ | ગરુડ, ૧-૧૭૫. |
| ગુખ | ગોખ, ૧-૧૩૭ |
| ગુઝ | ગુહ્ય, ગુપ્ત વાત, ૭-૨૭૭ |
| ઘઈસિઈં | પેસથી, ૪-૫૮ |
| ઘરટ્ટ | ઘંટી, ૪-૨૨ |
| ઘાલિઉં | ઘેનમાં પડ્યો, ૧-૨૫૬ |
| ચક્કવઈ | ચક્રવર્તી, ૨-૧૯૮ |
| ચરી | ચરિત, ૧-૧૬૮ |
| ચાકુલઉ- | ચાકળો, ૧-૨૩૮ |
| ચાટ્ટ | ચાટવો, ૪-૫૮ |
| ચાહિ | ચાહે છે, ૪-૨૮૫ |
| ચિડી | ચકલી, ૨-૫૮ |
| છપઈ | છૂપે, ૪-૨૧૬ |
| છળઈ | અટકાવે છે, ૩-૧૧૭ |
| છય | છે, ૪-૨૪૧ |
| છાલી | બકરી, ૪-૨૧૧ |
| છેહ | ખોટ, ૨-૨૩ |
| જમલઉ | પાસે, ૨-૫૪ |
| જલસપ | જલસર્પ, ૫-૫૪ |
| જવરાઈ | જવાય, ૩-૩૦ |

| | |
|---|---|
| જાજરી | જર્જરિતા, ૭-૧૭૬ |
| જિહુવારિ | જે વારે, જ્યારે, ૭-૨૩૪ |
| જીપઈ | જીતે,૧-૯૮ |
| જીપણ | જીત, ૧-૧૪૯ |
| જીપણહાર | જીતનાર, ૧-૫ |
| જુલિ | જળમા, ૨૯ |
| જે ડિવા | વિધ્વંસ કરવા, ૬-૧૨૭ |
| ટકોલ | તમાશો, ૨-૧૨૧ |
| ઠેણુકઉ | ઊંધનું ઝોકું, ૪-૫૩-૫૬ |
| ડૂંબ | અંત્યજ, ૪૯૦ |
| તલાર | કોટવાલ, ૫-૧૭૩ |
| તવન | સ્તવન, ૭-૧૯૩ |
| તાવડ | તડકો, ૧-૭૭ |
| ત્રિણ્ | ત્રણેય, ૧-૧ |
| ત્રસ | તરસ, ૨-૧૮૦ |
| તહુમચઉ | તમારો, ૬ ૨૨૮ |
| થઈયાર | રાજાને તાજુલ આપનારો, સ્થગીધર, ૫ ૧૭૩ |
| થાકઈ | બાકી, ૫-૨૦૨ |
| થાહરિ | સ્થાને, ૧-૨૬૭ |
| દસાહીઈ | દસૈયામા, લગ્ન પછી જમાઈને સાસરે જમવા તેડે તેમા ૨-૯૨ |
| દાધ | દાહ, ૫ ૨૯૦ |
| દાલિદ | દારિદ્ય, ૨-૨૦૩, |
| દેવકઉં નામ પત્તન | દેવનું પાટણ, પ્રભાસ પાટણ, ૫ ૮ |

| | |
|---|---|
| દેવક પટ્ટણિ | પ્રભાસ પાટણમાં, ૫-૧૧૯ |
| દેવકા પટ્ટણ | પ્રભાસ પાટણ, ૫-૨૧ |
| દેવારી | દેવરાવી, ૨-૨૩૭ |
| દ્રામ | દ્રમ્મ, ધન, ૧-૨૪૯. |
| ધૂઆ | પુત્રી, ૬-૨૩૮. |
| ધુનિ | ધ્વનિ, ધૂન, ૭-૩૩૧. |
| ધ્યાત | ધાતુ, પ્રકૃતિ, હકીકત, ૨-૫૩-૭૪, ૩-૨૧૧ |
| ધ્યાતુ | ધાતુ, ૧-૩૨. |
| નઘુષ | નહુષરાજા, ૪-૯૧. |
| નટમાઝિ | નટોની વચમાં, ૩-૬૫. |
| નટાવઈ | નટવાએ, નટે, ૩-૮૮, ૫-૨૦૪. |
| નટાવઉં | નટવો, ૫-૨૫૫ |
| નટાવીનઈ | નર્તિકાને, ૫-૧૯૯ |
| નતિ | નિત્ય, ૧-૫૪ |
| નપુંસ | નપુંસક, ૨-૯૨. |
| નવુંસક | નપુંસક, ૨-૯૧. |
| નાચ | નૃત્ય, ૫-૨૦૯. |
| નાટક | નૃત્યસમરંગ, ૧-૧૧૭, ૩-૬૧-૬૨-૬૪-૬૬-૬૭-૭૦-૭૪-૭૭-૮૪-૮૬-૮૮-૯૦-૯૨; ૩-૧૭૨; ૫-૧૭૮-૧૮૫-૧૮૯-૨૧૦-૨૨૯-૨૫૪; ૭-૧૦૭-૧૧૦-૧૮૮-૧૯૦-૧૯૩-૨૦૫-૨૩૩-૨૨૭-૩૫૩-૩૫૪ |
| નાટકરસ | નૃત્યરસ, ૫-૧૮૪. |
| નાટકિ | નાટક કરનાર, નટ, ૫-૧૯૮. |
| નાટકિણી | નટી, ૫-૧૮૪-૨૦૪-૨૧૨. |

| | |
|---|---|
| પાપલઈ | આસપાસ, ૪-૧૩૨. |
| પાત્ર | નટ, ૫-૧૮૦-૧૮૧. |
| પાત્ર | નર્તિકા, ૭-૧૮૮. |
| પાયાલિ | પાતાળમાં, ૭-૨૨૭. |
| પાવસિ | ચોમાસામાં, ૨-૧૮૦. |
| પાસિથુ | પાસેથી, ૭-૨૭૯. |
| પીયાણે | પ્રયાણથી, કૂચ કરતા, ૨-૮૪, ૨-૧૦૮. |
| પુચ્યા | પહોંચ્યા, ૨-૨૧૨ |
| પુંતાર | હાથીના મહાવત, ૫-૧૭૩. |
| પુંહુક | પહોંક, ૧-૨૬૮. |
| પૂગી | પહોંચી, ૨-૬૫. |
| પેપણઉં | પેખણું, તમાસો, ૨-૨૫૫. |
| પેધ્યારુ | પધારો, ૪-૧૪૪. |
| પ્રતિખિ | પ્રતીક્ષા, ૫-૧૭. |
| પ્રધ્યાન | પ્રધાન, ૨-૪૭, ૫૦-૫૧. |
| પ્રાણીયલ | પ્રાણિકુલ, પ્રાણીઓનો સમૂહ, ૨-૧૯૦. |
| ફાર | પુષ્કળ, ૫-૫૫. |
| ફૂલબડૂ | ફૂલ ચુંટનાર બટુક, ૪-૭૮-૧૪૩. |
| બકારું | બકાવવાની–બોળવવાની વાત, ૪-૨૧૭. |
| બહિનરિ | બહેને, ૨-૧૯૬. |
| બૂઢ | મૂર્ખ, ૩-૨૩૪-૨૭૩. |
| ભમહિ | ભમર, ૧-૮૬. |
| ભામણા | ઓવારણાં, ૨-૨૬૩. |

| | |
|---|---|
| ભાવઠિ | દુઃખ, ૧-૯૨. |
| ભિલઈ | ભળે છે, મળે છે, ૪-૨૧૦, ૫૪૩. |
| ભિલિઉં | ભળ્યું, ૪-૨૯૯. |
| ભૂયણ | ભુવન, ૧-૧. |
| ભૂંઈં | ભૂમિ ઉપર, ૩-૧૭૮. |
| ભૂંહિરઈં | ભોંયરામાં, ૨-૬૩-૭૮. |
| મથ | મઠ, ૨-૯ |
| મસવાસી | એક પ્રકારની તાપસી, ૫-૧૦૧. |
| મસવાસિણી | એક પ્રકારની તાપસી, ૫-૩૪-૩૭-૩૮-૪૯-૭૪. |
| મહૂઆલ | મધપૂડો, ૩-૧૭૫, ૪-૨૯૩. |
| માઝિ | મધ્યમાં, ૪-૧૨૩. |
| મિસિવાન | મષીવર્ણું, મેશના રંગનું, કાળું, ૧-૧૭૮. |
| મિમાસણ | વિમાસણ, ૨-૯૮. |
| મીનતિ | વીનતી, ૪-૧૯૪. |
| મુધ્યા | મુધા, ફોકટ, ૪-૨૨૫. |
| મોકલાવી | વિદાય આપીને, રજા આપીને, ૭-૨૬૨. |
| યાત્ર | નાટારંભ, ૫-૧૮૦. |
| રયણાયર | રત્નાકર, સાગર, ૧-૧૦૧. |
| રવ્વાડીઈં | સવારીમાં, ૬-૧૧૨. |
| રહઈં | ચતુર્થીના અનુગ, ૫-૧૦૫. |
| રંગભૂમિ | રંગમંચ, ૩-૬૫. |
| રાઉલી | રાજકુલમાં—દરબારમાં, ૭-૭૯. |
| રામિણી | રમણી, ૫-૨૯૦-૩૨૫. |
| રુલીયાઇતિ | હર્ષિત, ૭-૩૭૬. |

| | |
|---|---|
| રેસિ | ચતુર્થીનો અનુગ, ૨-૪, ૬-૫. |
| લાપીણા | લાખ રૂપિયાના માલિક, ૩-૧૨૫-૧૨૬. |
| લાછિ | લક્ષ્મી, ૩-૧૫૦. |
| લાહ | લાભ. ૧-૨૦૦. |
| લુકી | છુપાઈ. ૩-૧૭૪. |
| લુણઈ | કાપે, ૫ ૨૬૩. |
| લુણી | કાપીને, ૫-૨૬૫. |
| લૂધ | લુબ્ધ, ૪-૧૬૪. |
| લેશાલઈ | લેખશાળામાં, નિશાળમાં, ૨-૧૮૭. જુઓ નેસાલઈ. |
| લોધીઈ | લુબ્ધકે, પારધિએ, ૨-૧૦૨. |
| વઈગરણા | વ્યય ઉપર દેખરેખ રાખનાર રાજ્યનો અધિકારી, ૫-૧૭૨. |
| વઈરાગર | વજ્રાકર, રત્નની ખાણ, ૫-૯૯. |
| વછિ | વત્સે, ૪-૨૩૩. |
| વન્નરવાલ | લીલાં તોરણ, વન્દનમાલા, ૭-૧૭૪. |
| વંચિત | વાંછિત, ૨-૧૧ |
| વંશલી | વાંસળી, ૩-૭૯, ૭-૩૪૩ |
| વાણુઉત્ર | વાણોતર, ૩ ૧૬૯ |
| વાણુત્ર | વાણોતર, ૩-૨૧૪ |
| વારઈ | સમયમાં, ગુજ-'વારામાં' ૧-૨૨ |
| વાસિગ | વાસુકિ, ૧-૪૨, ૩-૭૬ |
| વાહર | સહાય, ૨-૧૩૪ |
| વિગોઉં | પીડાકરું, ૪-૧૯૦ |
| વિગોણુઉં | વગોણું, ફજેતી, ૨-૨૫૮, ૩-૭૨ |
| વિડ | વડું, મોટું, ૧-૪૮ |

| | |
|---|---|
| **વિધ્યાતા** | વિધાતા, ૨-૧૦૧ |
| **વિલુધી** | વિલુબ્ધ થયેલી, ૪-૮૫ |
| **વિસની** | વ્યસનમાં, ૪-૮૫ |
| **વિશ્વાધ્યાર** | વિશ્વાધાર, ૧-૨૦૨ |
| **વિસહરનાં** | વિષધરનાં, નાગનાં, ૫-૫૧ |
| **વિહડઈ** | વિખૂટા પડે, ૪-૧૬૦ |
| **વૃહંદ** | બૃહન્નલા, નપુંસક, ૩-૨૦૫ |
| **વેઢિ** | યુદ્ધ, ૫-૮૮ |
| **વેધિ** | પ્રેમથી, ૪-૧૬૪ |
| **વૈતાઢિ** | વૈતાઢ્ય પર્વત ઉપર, ૫-૮૧ |
| **શિપર** | સુષિર, પોલું–ફૂંકથી વગાડવાનું વાજિંત્ર, ૩ ૮૧ |
| **શીકિરિ** | મોટું છત્ર, ૫-૧૭૯ |
| **શ્રાવક** | શાવક, બાળક, (?) ૩-૨૦૬ |
| **શ્રીગરણા** | ખજાનાનો વહીવટ કરનાર, ૫-૧૭૨ |
| **સઇયાણી** | સૂયાણી, ૪-૨૧૬ |
| **સપાઈ** | સહાયક, ૧-૧૧૦ |
| **સણીજાં** | સ્નેહીજનો, ૧-૨૪૫, ૨-૯૪ |
| **સત્રૂકાર** | સદાવ્રત, ૩-૧૨૭-૨૦૩ |
| **સદઈ** | સ્વાદથી ખવાય, ગુજ–સદે, ૧-૫૬ |
| **સમવડિ** | પાસે, ૨-૫૬ |
| **સાર** | સહાય, ૧-૯૨ |
| **સારણિ** | શારડી, ૪-૧૬૬ |
| **સાલહી** | મેના, ૧-૧૧૬ |
| **સાવધ્યાન** | સાવધાન, ૨-૨૨૨ |

| | |
|---|---|
| સાંતિઉં | રાખ્યું, ૧-૬૯ |
| સાંથિઉં | સાચવી રાખ્યું, ૩-૨૭૮ |
| સાંસતાના | ધીરજવાળાના, ૭-૨૩૦ |
| સાંસતી | ધીમી, ૧-૧૭૮ |
| સીથ | સીધું, રાંધ્યા વિનાનું અનાજ (?) ૩-૧૭૩ |
| સુગાલ | સુકાળ, ૧-૨૪ |
| સુધ્ય | સુધા, અમૃત, ૧-૧૭૯ |
| સૂધઉં | શુદ્ધ, ૭-૩૯૧ |
| સૂંમ | સૂમ, કંજૂસ, ૩-૧૬૭-૧૭૪-૧૭૮ |
| સૂંબહ | કંજૂસના, ૩-૧૭૨ |
| સેઠિ | શેઠ, ૫-૧૭૪ |
| હેલાં | હેલયા, રમતમાત્રમાં, ૧-૮૦-૨૨૨ |

# પાઠશોધન

આ 'અંબડ વિદ્યાધર રાસ' જ્યારે છપાતો હતો ત્યારે પ્રો. ઠાકોરને આંખની ભારે તકલીફ હતી. એ કારણે એના મુદ્રણમાં પ્રૂફવાચનની ઘણી અશુદ્ધિઓ રહેવા પામી છે. આ અશુદ્ધિઓ મોટે ભાગે પદચ્છેદની છે અને ક્વચિત્ મુદ્રણદોષ છે. આ બધાં સ્થાનો એટલાં સ્પષ્ટ છે કે મૂળ હસ્તલિખિત પ્રતો જોયા સિવાય પણ સન્દર્ભ ઉપરથી સુધારી શકાય વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ ભવિષ્યમાં આ સપાદનનો સારા પ્રમાણમાં ઉપયોગ કરો એવો સંભવ છે, આથી આ પ્રકારનું પાઠશોધન આપવું જરૂરી લાગ્યું છે. એની યાદી ઘણી લાંબી થઈ છે, તો પણ આ દૃષ્ટિએ વાચકો એ ક્ષમ્ય ગણશે એવી આશા છે.

— ભો. જ. સાંડેસરા

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૦ | નીરિકલુપ | નીરિ કલુપ |
| ૩ | ૨૩ | સાચતઈ | સાચ તઈ |
| ૫ | ૪ | વાસિગતુહઈ | વાસિગ તુહઈ |
| ૬ | ૫ | ગજબ હુ | ગજ બહુ |
| ૯ | ૧૧ | અપૂત્રીયાં નઈ | અપૂત્રીયાંનઈ |
| ૧૨ | ૮ | કહિતાપેવિ | કહિતા પેવિ |
| ૧૩ | ૭ | જોધપુર | જોધ પુર |
| ૧૫ | ૧૨ | દુકિખહૂં | દુકિખ હૂં |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ૧૬ | કરુંતે | કરું તે |
| ૧૬ | ૩ | મંત્ર હ | મંત્રહ |
| ૧૭ | ૫ | તું હ | તુંહ |
| ૧૭ | ૬ | મનસિઉલહિઉ | મનસિઉ લહિઉ |
| ૨૦ | ૧૬ | કહુતે | કહુ તે |
| ૨૦ | ૨૩ | મિત્યા | મિલ્યા |
| ૨૨ | ૧૨ | અક્ષા ઇ | અક્ષાઇ |
| ૨૨ | ૧૫ | પોહીંસ કપૂર | પોહીં સકપૂર |
| ૨૩ | ૧૮ | ચાલીઉંજાય | ચાલીઉં જાય |
| ૨૪ | ૮ | દ૯ ઇ | દ૯ઇ |
| ૨૪ | ૧૮ | ચંદ્રા નઈ | ચંદ્રાનઈ |
| ૨૫ | ૧૧ | જીતાપષઇ | જીતા પષઇ |
| ૨૮ | ૧ | અનાથ | સનાથ • |
| ૨૯ | ૧૮ | કેસહીસું • | કેસરીસું |
| ૩૪ | ૧૯ | દલલેય | દલ લેય |
| ૩૪ | ૧૯ | પીયાણો | પીયાણે |
| ૩૫ | ૧૬ | ધણઉંરાય | ધણઉં રાય |
| ૪૭ | ૧૫ | તુતિહાં | તુ તિહાં |
| ૫૨ | ૧૯ | દમણ ઊમરુઉ | દમણઊ મરુઉ |
| ૫૩ | ૨૩ | સુણિમાત | સુણિ માત |
| ૫૭ | ૧૩ | ઇમકહઇ | ઇમ કહઇ |
| ૫૯ | ૨ | મુઝએ | મુઝ એ |
| ૬૧ | ૨૦ | હુઇરાય | હુઇ રાય |
| ૬૧ | ૨૦ | નદઇ | ન દઇ |
| ૬૨ | ૩ | કોટી ધજ | કોટીધજ |
| ૬૨ | ૧૬ | મે લ્હઇ | મેલ્હઇ |

| | | | |
|---|---|---|---|
| ૬૨ | ૧૮ | મા થઇ | માથઇ |
| ૬૩ | ૧ | એફુલ | એ ફુલ |
| ૬૩ | ૫ | તેજન | તે જન |
| ૬૪ | ૧૫ | કર્મિ ઇ | કર્મિઇ |
| ૬૭ | ૨ | ધરિતેય | ધરિ તેય |
| ૬૭ | ૩ | નકરઇ | ન કરઇ |
| ૬૭ | ૭ | કોટી ધજ | કોટીધજ |
| ૬૮ | ૮ | ના સઉ | નાસઉ |
| ૬૯ | ૨૩ | વરિલીઆ | વરિ લીઆ |
| ૭૧ | ૪ | જૂનઉશંકર | જૂનઉ શંકર |
| ૭૧ | ૧૭ | આગ લઈ | આગલઈ |
| ૭૧ | ૧૭ | ઓરસ્યાં | ઓર સ્યાં |
| ૭૧ | ૨૨ | ગલહત્ય | ગલહત્ય |
| ૭૨ | ૯ | કોટી ધજ | કોટીધજ |
| ૭૩ | ૨૧ | વીસ સિઉ | વીસસિઉ |
| ૭૪ | ૪ | આગલિજે | આગલિ જે |
| ૭૪ | ૧૨ | ના લુઇ | નાલુઇ |
| ૭૪ | ૨૩ | સાંસ હિઉ | સાંસહિઉ |
| ૭૫ | ૫ | સીપમઈ | સીપ મઈ |
| ૭૬ | ૫ | વનગાહી | વન ગાહી |
| ૭૯ | ૮ | દોહિ લઇ | દોહિલઇ |
| ૭૯ | ૨૨ | તેહૂઉ | તે હૂઉ |
| ૮૦ | ૧૦ | કણુસ્યા વઇ | કણુ સ્યાવઇ |
| ૮૦ | ૨૧ | જુભાઈપિણિ | જુ ભાઈપિણિ |
| ૮૧ | ૧૬ | પક વજિઉ | પકવજિઉ |
| ૮૨ | ૧૦ | ની છટિઉ | નીછટિઉ |
| ૮૪ | ૭ | કામાકુલ નઇ | કામાકુલનઇ |

| | | | |
|---|---|---|---|
| ૮૫ | ૪ | નીરકુંભ | નીર કુંભ |
| ૮૭ | ૬ | કે તે | કેતે |
| ૮૭ | ૧૨ | ગલ્લરછલ | ગલ્લસ્થલ |
| ૮૭ | ૧૪ | લહિ કઈ | લહિકઈ |
| ૮૭ | ૧૭ | હૃદયસ્છલ | હૃદયસ્થલ |
| ૮૭ | ૧૯ | મુચતાફલ | મુક્તાફલ |
| ૮૮ | ૩ | ઊરસ્છલ | ઊરસ્થલ |
| ૮૮ | ૮ | પદઘગંધ | પદમગંધ |
| ૮૮ | ૧૫ | નસ આગધિ | તસ આગલિ |
| ૮૯ | ૮ | વસ્નિઈ | વસ્નિઈ |
| ૯૦ | ૩ | પ્રીધિ | પ્રીતિ |
| ૯૧ | ૨૩ | ૭મ | ઇમ |
| ૯૨ | ૮ | આ હેડી | આહેડી |
| ૯૩ | ૧૧ | મનઇ ૭ાઈ | મન ઇછાઇ |
| ૯૫ | ૨૦ | તેસ્યા | તે સ્યા |
| ૯૬ | ૬ | તુતે | તુ તે |
| ૯૭ | ૧૮ | તુમાકડી | તુ માકડી |
| ૯૮ | ૧૨ | જો તુ | જોતુ |
| ૯૯ | ૭ | ધનસાર | ધન સાર |
| ૧૦૩ | ૧૦ | ઋષિ નઇ | ઋષિનઇ |
| ૧૦૫ | ૨૦ | ગનિ | મનિ |
| ૧૦૫ | ૨૧ | દિનકેતે | દિન કેતે |
| ૧૦૬ | ૧૯ | વિપ્રવાચમાનઈ | વિપ્રવાચ માનઇ |
| ૧૦૯ | ૨૩ | નટવરહ | નરવરહ |
| ૧૧૧ | ૨૦ | ધાયદીઈ | ધાય દીઇ |
| ૧૧૨ | ૯ | તડના | તાડના |

| | | | |
|---|---|---|---|
| ૧૧૨ | ૧૬ | રતિરામ | રતિરાગ |
| ૧૧૩ | ૫ | હોતતિ | હોતગિ |
| ૧૧૪ | ૬ | પરિણે સિતું | પરિણેસિ તું |
| ૧૧૪ | ૭ | સ્યાવિસરઇ | સ્યાવિસઇ |
| ૧૧૫ | ૧૦ | રાજા દિક | રાજાદિક |
| ૧૧૬ | ૧૫ | મુહટામાહિં | સુહટામાહિં |
| ૧૧૬ | ૨૩ | અતિ હિં | અતિહિં |
| ૧૧૯ | ૧ | પામી જાઇ | પામીજાઇ |
| ૧૧૯ | ૮ | શ્રી ગરણાવઇ ગરણા | શ્રીગરણા વઇગરણા |
| ૧૧૯ | ૧૦ | થઈ ધર | થઇધર |
| ૧૨૧ | ૧૩ | સુખિર | સુપિર |
| ૧૨૧ | ૧૮ | અંગન ઉસંગ | અંગનઉ સંગ |
| ૧૨૩ | ૨૦ | નાવિ સઇ | નાવિસઇ |
| ૧૨૪ | ૧૮ | માત નઈ નહુઈ | માતનઇ ન હુઇ |
| ૧૨૬ | ૬ | લોકમય | લોહમય |
| ૧૨૬ | ૨૦ | આચારન | આચાર ન |
| ૧૩૨ | ૧૨ | પાઉ ધ્યારુ | પાઉધ્યારુ |
| ૧૩૨ | ૨૦ | હઈ ઈ | હઇઇ |
| ૧૩૨ | ૨૧ | વલ તું | વલતું |
| ૧૩૩ | ૧૬ | નિજ જામ | નિજ્જામ |
| ૧૩૭ | ૨૩ | દરનિ | દરસનિ |
| ૧૪૨ | ૧૧ | સુપુરિમ | સુપુરિસ |
| ૧૫૦ | ૭ | પુરીપઈ સાર | પુરી પઇસાર |
| ૧૫૨ | ૧ | તલતુ | વલતુ |
| ૧૫૨ | ૧૨ | આપણુથિકીન | આપણુથિકી ન |
| ૧૬૧ | ૬ | પછે વડઉ | પછેવડઉ |

| | | | |
|---|---|---|---|
| ૧૬૧ | ૧૦ | પરો પવી | પરોપવી |
| ૧૬૫ | ૨૩ | બાધાવાધી | બાધા વાધી |
| ૧૬૮ | ૩ | તુહ્મ નિઇ | તુહ્મનિઇ |
| ૧૭૨ | ૧૮ | વ્યવહાદી | વ્યવહારી |
| ૧૭૩ | ૯ | સૂકાજ | સૂ કાજ |
| ૧૭૩ | ૧૦ | બીજઉકો | બીજઉ કો |
| ૧૭૩ | ૧૪ | જાસન | જાસ ન |
| ૧૭૪ | ૧ | તુકિમ | તુ કિમ |
| ૧૭૪ | ૬ | દકિત | શકિત |
| ૧૭૬ | ૧ | જિબાલ | જિ બાલ |
| ૧૭૭ | ૨ | સૂણુ યો | સૂણુયો |
| ૧૭૭ | ૧૬ | આજનગઇ | આજ લગઇ |
| ૧૮૧ | ૨૩ | વજ્રદેહિ | વજ્રદેહિ |
| ૧૮૫ | ૧૫ | સ્વર્ગા પવર્ગા | સ્વર્ગાપવર્ગા |
| ૧૮૭ | ૫ | સમો સરિયા | સમોસરિયા |
| ૧૯૦ | ૫ | હાથિગદા | હાથિ ગદા |
| ૧૯૫ | ૪ | સાકસ | સ હસ |
| ૧૯૬ | ૨૦ | તિહા થુ | તિહાથુ |
| ૧૯૮ | ૮ | બઇ સિવાકાન્જિ | બઇસિના કાજિ |
| ૧૯૮ | ૮ | બેટિવે તાનઇ | બેટિ વેતાલઇ |
| ૧૯૯ | ૨ | પઠે વડઉ | પઠેવડઉ |
| ૧૯૯ | ૧૨ | બાડઝ્ય | લાડઝ્ય |




---